# હું રાજા હોઉં તો?

[ હાસ્યરસીક નવલિકાઓ ]

•

: : લેખક : :

'રા. બેકાર'

•

: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

ટાવર રોડ, સુરત.

પહેલી આવૃત્તિ
૧-૯-૩૯

: : કીંમત : :
બે રૂપીયા.

# અક્કલના ઈજારદાર,

હાસ્યરસીક નવલીકાઓ.

: લેખક :

રા. ભેકાર.

∴

: પ્રસ્તાવના :

શ્રી. ર. વ. દેસાઈ. એમ. એ.

મૂલ્ય માત્ર દોઢ રૂપીયો.

: : : : પ્રકાશક : : : :
જયંતિલાલ વિઠ્ઠલદાસ મહેતા.
શ્રી હરિહર પુસ્તકાલય,
ટાવર રોડ: સુરત.

: : : : મુદ્રક : : : :
ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.
અનાવિલ બંધુ પ્રીન્ટીંગ પ્રેસ,
બરાનપુરી ભાગળ; સુરત.

# અર્પણ પત્રિકા

મુકર્રમી:—

ભાઈ–ઈસ્માઈલ આદમ પટેલ (વીલા ફ્રેન્ટેસ.)

આપે સાધારણ કેળવણી લઈ કારકૂનીયા લાઈનનો અંગિકાર ન કરતાં, વહેપારી લાઈનમાં ઝુકાવી કર્તવ્ય-પરાયણતાથી, પ્રમાણીકપણાથી અને ખંતથી જે નામના કમાવી છે, અને જે અર્થસિદ્ધિ પ્રાપ્ત કરી છે; તે આપણી કોમના યુવાનો માટે માર્ગ દર્શનરૂપ થઈ પડશે. કોમની કેળવણી પ્રત્યેની આપની હમદર્દી, કોમના યુવકોને કેળવવા પ્રત્યેની આપની ધગશ, મુસ્લિમ સાહિત્ય પ્રત્યેની આપની અભિરૂચિ, અને મુસ્લિમ સાહિત્યનો જેમ બને તેમ વધુ ફેલાવો કરવાની આપની તમન્ના તથા ઉત્તેજન વૃત્તિથી આકર્ષાઈને આ મારી અદના કૃતિ આપને અર્પતાં ખાસ આનંદ લઉં છું. કોમનીજ ધૂન અને નામની લેશ પણ પરવા નહિ; એવા આપના જેવા સાહસિક યુવાનો આપણી કોમને વધુ ઉજવળ બનાવો! એ દિલીદુઆ સહિત વિરમતો,

આપ જેવા સાહિત્ય રસિકોનો અદના સેવક

"એકાર" (રાંદેર)

# પ્રસ્તાવનાનું પીંજણ

હરેક મનુષ્યને નાક હોય છેજ ! નાક વગરનો માણસ નકટો ગણાય છે. નકટો માણસ વરવો લાગે; તેમ પ્રસ્તાવના વિનાનું પુસ્તક વરવું લાગે છે એમ ઘણા વાંચકોની માન્યતા હશે !

ખરી રીતે જોતાં અજાણ્યા શહેરમાં કે અજાણ્યા દેશમાં પરિભ્રમણ કરતી વખતે ભોમીયાની જરૂર પડે છે; તેમ પુસ્તકના અજાણ્યા પ્રદેશમાં વાંચક અટવાઇ ન પડે માટે પુસ્તકની પહેલાં પ્રસ્તાવનાની જરૂર ખરી ! પણ તે કેવા પુસ્તક માટે ? જે સમજવું અઘરૂં હોય તેને માટે. ભારે ખોરાકને હજમ કરવા માટે સુરણની ગોળીની જરૂર પડે ખરી, પણ હળવો ખોરાક તો આપો આપજ હજમ થઈ શકે ! તેવીજ રીતે જે પુસ્તકોમાં ફિલ્સુફીનાં સુક્કાં રણોનો પ્રદેશ ભર્યો પડ્યો હોય, કે પુરાતત્વની ધીચ ઝાડી હોય અથવા પુસ્તકના ભંડારમાં ભાષાના એવા ભારે ભારે પત્થરા ખડકાયા હોય કે જેને માટે વારંવાર શબ્દકોષ ઉથલાવવા પડતા હોય, અથવા જે પુસ્તકમાં એવું ઉંડું તત્વજ્ઞાન ઠાંસી ઠાંસીને ભર્યું હોય, કે જેને સમજવાની કડાકૂટ કરતાં વાંચકને કપાળે બામ લગાડવાની આવશ્યક્તા ઉભી થાય યાતો વાંચક છાતીપર પુસ્તક પહોળું રાખીનેજ પહોળે મોઢે ઉંઘી જાય ! અલબત્ત એવા પુસ્તકોને માટે પ્રસ્તાવનાની જરૂર ખરી !

પણ આતો ગુલાબજાંબુ કે કલકત્તાનાં રસગુલ્લાંની માફક હડપથુંને મોઢામાં મૂકતાંજ ગળામાં ઉતરી જાય એવા સીધા ને સાદા હાસ્યરસનું પુસ્તક રહ્યું; તેને પ્રસ્તાવનાની જરૂર શી ? અને ખરો હાસ્યરસજ તે કહી શકાય કે જે વગર કડાકૂટે કપાળપર જરાએ કરચલી પાડયા વગર વાંચતાંની સાથેજ ભેજાંમાં સમાઇ જાય કે ઝટ વાંચકના હોટ પહોળા થઇ જતાં દાંત દેખાવા લાગે; કાંતો મરકલો છૂટી જાય ! આ પુસ્તકમાં કેવોક હાસ્ય ઠાંસી ઠાંસીને ભર્યો છે; તે વિષે ઢોલ પીટવાની કંઈ ઝાઝી જરૂર નથી. તમારી આંખની સામેજ પુસ્તક તો છેને ? વાંચો અને વગર વિચારેજ તમારો કીંમતી કે અકીંમતી અભિપ્રાય આપી દો ! વિચારવામાં ઝાઝો માલ નથી. કારણ કે વિચાર કરનારાઓમાં હાસ્ય માણવાની શક્તિજ રહેતી નથી એમ ઘણા હાસ્યપર ભાષ્ય રજુ કરનારા કહી ગયા છે !

બીજા બધા રસના લેખકો કે વાંચકો વિચાર કરી કરીને દીવાના બની ગયા સાંભળ્યા છે; પણ કોઈ હાસ્યનો લેખક કે વાંચક વિચાર કરીને ચસ્કી ગયો હોય એમ સાંભળવામાં આવ્યું નથીજ ! વિચારીને અનેક વંઠી ગયા છે; પણ વગર વિચારે કોઈ વંઠતું નથી એ વેદ વાક્ય કે અશોકના

શિલાલેખનું વાક્ય નથી છતાં તમારા મગજમાં તો વગર વિચારેજ ઉતરી ગયું હશે !

મતલબ કે કસ્તુરી ખરીદ કરનારને તે અસલ છે કે નકલ, તેની પરખ કરનારની ખોળ કરવી પડે છે; પણ કાંદા ખરીદનારને ઝાઝી ચોકસાઈ કરવાની જરૂરત રહેતી નથી; કારણ કે કાંદા પોતેજ પોતાની સુગંધીદ્વારા પોતાની કસોટી કરાવી દે છે ! તેમ હાસ્યરસ પણ ખુદ પોતે પોતાપણું પ્રકાશે છે ! આથી કોઈ એવી ધૃષ્ટતા ન કરે કે હાસ્યરસ કાંદા જેવો દુર્ગંધવાળો હોય છે, અને હાસ્યરસના સર્જકો કાછીયા–કુજડાજ હોય છે !

ના, ના. આ તો ફક્ત હાસ્યની સરળતા ખાતર સહેલી દલીલ રજુ કરી છે. મતલબ કે આવાં સહેલાઈથી સમજી શકાય એમાં સરળ પુસ્તકોને પ્રસ્તાવનાની આવશ્યક્તા ન હોય ! ઘણી વેળા તો ધરખમ લેખકો પાસે એટલા માટે પ્રસ્તાવના લખાવાતી જોવામાં આવે છે કે મહાદેવના નામે પોઠીયા પણ પૂજાય ! ગ્રાહકો પાસે સીધી રીતે પહોંચવાને બદલે કોઇ સાક્ષરની સીફારસથી પહોંચવું વધુ સુલભ થઈ પડે છે. અને તેથીજ પ્રસ્તાવનાનું વેલ્યુ પ્રકાશકો વધુ આંકતા દેખાય છે; પણ મૂળ જણનારીમાંજ જોર ન હોય; ત્યાં સુયાણીની દોડધામ શું કામની ? લેખકમાંજ રામ ન હોય ત્યાં પ્રસ્તાવનાનું રામાયણ શું કામ લાગે ? અને વળી એક આઝાદ લેખકને પ્રસ્તાવના લખાવવા માટે ખુશામત કરવી; તે જોનબુલબાપા પાસેથી સ્વરાજ મેળવવા જેટલી દુસ્કર થઈ પડે છે !

હવે આપણે મુદ્દાની વાત કરીએ. મજકુર પુસ્તક એ મારા જુદા જુદા લેખોનો સંગ્રહ છે. એક સળંગ વાર્તા નથી. અને સળંગ વાર્તામાં હાસ્ય બરાબર જામતુ પણ નથી એમ સ્વર્ગસ્થ સાક્ષરશ્રી રમણભાઈ નીલકંઠનું ભદ્રંભદ્ર વાંચનારને પણ સમજાયું હશેજ ! બધા લેખો વિષે જુદું જુદું પિષ્ટપેષણ કરવાની આવશ્યક્તા પણ જણાતી નથી. વાંચકોને પોત પોતાના અધિકાર પ્રમાણે રસ પ્રાપ્ત થઈ રહેશે ! ફસ્ટ કલાસ ઈન્ટર કલાસ, અને થર્ડ કલાસ. આમ દરેક પ્રકારના વાંચકોના બરનો હાસ્ય પીરસાયો છે. પોત પોતાની પંગતમાં દરેકને બેસી જવાનો અધિકાર છે.

બાકી '**નથ્થુભાઈ**' વાંચ્યા પછી તો દરેકને ખાત્રી થઇ ગઈ હશે કે ગામે ગામ એવા નથ્થુભાઈઓ હોય છે જ ! '**કરસનકાકા**,' '**મુંબઇનો ફરહાદ**,' '**તળપદો મજનું**,' '**જીવણકાકા**' વગેરે પાત્રો ખાસ ધાનીયા કલાસનું ધ્યાન ખેંચવા રજુ કર્યાં છે. '**મહેમાનો**' '**પંતુજી પુરાણ**,' '**પરણ્યા પછીનાં પાંચ વરસ**,' એ માટે તો અનુભવનીજ આવશ્યક્તા છે બાકી હિંદુસ્તાનનો ઇતિહાસ વાંચનાર તો '**પોંક પાપડી**'નો મર્મ

સમજી જશે! અને આ હડહડતા કળિયુગમાં **'સત્યવાદી હરિશ્ચંદ્ર'** બનનારને કેવી વિટંબણા ભોગવવી પડે છે, તે એ લેખ વાંચ્યા પછી જરૂર એવા મગનભાઈઓ માટે સહાનુભૂતિ ઉત્પન્ન કરશેજ! અને **'ઇલેકશનનો ઉમેદવાર'** વાંચ્યા પછી તો તમે પરણ્યા ન હોવ; તો એવી જાનમાં તો જરૂર ગયા હશોજ? એનું સ્મરણ થશે! બાકી 'રસ ગળે અને કટકા પડે' એવું કંઈક કરવા માટે અતિશયોક્તિનો આસરો તો લેવો પડેજ ને? અને અતિશયોક્તિની સીડીનો ઉપયોગ કર્યા વગર તો કયો લેખક હાસ્યની મેડી પર મ્હાલી શકે એમ છે?

બાકી **'મેં રાજપાટ કેમ ગુમાવ્યું?'** કે **'હું રાજા હોઉં તો શું કરૂં?'** એ તો પ્રજા કરતાં રાજાઓનેજ વધુ ઉપયોગી લેખ છે. જો સદ્ભાગ્યે આપણા રાજાઓ પુસ્તકો વાંચતા હોત તો? જવાદ્યોને એમના અભ્યાસની તો વસ્તુઓજ જુદી છે! બાકી લીડરીના નવા ઉમેદવારોને માટેજ **'લીડર બનતાં લટકી ગયા'** લખ્યું છે! પણ જેમ નીરાને વધુ રખોળે તો તેમાં ખટાસ આવી જાય, અને તેની તાડી થઈ જાય; તેમ હાસ્યમાં વધુ ઉંડા ઉતરીએ તો હાસ્યની મઝા મારી જાય. માટે થોડું લખ્યું ઘણું કરીને વાંચવાની જુની પુરાણી શિખામણ આપીને વિરમું છું.

છેવટમાં એટલુંજ કે આ પુસ્તક છે હાસ્ય લેખોનો સંગ્રહ. છતાં તેનું નામ **'હું રાજા હોઉં તો?'** કેમ રાખવામાં આવ્યું છે? આ પુસ્તક લગભગ છપાઇને તૈયાર થવા આવ્યું હતું; છતાં એની ત્રણ ત્રણ ર્હેનાઓ નામ પાડવા માટે મુંઝાઈ રહી હતી! તેવામાં અચાનક વૉર્નર બ્રધર્સની ટેકનીકલર ફીલ્મ નામે **'ઈફ આઈ વૅર એ કીંગ'** આવી. તે ફીલ્મનું નામ પસંદ પડવાથી તેનું નામ આ સંગ્રહને ફીટ કરી દીધું. તે ફીલ્મની ઉપરથી ચોરી કરીને કશુંજ આમાં લીધું નથી તે માટે તો ગળાના સોગંદ ખાઈ શકું છું!

ગુજરાતી વાંચકોએ મારાં આ અગાઉનાં પુસ્તકો પ્રેમપાંજરુ, રસનાં ચટકાં, હાસ્યકુંજ, જુની આંખે નવા તમાશા, કલમચાબુક, અક્કલના ઈજારદાર વગેરેને હાથોહાથ વધાવી લીધા છે; તેમ આ પુસ્તકને પણ વધાવી લેશેજ એવી આશા સહિત વિરમું છું! આશા અમર છે! કારણ કે આ પ્રસ્તાવના લખતી વખતેજ વરસાદે લીલા લ્હેર કરવા માંડી છે જેથી દુકાળ તો દફન થયો છેજ તો પછી રોટલાની ચિંતા ટળતાં આવાં હાસ્ય પુસ્તકો વાંચતાં, ખાધું પીધું ને રાજ કીધું કરવાનુંજ રહ્યું ને? અસ્તુઃ

એકાર ઑફિસ }<br>
**રાંદેર** તા. ૨૧–૮–૩૯ }

## અનુક્રમ


| | | |
|---|---|---|
| ૧ | ભણેલો ભરથાર ... ... ... ... | ૧ |
| ૨ | મેં રાજપાટ કેમ છોડયું? ... ... ... | ૧૦ |
| ૩ | ઐતિહાસિક દાદાગીરી. ... ... ... | ૨૨ |
| ૪ | પરણ્યા પછીના પાંચ વર્ષ! ... ... | ૨૮ |
| ૫ | 'લીડર' બનતાં લટકી ગયા! ... ... | ૪૧ |
| ૬ | ઇલેક્શનનો ઉમેદવાર!!! ... ... ... | ૫૯ |
| ૭ | મુસ્તુફા કમાલ સાથે હાથોહાથ! ... ... | ૭૯ |
| ૮ | મુંબઇનો ફરહાદ! ... ... ... | ૯૫ |
| ૯ | હરિશ્ચંદ્ર નંબર–૨. ... ... ... | ૧૧૧ |
| ૧૦ | નથ્થુભાઇ! ... ... ... ... | ૧૨૬ |
| ૧૧ | જીવણ કાકાનો ઇન્ટરવ્યુ! ... ... ... | ૧૩૬ |
| ૧૨ | કરસન કમીશન!... ... ... .. | ૧૪૬ |
| ૧૩ | મુસોલીની સામે કરસન કાકા!!! ... ... | ૧૫૮ |
| ૧૪ | મહેમાન કે ગુંદરીયાં! ... ... ... | ૧૭૦ |
| ૧૫ | પોંક–પાપડી ... ... ... ... | ૧૮૩ |
| ૧૬ | પ્રેમ ત્રિકોણ ... ... ... ... | ૧૯૩ |
| ૧૭ | પંતુજી પુરાણ. ... ... ... ... | ૨૦૪ |
| ૧૮ | તળપદો મજનું!... ... ... ... | ૨૧૬ |
| ૧૯ | હું રાજા હોઉં તો? ... ... ... | ૨૨૪ |

# ભણેલો ભરથાર.

**જાણે** વાત એમ છે કે માતરના મુખી મનોરદાસનો દીકરો મૂળીઓ રાજનગરમાં ભણવા ગયો. ત્યાં ફીફ્થ સ્ટાન્ડર્ડમાં પાંચ પાંચ વરસ ગોથાં ખાયા પછી વડોદરે ભણવા મૂક્યો; તો ત્યાં એ સીક્સમાં સીક્સ વરસ ગુમાવ્યાં! જેથી લાચારીએ લગ્ન કરવાને બ્હાને ધોએલા મૂળા જેવા મૂળજીભાઈ ઘર ભેળા થયા. ઘણાં વરસો રાજનગર તથા વડોદરામાં ગુમાવી એમણે અંગ્રેજી એટીકેટ અને અંગ્રેજી બોલી હસ્તગત કરી હતી. મુખી મનોરદાસને તે બદલ ખૂબ આનંદ થતો. કોઈ અમલદાર ગામ પર પધારે, ત્યારે અંગ્રેજી વાતચીત કરવા માટે ઘાડની આગળ જોતરાની જેમ મૂળીઆને આગળ ધરે, અને ખુશામતથી ટેવાએલા અમલદારો મુખી મનોરદાસની પાસે મૂળીઆની અંગ્રેજી ભાષાનાં ભારે વખાણ કરે જેથી મનોરદાસને તો એમજ ભાસ થતો કે "ગામમાં તો ઠીક પણ આખા પરગણામાંએ મારા મૂળીઆની બરાબરી કરી શકે એવો કોઈ નથી!" અને મૂળીઆને પણ પોતાની અંગ્રેજી ભાષા અને અંગ્રેજી એટીકેટથી અમલદારો પર પ્રભાવ પાડી જાણે સ્વર્ગ સાથે સાત આંગળનુંજ છેટું રહી ગયું એમ લાગતું!

ગ્રામ્યજનો સાથે વાતચીતમાં પણ વારંવાર અંગ્રેજી શબ્દો ફેંકતો. જેથી મૂળજીભાઈ સાથે વાત કરતાં ઘણાઓ કંટાળતા. કારણ કે એમની વાતમાં આત્મશ્લાઘા સિવાય બીજું કશું ભાગ્યેજ હોય! ઘણી વેળા એમ જોવામાં આવે છે કે પરબીડીઉં ભપકાદાર હોય અને તેમાં

બીડેલો કાગળ ઠેકાણા વગરનો હોય છે; તેમ મૂળજીભાઈનો ભપકો અજાણ્યાને આંજી નાખે તેવો હતો. પણ એમના આચારવિચાર ભણ્યા પણ ગણ્યા નહિ જેવા હતા ! પાડોશના એક ગામના પટેલની છોકરી સાથે એમનું લગ્ન થયું. બાઈસાહેબ ત્રણ ગુજરાતી ચોપડી ભણેલાં હતાં. માન મલાજો અને લાજશરમના સંસ્કાર માતપિતા તરફથી મળ્યા હતા. બીજા શબ્દોમાં કહીએ તો મીસીસ મૂળજીભાઈ એક ઘર રખુ ગૃહિણી હતાં. તેમનું નામ હતું મંગળી ! મૂળજીભાઈને એ જુના વિચારનું નામ પસંદ નહતું; જેથી મંગળીને મનોરમા કહીને બોલાવતા. મૂળજીભાઈ મનોરમાને વીસમીસદીની અપ–ટુ–ડેટ વનિતા બનાવવા મથતા હતા, અને મંગળી ઉર્ફે મનોરમા અઢારમી સદીનું દેશી બૈરું બની રહેવાનું જ પસંદ કરતી; જેથી ઘણી વેળા એ ઘણી બૈરીમાં ટગ ઑફ વૉર જામતી. એક વેળા મંગળી એના સસરા મનોરદાસની લાજ કાઢીને ઉભી હતી જેથી મૂળજીભાઈનો ગુસ્સો એકદમ બેકાબુ થયો. " મનોરમા ! કમહીયર. " હાથના ઇશારાથી બીજા ઓરડામાં બોલાવી.

" એ તમારા હીયરને ફીયરમાં અમે કાંઈ ના સમજીએ ! " મનોરમાએ આવતાંજ છણકો કર્યો.

" કેમ યુ ! કેમ ન સમજે ? સમજવું જ પડશે. મ્હારા જેવા અપ–ટુ-ડેટના સહવાસમાં એટલુંએ ન સમજે તો પછી ધૂળ પડી મારા ને તારા જીવતરમાં ! પણ હા... આ, તું આમ આર્થોડોકસ જેવી કયાં સુધી રહીશ ? "

" મોં હંભાળીને બોલો. તે દિ તમેજ શિખવ્યું ઉતુંને કે ડૉગ્સ એટલે કુતરાં ! તો શું મને અંગ્રેજીમાં કુતરી કહી ? કુતરી તમારી હોય તે ! જાઓ, મારી બઈ, આપણે ત્યારે નથી બોલતાં તો ભાઈ સાહેબ ફાટતાજ જાય છે !"

" એમાં ગુસ્સો કાં કરે છે મનોરમા ! મેં તો તને એમ કહ્યું કે તું આર્થોડોકસ યાને જુના વિચારની છે. જેને મારા જેવા સુધરેલા જુવાનની સ્ત્રી આમ ઘરમાં ઘુંઘટ તાણીને ફરે એ કેમ પાલવે ? હું

તને વીસમીસદીમાં ઘસડી આણવાનો પ્રયત્ન કરું છું; ત્યારે તું અઢારમી સદીનું પ્રદર્શન કરે છે! બસ એ ઘુંઘટ ઘુંગટનાં તોફાન મારા ઘરમાં ન જોઇએ!"

"તો શું ઘરના વડીલોનો પણ માન મલાજો ન રાખવો? સસરાજીની સાથે ખુલ્લે મોઢે શી રીતે વાત થાય? લાજ તો કાઢવીજ જોઇએને!"

"અરે! સુધરેલા શહેરીઓના ઘરોમાં તો સસરા અને વહુ સર્વે એક ટેબલ પર બેસીને ખુલ્લે મોઢે જમી શકે છે. સુધરેલાંઓમાં આવી સંતાકુકડીની રમત રમાતી નથી! આવી જંગલી રીતે તો સ્ત્રીઓ ઘરના ખૂણામાં ભરાઈ ભરાઇને અને ઘુંઘટમાં ગુંચવાઈ ગુંચવાઇને કાવર્ડ બની જાય!"

"શું કહ્યું માછીની કાવડ!"

"અરે કાવડ નહિ પણ કાવર્ડ એટલે બીકણ બની જાય. આપણી ઇંડીયન સ્ત્રીઓ બીકણ રહેશે, અબલા કહેવાશે; ત્યાંસુધી સ્વરાજ મળવાનું નથી!" એટલામાં અંદરના ઓરડામાંથી લખી પટલાણીનો સ્વર સંભળાયો.

"બેટા મૂળીઆ!"

"ડેમ યુ હંબગ! કેવાં જંગલી માણસો! એક સ્ત્રીનો સ્વામી થયો છતાં હજુ મૂળીઓ! મી૦ મુળજીભાઇ કહેતાં શું થાય છે?"

"એ તો દીકરા જીભ વળી તે વળી! આખો જન્મારો છેતરમાં કોંમ કરનાર અમારા જેવાં માણહને તારા જેવું ગોટપીટ ચ્યોંથી આવડે? પણ હવારના પોર'માં વહુને હું શીખામણ આપી રીયોચ? ઘરમાં કચરો પુંજો કાઢવાનો બાકીછ ને તું વાતે વળયગોચ!"

"ડેમ યુ કચરો પુંજો! હું મીસીસને અપ–ટુ–ડેટ બનાવવા માગું છું ને તમે લોકો એને ઝાડુવાળી બનાવવા માગો એ કેમ બને! કોઈ ઝાડુવાળી રાખી લ્યો તો કેમ?"

"દીકરા, તારા બાપાએ ને દાદાએ જઇ જઇ કરીને આ મીલ્કત વહાવી છે; તે એમ નોકર, ચાકર રાખીને વેડફી નોંખવા વહાવી નથી! તને અંદવાદની નેહાળે બેહાયડો, પછે વડોદરાની નેહાળ બેહાયડો; ત્યારે કેટલો ખરચ થયોય તે તો અમારું મન જોણુંચ! મોટ દીકરા, તમે કમાતા થાઓ ત્યારે નોકરડી વહાવજો! આપણે ખેડુ લોકોને વળી નોકર ચાકર હું કરવા જોયે?"

"માય ડીયર મધર! હવેથી અમારી વાતચીત થતી હોય; ત્યારે તમારે વચ્ચે પડવું નહિ, આવું વર્તન એટીકેટથી વિરૂદ્ધ ગણાય. હું એને ઘરનો ખૂણો છોડવી બ્હાર્ડવર્લ્ડ યાનેકે બહારની દુનિયા દેખાડવા માગું છું અને તમે એને ઘર કુકડી બનાવવા માગો છો તે કેમ બને?"

"હવે તું કમાય ત્યારે મડમ બનાવજે; પણ વાત વાતમાં અંગ્રેજી બોલી હેરોંન નોં કર! અંગ્રેજી બોલે એમાં હું ધાડ માયરી? તે દા'ડે પોંક પાડતોં તો આવયડો નઇ!"

"વોટ અપ ધેટ? એમાં શું? અંગ્રેજી સ્કુલમાં કંઈ પોંક પાડવાનું શિખવવામાં આવતું નથી? દેડાં વાછરાંએ પોંક તો પાડી જાણે છે! એમ તો મોટા મોટા એરિસ્ટરોનેએ પોંક પાડતાં આવડતો નથા; તેથી શું તેમની એરિસ્ટરીમાં કંઈ ખામી આવી જવાની હતી!"

"વળી પાછું અંગ્રેજી બોયલો કે? લે મંગળી, ચાલતો દીકરી! એ તો નવરો છે તે ગોટપીટ કયરા કરહે! આપણે તો હજુ વલોણું ખેંચવાનું છે ને પછી મારે તો છેતર જવાનું છે!"

"ડેમ યુ વલોણું! જહન્નમમાં જાય તમારું વલોણું! હું મીસીસ મનોરમાને વલોણું ખેંચનારી ગામડીયણ જોવા માંગતો નથી પણ ટેનીસ રમનારી અપ-ટુ-ડેટ શહેરી સુંદરી જોવા માગું છું!"

"એ તારી ટેનીસને બેનીસમાં હું ના હમજું પણ વલોણું જન્નમમાં જહે તો પછે ઘી ખાવા પણ જન્નમમાં જવું પડહે! ને ભણીગણીને તું તો છેક જ ફાટી પયડો છેને હું! કોઈ બૈરીનું નોંમ

" આવી દલીલો મને પસંદ નથી, અને બૈરીનું નામ લેવાથી તે બૈરી મટી જવાની નથી! મારી સ્ત્રીને હું સુધારું તેમાં કોઇએ વચ્ચે પડવું ન જોઇએ! હું એને સ્લેવીશ થોટ્સ એટલે કે ગુલામી વિચારોથી મૂક્ત કરવા માગું છું અને ફ્રીડમ યાને સ્વતંત્રતા આપવા ચાહું છું; ત્યારે તમે લોકો જુના વિચારને વળગી રહી બાપના કુવામાં બુડી મરવાની વાતો કરો એ કેમ બને?

આ પ્રમાણે શરૂઆતથીજ માતા અને પુત્રના વિચારોમાં ટગ ઑફ વૉર જામતી. મુખી મનોરદાસ મૂળીઆની તરફેણમાં જ મત આપતા. કારણ કે એકનો એક છોકરો અને વળી પટપટ અંગ્રેજી બોલે તથા અંગ્રેજોની જેમ ફક્કડ થઈને ફરે જેથી મનોરદાસ વધુ ફુલતા; પણ તેમને એટલી ખબર ન હતી કે અગ્રેજી વિચારોનું નહિ પણ આડંબરનું અનુકરણ કરી મૂળીઓ ફેશનની વેદી પર મીલ્કતને ભેટ ચઢાવવાનાં શુભ પગલાં ભરી રહ્યો હતો!

રાજનગર જઇને મૂળીઓ તો પોતાને માટે તથા મનોરમા માટે ફાંકડો ટૅનીસ સુટ, લેડીઝ સુટ તથા ટૅનીસ રૅકેટ વગેરે સાધનો ખરીદી કરી લાવ્યો. ઢોરો બાંધવાના વાડાને કામ ચલાઉ ટૅનીસ કૉર્ટ બનાવ્યું અને મીસીસની સાથે રમવાની તૈયારી કરી. પણ દેશી અને તે પણ સાવ ગામડીયા વાતાવરણમાં ઉછરેલી મનોરમાને પુષ્કળ સંકોચ થવા લાગ્યો.

" બળ્યું, આવું આવું બોયલા બહુરૂપિઓ જેવું હું રોજ નવું નવું ધતીંગ કરો છો? બળ્યા આ તમારા ઉંચી એડીવાળા બૂટથી તો પગ મચકાઇ જશે! હું તો પહેરવાની જ નથી! ને આ નાના છોકરાં જેવું દડો લઈને રમવાનું મને તો બા ગમતું નથી! ગોંમમોં લોક વાતો કરેય કે મનોરદાસ મુખીનો છોકરો તો હાવ ફાટી પયડોય! પોતે તો સાબ બની ગીયો અને હારે હારે વહુને પણ મડેમ બનાવવા નીકયળોય! બા લોકો આવું બોલે તે મને તો ગમતું નથી! તમે આવું ગોંડું ઘેલું ક્યરાજ કરશો?"

"વ્હાલી! શા માટે લોકોથી ડરવું? લોકો ગમે તેમ બોલે તેમાં આપણે શું? કોઈનું મોઢું સીવીને બંધ કરી શકાય? આપણે સુધરીએ તેમાં એ લોકોના પેટમાં કેમ ચૂંક ચાલેચ? આપણા ઈંડીયનોને તો અદેખાઈ સિવાય બીજું કંઇ વારસામાં મળ્યું જ નથી! એ લોકોને બાળવા ખાતર પણ તારે ફેશનનો અંગિકાર કરવો જોઈએ. ચાલ આજે તો મુંબઈમાં લોકો સ્વતંત્રતાથી ફરે છે; તેમ આપણે બંને હાથમાં હાથ ઝાલીને ફરવા જઇએ. તું જરા પાઉડર કરી, ડ્રેસ બદલી બૂટ પહેરી લે."

"બળ્યું હું તો શરમાઇને મરી જાઉં!"

"કેમ યુ શરમ! શરમમાં ને શરમમાં તો આપણે ઇંડીયનો ગુલામ બન્યા છીએ! જો રાજીખુશીથી તું મારી સાથે ફરવા નહિ આવે, તો જોરજુલમથી લઈ જઇશ!"

"હું સાસુજીને કહી દઇશ!"

"કેમ સાસુજી! એ ડોકરીનું નામ વચમાં શા માટે લાવે છે?" લખી પટલાણી જોરથી વાર્તાલાપ થતો સાંભળીને આવે છે.

"કેમ દીચરા! ડોસલીના નામથી કેમ ગભરાય છે? અત્યારથી માવતરને જોઇને ભડકો છો; તો તમારી કમાઇ ખાવાનો વારો આવે; ત્યારે ચ્યમ થાહે!"

"ટેરીબલ, હોરીબલ ઘણુંજ ભયંકર! ઘણુંજ ભયંકર! પુત્ર અને પુત્રવધુની વાતચીતમાં આપને પડવાનો અધિકાર શો છે?"

"ચ્યમ દીચરા! કંઈ હપનામાં ભૂતાવળ જોઇને ભડક્યો તો નથી? કે ભયંકર! ભયંકર! ની બૂમો પાડછ! દીચરા, આ તને હું હનેપાત થયોચ કે રોજરોજ નવાં નવાં ધતીંગ કરેચ!"

"આપ એમાં ન સમજો. કુવાનાં દેડકાંને બહારની દુનિયા કેટલી વિશાળ છે તેની સમજ ન પડે!"

"એટલે તું આજકાલનો ઢેંચણુ જેટલો અંગ્રેજી ભયણો તો અમને કુવાનાં દેડકા બનવાનો વારો આયવોને! મૂળીઆના બાપા

હાંભળો છો કે?" લખી પટલાણીએ મોટા સાદે પોકાર કર્યો જેથી ડેલીમાંથી હુક્કો પીતા મુખી મનોરદાસ અંદર આવ્યા ને બોલ્યા.

"હું છે પટલાણી? હું કરવા બોલાયવો?"

"હું કરવા બોલાયવો તે જુવોને આ તમારો અંગ્રેજી ભણેલો દીચરો અત્યારથી જ હામે હેંગડાં ઉગામી રહ્યો છે!"

"પાડોશવાળી જીવકોર ડોહી કેતી ઉતી તે ખરૂં પયડું કે અંગ્રેજી ભણાવવાથી છોકરા વંઠી જાય છે! આપણા ગોર મા'રાજ પણ કે'તા ઉતા કે મંમઈમાં અંગ્રેજી ભણેલા લોકો ભગવાંનને ભૂલી જાય છે! એ વાતો નજરે નેંહાળવાની આવી! બચારી વહુને એ કયારનો દડે રમવા હેરાંન કરેચ ને હું તો જોંણુ એના કંઈ વિહાતમાં જ નંઈ!" લખી પટલાણી બોલ્યાં.

"આઈ એમ વૅરી સૉરી! હું ઘણોજ દિલગીર છું કે પુત્ર અને પુત્રવધુની વાતચીતમાં માવતરે શા માટે દખલગીરી કરવી? પિતાજી! આપ જ ઇન્સાફ કરો. હું મનોરમાને અંગ્રેજી એટીકેટથી વાકેફ કરવા ગમે તેમ વર્તું તેમાં માતાજી શા માટે કઢીમાં ડોયાની જેમ તૂટી પડે છે?"

"પણ ગાંડા, તારી મા કહે તેમાં ખોટું લગાડવાની કંઇ જરૂર નથી! એ તો ખોખરાં હલ્લાં એટલે ખખડેએ ખરાં!"

"બસ આજથી હું નોટીસ આપું છું કે મારી વાતમાં મધર કંઇપણ બોલશે તો હું ઘર છોડીને ચાલ્યો જઇશ."

"દીચરા એવી નોટીસને પોટીસ હું કરવા આપેચ! ભગવાંન તને હેમને ખેમ રાખે. તું હું કરવા ઘર છોડે? છોડેને આપણા દશમન! પણ જરા તારા ભલાને માટે કહીએ તેમાં આવડું તરાણું? તારી આવી ગાંડી, ઘેલી વાતો હાંભળીને હામેવાળા વાતો કરેચ કે મૂખીનો મૂળીઓ ભયણો ખરો પણ રજ્જે ગયણો નંઈ!" લખી પટલાણીએ છોકરાને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

" એ આર્થોડોક્સ લોકો ભલે ગમે તેમ ભસે તેમાં મારે શું ? એ લોકોને બોલવા હજુ તો હું ઘણી ઘણી ફેશનેબલ યોજનાઓ કરવાનો છું. પણ મહેરબાનીની રાહે હવે મનોરમાને પાણી ભરવાનું, ઝાડુ વાળવાનું, છાણાં થાપવાનું, વલોણું ખેંચવાનું, ભેંસો દોહવાનું કામ ન સોંપાય તો સારૂં ! કારણ કે મારા જેવા અપ-ટુ-ડેટ યુવકની પત્નિ સાવ ગામડીયણ બને એ કેમ પાલવે ?"

" ત્યારે ગોમડામાં રહી હાવ મડમડી બને એ પણ કેમ પાલવે ?" પટલાણીએ દીકરાનો વિરોધ કર્યો.

" ફાધર, તમે જોયુંને ? મધર આવું આવું બોલશે તો મારે કોઈ શહેરમાં વસવું પડશે !"

" ચાલો હવે તમારી બંનેની સલાહ કરાવી આપું છું. હવેથી આવી નજીવી બાબતમાં ચડભડી ઉઠવું સારૂં નહિ, અને દીકરા ત્હારે પણ લોકો વાતો કરે એમ ન કરવું જોઈએ !"

" ડેમ યુ લોક ! એ ઓર્થોડોક્સ ભલે ગમે તેવી વાતો કરે હવે તો એ લોકોની આખમાં ધૂળ નાખવા ગ્રામોફોનની રેકાર્ડ પર ડેન્સ કરીશ અને મનોરમાને પણ ડેન્સ કરતાં શીખવીશ."

" ડેન્સ એટલે શું ?" બાપે છોકરાને કહ્યું.

" ડેન્સ એટલે અંગ્રેજી નૃત્ય !"

" દીકરા, એવું તે આ ગામડા ગામમાં થાય કે ? અરે ! ભવૈયા તરગાળા, પાત્રૈયા, એવા લોક નાચે વળી પટેલ ભાયડા તે નાચે ? અને વળી તેં તો હદ વાળવા માંડી છે ! જાતે નાચી વહુને પણ નચાવે એટલે પછી અમારી ઈજ્જત પર પાણી જ ફરી વળેને !" બાપ બોલ્યા.

" તો સારૂંને ! ઈજ્જત પર પાણી ફરવાથી તે ઉલ્ટી ક્લીન એટલે કે સાફ થશે !"

" આવી નફ્ટાઈની આશાએ તને અંગ્રેજી ભણાવવો નથી! આવું કરવું હોય તો ભલે શહેરમાં જઈ કંઈ નોકરી શોધી કાઢો અને પછી તમારા વિચારના ઘોડાઓને પુરપાટ દોડાવો!"

"હા તેમજ થશે!" બેટા બોલ્યા અને પછી થોડા દિવસે મૂળજીભાઈની સ્વારી શહેરમાં સિધાવી. ઘણી રખડપટ્ટીને અંતે મ્યુનિસિપાલીટીમાં ટોલનાકા પર પંદર રૂપીઆની કારકુનગીરી મળી જેથી એમના એટીકેટ ભરેલા વિચારો હવાઈ ગયા!



# મેં રાજપાટ કેમ છોડયું ?

ઉપરોક્ત હેડીંગ વાંચીને તમે પણ આશ્ચર્ય પામશો કે મેં રાજ્ય મેળવ્યુંજ કયારે કે તેને છોડવાની વાત હોય? એટલું તો ખરૂંજ કે મેં રાજ્ય મેળવ્યું હતું. પણ ગર્ધવોને મસ્તકેથી જેમ શીંગડાં અસ્ત થયાં, તેમ મારા મસ્તકેથી રાજમુગટ નષ્ટ થયો! વળી પાછા તમે જાત પર જઇને પ્રશ્ન પૂછશો કે ક્યાં અને કયારે? આ બધા ઉત્તરો માટે તમારે થોડીક ધીરજ ધરવી પડશે. એમ તો આપણે સ્વરાજ્યના વાયદા સાંભળી સાંભળીને પૂર્ણ ધીરજવાન બની ગયા છીએજ!

જ્યારે ભર્તૃહરિએ પોતાની રાજીખુશીથી અને અકકલ હુંશિઆરીથી પોતાનું રાજપાટ છોડયું હતું, ગૌતમ બુધ્ધે પણ પોતાનું રાજ્ય ત્યાગ્યું હતું; ત્યારે તે વખતની પ્રજાને પણ આશ્ચર્ય તો થયું હશેજ. અરે! કાલે અત્યારેજ આપણા પાડોશી અમાનુલ્લાહશાહ અફઘાનીસ્તાનનું રાજ્ય છોડીને ચાલ્યા ગયા; ત્યારે આપણને ઘણી નવાઈ લાગેલી. એ બધાંને રાજપાટ છોડવાનાં કંઈક કારણ હતાં; પણ મને તો રાજ્ય લેવાનું કંઈ કારણ ન હતું! છતાં ડરબીની લોટરી લાગે તેમ અમારા નસીબે રાજગાદી ચોંટી! વળી પાછા પ્રશ્ન કરશો કે ક્યાં? તો ચાલો અમારી સાથે બીજી દુનિયામાં!

ભોગ લાગ્યા! તમે એમ ન સમજી લેતા કે હું તમને સદેહે સ્વર્ગમાં ઘસડાઇ આવવાનું કહું છું! નહિ, હું તો તમને એવી

સૃષ્ટિમાં લઈ જવા માગું છું કે જેની કોઈ હદ કે સીમાજ નથી! આપણી સૃષ્ટિથી તે અનેક ઘણી મોટી છે. ત્યાં જવા માટે રેલ, મોટર કે વિમાનની જરૂર પડતી નથી. અલબત્ત ત્યાં જતાં પહેલાં નિરાંતે પેટ ભરીને જરા વધુ પડતું જમવું જોઈએ! અને પછી ઢોલીઆમાં ઢળી જઈ પેટ પર જરા હાથ ફેરવ્યો કે આ દુનિઆંથી તે દુનિયામાં પહોંચી ગયા! હવે સમજી ગયા હશોજ કે તે દુનિયાં તે સ્વપ્નજગત કિંવા સ્વપ્નસૃષ્ટિ!

એ સૃષ્ટિ એવી છે કે એમાં દરેક મનુષ્ય પોતાની મરજી પ્રમાણે સ્વતંત્રતાથી વર્તી શકે છે! જો તમે ઘરમાં માખી પણ મારી શકતા ન હોવ, છતાં ગામા જેવા પ્રખ્યાત પહેલવાનને પટકી નાખવો હોય તો સ્વપ્ન સૃષ્ટિમાં વિહાર કરો! અરે! રાજદ્વારી બાબતનો કક્કોએ તમે ઘુંટયો ન હોય; છતાં રૂઝવેલ્ટ, ચેંબરલેન કે ઝેટલેંડ જેવાને તમારા હજુરીઆ બનાવી દેવા હોય તો સ્વપ્ન જગતમાં હાલ્યા જાઓ! લડાઈનું નામ સાંભળતાંજ તમને ધ્રુજારી આવતી હોય, અરે! ઘરમાં બૈરી પણ તમને ન ગાંઠતી હોય; છતાં તમે સ્વપ્ન સૃષ્ટિમાં વિચરતાં બેશક મુસોલીની કે હીટલર જેવા લોખંડી પુરૂષોને પગ દબાવવા કે હુક્કો ભરવાની નોકરીએ રાખી શકો! તમને એક વાક્ય સીધું લખતાં ન આવડતું હોય; છતાં સ્વપ્નમાં તમે સાક્ષર શિરોમણી બની શકો! તમારામાં એક વાઘરણને પરણવા જેટલી લાયકાત ન હોય; છતાં તમે ધારો તો સ્વપ્ન જગતમાં ગમે તે દેશના રાજાની કુંવરીને પરણી શકો તો પછી એક સાધારણ એકટ્રેસની તો વાતજ ક્યાં રહી?

આજે એ એકજ દુનિયાં એવી છે કે જેમાં કંઇ અશક્ય નથી! વળી એ દુનિયાં એવી વિચિત્ર છે કે એમાં માણસમાંથી ભેંસ, પહાડમાંથી મચ્છર, ચોપડીમાંથી મોટર, સીગરેટમાંથી વિમાન, પેન્સીલમાંથી અજગર, ટોપીમાંથી આગગાડી, કે ઝાડુમાંથી નગર વગેરે ગમે તેમાંથી ગમે તે અસંભવિત વસ્તુ બની જતાં વાર લાગતી નથી.

એવી સૃષ્ટિમાં હું એક દિવસ લાધી ગયો. ઈદને દિવસે જાણે આખા રમઝાન માસની લાંઘણનો બદલો વાળવા બેઠો હોઉં તેમ ખૂબ ઝાપટી ગયો. પછી આરામ ચેરમાં આળોટતાં, સીગરેટ ફુંકતાં ફુંકતાજ એ સૃષ્ટિમાં સિધાવી ગયો. ઉષા સમયેજ વિજયપુરમાં પ્રવેશ કરતાં કોઇએ મારૂં કાંડું પકડયું. મેં તે પકડનારને પૂછ્યું,

"પણ ભાઈ સાહેબ, મારો શું વાંક છે કે આમ પકડી જાઓ છો?"

"મહેરબાન, એમાં ગભરાવાની કંઇ જરૂર નથી; આપને રાજા બનાવવા હું લઇ જાઉં છું" હાથ પકડનારે કહ્યું.

"હા...હા...હા...હું સમજ્યો, આપ કોઇ નાટક સીનેમા કે રામલીલાના માણસ હશો; જેથી મારૂં કદાવર શરીર જોઇને રાજા પાઠ માટે લઇ જતા હશો, નહિ વારૂં? મેં તેને સવાલ પૂછ્યો.

"ના સાહેબ, હું આપ નામદારને નાટકના બનાવટી નહિ, પણ ખરેખરા ઓરીજીનલ (મૌલિક) રાજા બનાવવા લઇ જાઉં છું." તેણે કહ્યું.

પછી મેં ઘણાએ સવાલો પૂછ્યા તેની દરકાર રાખ્યા વગર તે મને દરબારમાં લઈ ગયા. કારભારી, સરદારો અને પ્રજાજનોએ મારા મતની દરકાર રાખ્યા વગર મને સિંહાસને ચઢાવી દીધો! જોત જોતામાં મારી લાલ ટોપીની જગ્યાએ ઝગઝગીત મંદીલ ગોઠવાઈ ગયું! મદ્રાસની ચેકની શેરવાનીની જગ્યાએ લાલ રંગના મખમલનો ઝીક કસબથી ભરેલો ઝબ્બો મારા શરીરે ઓળવી દીધો! પાટલુનની જગ્યાએ ચુન્નીદાર ચોરણો અને શુઝની જગ્યા ઝીકથી ભરેલાં ચાંચવાળાં પંજાબી પરખાંએ લીધી! હાથમાં કલમને સ્થાને વાંકી દાતરડા જેવી તલ્વાર આવી ગઇ! અને લોકો "સલામ, વંદેમાતરમ્ કે જય જય" ને બદલે "ઘણી ખમ્મા બાપુને!" એમ કહેવા લાગ્યા! પ્રથમ તો હુ મુંઝાયો કે અવશ્ય આ નાટકનો દરબારનોજ સીન હશે! પણ નહિ, જ્યારે આમનું આમ બે ચાર કલાક ચાલ્યું, ત્યારે સમજાયું; કે ચોક્કસ

હું રાજાજ બની ગયો છું. મારી દરેક વાત પર "ખમ્મા બાપુને!" એવા ઉદ્દગારો નીકળવા લાગ્યા. હું કપડાંના ભારથી પરસેવામાં રેબઝેબ થઈ ગયો. પાણી માટે પોકાર કરતાં ચાંદીની સુરાહીમાં એક ઘુંઘટવાળી દાસી પાણી દઇ ગઈ. મેં કારભારીના કાનમાં કહ્યું "પરસેવો ઘણો થાય છે, માટે પંખો ચલાવો." ઇલેકટ્રીક પંખા ન હતા; જેથી કારભારીની ઇશારતથી બબ્બે હજુરીઆ પંખો નાખવા લાગ્યા. મેં સીગરેટની માગણી કરી તો સોનેરી હુક્કો મારા મોઢા સામે રજુ થયો; પછી તો કસુંબાનો દૌર ચાલ્યો. મારે ન છુટકે કારભારીને માઠું ન લાગે તે ખાતર ઝેર સમજીને કસુંબો પીવો પડયો!

મારો પહેલોજ દરબાર હોવાથી સરદારો તથા પ્રજાજનો તરફથી નજરાણાંના ઢગલા થયા. ભારથી બે ત્રણ ગધેડાં ગુંગળાઈ મરે એટલા શાલદોશાલા મારી ઉપર નંખાયા! સારૂં થયું કે મારી ઉપર નંખાએલી શાલોને કારભારી ઉઠાવીને બાજુ પર મૂકતો હતો; નહિતર હું મરત નહિ તો માંદો તો પડત! દેશી દરબાર એટલે કંચનીઓનો નાચ તો હોયજ! એક તો હું પોતે લેખક અને વળી સુધારક વિચારનો હોવાથી તરત ઉભો થઇને જ્યાં "સન્નારીઓ અને સદ્દગૃહસ્થો......!" કહું છું; ત્યાં તો કારભારીએ મારૂં બાવડું પકડીને બેસાડી દીધો અને મારા કાનમાં કહ્યું. "આપ હવે રાજા થયા છો, રાજાથી લીડરો કે ભાટ ચારણોની જેમ ભાષણો ન કરાય!" આપણે પણ ચૂપ થયા, અને સંજોગાનુસાર નાચમાં ધ્યાન પરોવ્યું. કંચની સારી હતી; પણ નાચની મઝાને બદલે લુગડાંનો ભાર અને ગળામાં પહેરાવેલાં એક નવ વધુ કરતાં પણ વિશેષ હીરામોતીનાં ઘરેણાંના વજનથી હું બેભાન બની જાઉં એમ હોવાથી કારભારીના કાનમાં કહ્યું.

"એક લુંગી મંગાવો મારે આ બધાં કપડાં કાઢી નાખવાં છે; નહિતર હું ગભરાટથી મરી જઇશ!"

"એમ તે થાય? આ તો રાજદરબાર છે, કંઈ સુવાનો ઓરડો નથી!" મારા કાનમાં કારભારીએ કહ્યું.

પછી મારે ગભરાટમાંથી બચવા ખાતર દરબારને જલ્દી બરખાસ્ત કરવો પડયો. ઉઠતાં ઉઠતાં કારભારીના કાનમાં કહ્યું કે "કાલની ટપાલમાં આ બધી નજરાણાં તરિકે મળેલી શાલોને પારસલ કરીને મારી ઘરવાળી પર રાંદેરને સરનામે મોકલી આપજો. અને સાથે કાગળ લખી તેમાં એટલું સૂચવી દેશો કે નથ્થુ પીંજારા પાસે રૂ ભરાવીને ગોદડાં કરાવી નાખે! શિયાળાની સીઝનમાં છોકરાંને ઠીક કામ લાગશે. વળી નજરાણામાં મળેલા રોકડા રૂપીયાનો મનીઑર્ડર કરી નીચે સ્લીપમાં લખી દેજો કે આ પૈસાથી બાર માસના દાણા ભરાવી રાખે, તથા કપડવાળા ફેરીઆ નૂરમામદના જે પૈસા બાકી છે તે આપી દે, તથા ત્રણ માસનું ચઢેલું ઘરભાડું પણ ચૂકવી દે. જો કંઈ વધે તો ઈદના ભજીયાંમાં ઉડાવે! કારણ કે હવે કંઈ આપણે આઘું પાછું જોવા જેવું નથી! તા. ક. માં એટલું લખી દેજો કે હું રાજનો બધો ચાર્જ લીધા પછી નિરાંતે તમને લેવા આવીશ!"

"પણ મહારાજ! ઈ આપની જુની જીંદગીને તો હવે હાવ ભૂલવીજ જોઈએ. હવે તો આંય આપના ઘર અને આંય આપના બાર! એજન્સીની આજ્ઞા વિના હવે તો રાજની હદ બહાર આપનાથી એક ડગલું પણ ન મૂકાય!" કારભારીએ હાવંકે મોઢે કહ્યું.

"અરે એજન્સીની એસી તેસી! હું કંઇ રમકડા જેવો રાજા બનવા માંગતો નથી!"

"પણ સરકાર માબાપની શિતળ છાયા નીચે રહીએ તો ઈ કહે ઇમજ કરવું પડેના?"

"સારૂં, જોઇ લઇશું! પણ મેં કહ્યું તે પ્રમાણે પારસલ તથા મનીઑર્ડર કરી દેજો."

"નજરાણાંનો હિસાબ કિતાબ તો એજન્સીની ઑફીસે લખી મોકલવો પડશે, માટે ધરમાદા ખાતામાં મોકલી દઇશું! (મને આ વાતમાં કારભારી તરફ શક ગયો.)

"વાત વાતમાં બસ એજન્સી !" અંતે વાતો કરતા કરતા મહેલમાં ગયા. લઘુશંકા કરવા જઇએ ત્યાં પણ એક બે હજુરીઆ "બાપુને ઘણી ખમ્મા !" કહેતા આગળ થઇ જાય. ગુરુ શંકાએ જઇએ ત્યાં પણ એક બે હજુરીઆ અને તેમનું "ઘણી ખમ્મા બાપુને !" તો સાથે હોયજ ! મતલબ કે ઉઠતાં કે બેસતાં, બગાસું ખાતાં કે આળસ મરડતાં "ખમ્મા બાપુને !" એવા સૂર તો સંભળાયાજ કરે ! જરા મહેલના ઝરુખે હવા ખાવા બહાર ડોકીયું કરીએ કે નીચેથી પહેરેગીર પોક મૂકે "ખમ્મા બાપુને !" બસ હું તો એક દિવસમાંજ "ખમ્મા બાપુને"ની આલબેલથી સાવ કંટાળી ગયો !

રાત્રે કારભારી ખાનગી મસલત કરવા આવ્યા. કાગળની એક મોટી યાદી બતાવતાં બોલ્યા.

"મહારાજ, હવે આપે રાજની ઇઝ્ઝત પ્રમાણે આઠ દસ રાણીઓ પસંદ કરવી જોઇએ, જુવો આજુબાજુનાં રજવાડાંમાંથી આવેલું પરણવા લાયક રાજકુંવરીઓનું લિસ્ટ આપને હું વાંચી સંભળાવું."

"પણ પરણવું એ કંઇ ધારાસભાની ઉમેદવારી નથી કે યાદીની જરૂર પડે ! હું તો બસ એક પત્નીવ્રત રામની જેમ મારી એક ઘરવાળી છે તેનેજ બોલાવી લઇશ."

"મહારાજ, એમ તે કંઇ થાય ? રાજ્યની ઇજ્જત પ્રમાણે રણવાસ જોઇએ ! આપણા રાજ્યને નવ તોપનું માન છે તો ઓછામાં ઓછી નવ રાણીયું તો આપના રણવાસમાં હોવીજ જોઇએ !"

"પણ એ તોપોનું માનજ મારે જોઇતું નથીને ! મારૂં સાળું સુતાં તોપ ફુટે, ઉઠતાં તોપ ફુટે, જમતાં તોપ ફુટે એમ ઘડીએ ઘડીએ તોપોના ધડાકા કેમ વેઠાય ? હું તોપના ભડાકાથીજ ભડકી ઉઠું છું ! એવો નાહકનો ખર્ચ આપણા રાજ્યમાં ન જોઇએ. રૈયતના પૈસા પર આગ મૂકવાનું હું પસંદ કરતો નથી. હું તો આદર્શ રાજ્ય બનાવવા ઇચ્છું છું."

"ઈ આદર્શ, બાદર્શમાં આપણે કાંઇ ના હમજીએ! તોપુંથી તો રાજની ઇજ્જત અંકાય છે! ઇના વનાતે ચાલે? તોપું વગરનું રાજ અને ઘોડા વગરનો તબેલો ઈ બને હરખાં! હાં...આં પણ મહારાજ! લગનની વાત તો કરો?"

"જાઓ તમે બહુ હેરાન કરો છો તો એકજ લગ્ન કરીશ; જેવી રીતે પહેલાં રાજ કન્યાઓ "**સ્વયંવર**" કરીને "**વર**" પસંદ કરતી હતી; તેમ હું "સ્વયંવહુ" કરીને રાણી પસંદ કરીશ! ભલે એક દિવસ નકકી કરી, એ બધી કન્યાઓના વાલીઓને લખી બધી કન્યાઓને હાજર કરો. ફોટા બોટા નહિ ચાલે કારણ કે ફોટામાં અપ–ટુ–ડેટ દેખાતી યુવતિઓ ઘણી વખતે ઠીંઠા જેવી હોય છે! તો હું જાતે જોઇનેજ પસંદ કરીશ. પણ એટલું યાદ રહે કે દરેક ઉમેદવાર રાજકુંવરી ઓછામાં ઓછી મેટ્રિક પાસ થએલી હોવી જોઇએ. તે ઉપરાંત સ્ત્રી સ્વતંત્રતા કે બર્થ કંટ્રોલ પર ભાષણ કરી શકે એવી હોવી જોઇએ!"

"અરે, મહારાજ! રાજવંશીઓમાં તે એવું ભણેલું બૈરં કયાંથી મળે? ભાષણ કરે એવી રાણીયું પાકવાને હજુ વાર છે! માંડ માંડ ગુજરાતી બે ત્રણ ચોપડાં ભણેલી રાજકુંવરી મળવી પણ મુસ્કેલ છે! વળી જ્યાં પુરી પાધરી સહી કરી શકે એવા રાજકુંવરોજ ન હોય, ત્યાં રાજકુંવરીઓની તો વાતજ શી કરવી?"

(વાંચકોને યાદ રહે કે આ રાજય અમને આજથી ૩૬ વરસ પર હડહડતા છપ્પનીયા દુકાળમાં મળ્યું હતું. લેખક)

"તો મારે લગનની જરૂર નથી. કાલાને કાલજ આપણા રાજ્યમાં એક રાજકુમારોને ભણાવવાની, અને એક રાજકુમારીઓને ભણાવવાની એવી બે કૉલેજો સ્થાપવાનું નકકી કરો!"

"મહારાજ! આપણાં રાજવંશીઓનાં છોરૂ વાણીયા બામણની ચેઠે ભણવા બેસે તો પછી રાજપાટને જાગીરદારી કોણ સંભાળશે?"

"બહુ સારૂં ! તમારા અભિપ્રાયની મને કંઇ જરૂર નથી. તમારા જેવાં જુના વિચારનાં ડોબાંઓજ રાજ્યોની અધોગતી કરે છે. તમને આ ઘડીએથીજ છુટા થએલા હું જાહેર કરૂં છું !"

"મહારાજ, આપ રાજ વહીવટથી અંજાણુ છો ! મને છુટા થવામાં જરાએ વાંધો નથી; પણ એજન્સીની મંજુરી વિના તમારાથી કંઇ નહિ બને !"

"ભલે હું એજન્સી સાથે ફોડી લઇશ. તમે તમારે પોટલાં બાંધીને રવાના થાઓ !"

બીજા દિવસે જુના કારભારીને રૂખ્સત મળી, તેથી દરબારમાં ખળભળાટ થયો. મેં તાર કરીને અમારા પુરાણા મિત્ર મી. જામાસજી જંપરને કારભારી તરીકે બોલાવ્યા. ત્રીજેજ દિવસે એજન્સી તરફથી લખાણ આવ્યું કે "તમે કોના હુકમથી જુના કારભારીને બદલ્યા ?" મેં લખ્યું "મારા પોતાના હુકમથી !" તો વળી એજન્સી તરફથી જવાબ મળ્યો કે "તમારો એકલાનો હુકમ નહિ ચાલે. કાયદેસર નામદાર એજન્સીની મંજુરી મેળવીને પછીજ જુના કારભારીને રજા આપી શકશો તે વિના નહિ !"

જુના કારભારીને રજા આપવાથી દરબારીઓમાં ગુસપુસ ચાલી રહી હતી. મેં એક સરદારને બોલાવીને દરબારીઓમાં ગુસપુસ થવાનું કારણ પૂછ્યું તો જણાયું કે જુના કારભારીને રજા મળવાથી એ લોકો ગભરાટમાં પડ્યા હતા !

"હવે શું કરવું ?" તે વિચારમાં પડયો. ખજાનચીને બોલાવી સીલીક તપાસી તો તિજોરી તળીયા ઝાટક હતી ! મેં પેલા સરદારને પૂછ્યું. "તિજોરીમાં તો કંઇ નથી; ત્યારે ખરચ કેમ ચલાવવો ?" તેણે કહ્યું.

"કારભારી ભા જાણે, આપણે તો કંઈ જાણતા નથી. મધરાતે ખપ પડે તો લાખું રૂપિઆ તેઓ હાજર કરી દેતા હતા. બાકી તેજુરીમાં તો દશ બાર વરહથી આમને આમજ હાલ્યા કરે સે!"

"ત્યારે તો રાજ્યને માથે દેવું પણ ભારે હશે ?"

"ઈ દેવા, ફેવાની વાતો તો કારભારી બાપુ જાણે!"

મારે બધું જાણવા ખાતર કારભારીને ગામ લખીને તેને ફરીથી બોલાવવો પડયો અને વધુમાં એજન્ટ સાહેબ ખુશ થાય એમ પણ કરવું હતું! જો કે મને ખુશામત જરાએ પસંદ નથી, પણ બધો ભેદ જાણતાં સુધી કારભારીની આવશ્યકતા હતી. કારભારી આવી લાગ્યા.

"કારભારી સાહેબ, આપને ખોટું લાગ્યું હશે ? મેં ગુસ્સામાં આપને......"

"નામદાર, ઇતો ઈમજ હાલે! છોકરાં ભણાવતાં ભણાવતાં આપને ગાદી મળી એટલે ભૂલ થાયજ; પણ અમારા જેવા અનુભવીઓની કીમ્મત વખત આવતાં અંકાય! કારભારીએ લાગ સાધ્યો.

પાછળથી એક બે માણસોને ફોડી તજવીજ કરતાં જણાયું કે રાજ્યની તિજોરીનું તળીઉં કારભારીને પ્રતાપેજ દેખાયું છે! રાજ્યમાં કરવેરાનો વધારો પણ કારભારીએજ કરાવ્યો હતો, મેં ત્રીજે દિવસે કારભારી સાથે મસલત કરવા માંડી. "આપણા સ્ટેટમાં લાયબ્રેરીઓ કેટલી છે?"

"એકે નહિ!"

"કેમ ?"

"લોકો તે છાપાં ને ચોપડાં વાંચે કે પોતાનો ધંધો કરે!"

"મારા જેવા ભણેલા રાજાના રાજ્યમાં એક પણ લાયબ્રેરી ન હોય તે મારી કીર્તિને કલંક સમાન છે!"

"પણ આંગળીને વેઢે ગણાય એટલાજ જ્યાં વાંચનારાઓ હોય ત્યાં લાયબ્રેરી કાઢીને શું કરશો?"

"તો બસ કાલથી જ રાજ્યમાં આઠ દશ સ્કૂલો ઉઘાડી દયો."

"પૈસા ક્યાંથી લાવવા?"

"હવે તોપોની શી જરૂર છે? બધું તોપખાનું અને હાથીખાનું વેચી નાખો અને તે કામ કરનાર માણસોને પણ છુટાં કરી દ્યો. એટલે ઘણા પૈસા મળશે અને બચશે.

“બાપુ ઈ તો રાજ્યની ઈજ્જતનાં સાધન ગણાય ઈ તે કાંઈ વેચાય ?”

“તો બસ તાબડતોબ મારા આ બધા હીરા મોતીના દાગીના વેચીને નિશાળો ઉઘાડો.”

“ઝવેરાતથી તો રાજ્યની ઈજ્જત અંકાય ! ઈ બધું વેચી હાટીને આપ શું પહેરશો ? રાજા અને રૈયતમાં કાંઈ ફેર તો હોવો જોઈએને ? ઈ ઝાકઝમાળ દરદાગીનાના ઠઠેરાથી તો રાજા ઓળખાય !”

“મારે એવી રીતે ઓળખાવાની જરૂર નથી. રૈયત મને ઓળખી શકે એજ તમારે જોઈતું હોય તો સાફામાં કે મંદીલમાં એકાદ પીછું ખોસીશ એટલે તરતજ પરખાઈ જઈશ !”

“મહારાજ, આપ પણ ઓલ્યા મેંમઈનાં છાપાંવાળાઓ જેવી ગાંડી ગાંડી વાતું શું કરો છો ?”

“હું રાજ્યમાં સુધારો કરીશ, ભલે મને લોકો ગાંડો કહે, એમ તો દિલ્હીનો રાજા મહંમદ તઘલક કે જેણે ચામડાના સિક્કા ચલાવ્યા હતા; તેને ઈતિહાસકારોએ ગાંડો લખ્યો છે, અને કાગળનું નાણું ચલાવનાર હાલની સરકારને કોઈ ગાંડી કહેતું નથી ! લોકોને પીઠ પાછળ બોલવાની આદત છે. અને વળી હવે ક્યાં રણ ખેડવા જવાનું છે કે લશ્કરની જરૂર હોય ? માટે અર્ધું લશ્કર કમી કરી તેના ખર્ચમાંથી એકાદ કાપડનું કારખાનું કાઢો અને લશ્કરી સિપાઈઓ જે ફોકટમાં બેસી રહી ખાઈપીને ગાંજો ભાંગ ખુંટાવ્યા કરે છે, તેમને ઉદ્યોગી કામદાર બનાવો.”

“પણ મહારાજ, ઈ બધા આપ હવાઈ કિલ્લા બાંધો છો ! આવી ઉથલ પાથલ એજન્સી મંજુર રાખશે ?”

“કેમ નહિ ! મારી રૈયતને સુધારું તેમાં એજન્સીના બાપનું શું જાય છે ?”

“ઈ તો બાપુ આપને અનુભવે સમજાશે !”

“વારુ, જોઈ લેવાશે. પણ હું કાલે અમદાવાદ સાહિત્ય પરિષદમાં જવાનો હોવાથી આવું ત્યાં સુધીમાં દરેક કામનો આરંભ કરી દેજો.”

"પણ એજન્સીની મંજુરી વગર કામ આરંભીએ ને કંઈ લફરૂં વળગે તો? અને વળી આપ તો સાહિત્ય પરિષદમાં જવાની વાતું કરો છો તે પણ એજન્સીની મંજુરી વગર રાજ્યની હદ બહાર આપનાથી શી રીતે જવાય?"

"હું તે શું રાજા છું કે એજન્સીનો નજરકેદી?"

"ઈ બાપુ વાત જ કરવા જેવી નથી!" બીજું તો ઠીક પણ ચોંક ખાવાએ રાજની હદ બહાર જવું હોય તો મંજુરી લેવી પડે!"

"તો હવાફેર માટે પણ મંજુરી વગર ન જવાય?"

"હાસ્તો!"

"શું હાસ્તો! આતે રાજગાદી કે કાળાપાણીની સજા?" મેં કારભારીને જવાની રજા આપી. પછી આખી રાત્રી વિચારોમાં વીતી ગઇ "આ રાજ કરતાં તો આપણી પંતુગીરી સારી!" એમ ભાસ થવા લાગ્યો.

બીજે દિવસે દરબારમાં એક લાંબુ પાકીટ લઇને કારભારી સાહેબ હાજર થયા અને બોલ્યા. "એજન્ટ સાહેબ" તેમના મડમ સાથે શિકાર કરવા ૧૦ મી તારીખે પધારશે.

"તિજોરીમાં તો ઉંદરો આળોટે છે!"

"તેની આપ ફિકર ન કરો. સેવક ચાહે તેટલા હાજર કરી દેશે!"

"લાયબ્રેરી માટે એક રૂપિઆની પણ જોગવાઈ નથી, અને શિકાર માટે ૨૦–૨૫ હજાર! રાજ્યને માથે જે દેવાનો ડુંગર ખડકાયો છે તે વધીને પહાડ થશે તેનું કેમ?

"આવડી મોટી અંગ્રેજ સરકારને કરોડો બલ્કે અબજોનું દેવું છે; તો આપણે શી વિસાતમાં? રાજા મહારાજા દેવું ન કરે તો કોણ વાઘરી, ચમાર કરશે? જેમ દેવું વધારે તેમ રાજની શાખ સમજવી!"

"વાહ! કારભારી સાહેબ વાહ! આપણા રાજમાં ઉલ્ટીજ ગંગા વહે છે કે શું?"

"મહારાજ, આપે હજુ બીજાં રાજ્યોનાં દેવાં જોયાં નથી ? લાટ સાહેબની એક એક મુલાકાત ઉપર ચાર-પાંચ લાખનું પાણી કરતાંએ બીજા રાજા અચકાતા નથી !"

"તો શું બીજાના દેખાદેખી આપણે કુવામાં પડવું ?"

"ઇજ્જતની ખાતર જે કરવું પડે તે ઓછુંજ છે !"

રાજની એક એક બાબત મારા વિચારથી વિરૂદ્ધ જતી જોઈ હું છેકજ કંટાળી ગયો હતો. અને વળી "બાપુને ઘણી ખમ્મા" એ તો મને હાફમૅડ બનાવી દીધો હતો ! મુંબઈ નાટક, સીનેમા જોવા જવા માટે પણ એજન્સીને ખબર આપવી પડે ! અમારા મિત્ર-જામાસજી જંપરને પ્રાઈવેટ સેક્રેટરી નીમ્યા તો એજન્સીવાળાઓએ તેમની સાત પેઢીનો ઈતિહાસ પૂછી પૂછીને મારી હુંસ કાઢી નાખી ! મારી કલમ ઉપર પ્રતિબંધ મૂકાયો. "હવે તમે રાજા થયા છો માટે લેખો ન લખાય !" એટલે કે લેખ લખવો એતો ભૂખડીબારસ લોકોનું કાર્ય છે એમ એજન્સીની માન્યતા હતી ! મદારીનો ખેલ તમાશો જોવા રસ્તામાં ન શોભાય ! જાહેરસભામાં ભાગ ન લેવાય ! દોસ્તોની સાથે હોટલમાં બેસીને વાતોના તડાકા ન મરાય ! ન કોઈના મોઢે રોદડાં રડી શકાય; ન પોક મૂકીને દિલનો ઉભરો ખાલી કરાય ! રાજાના જીવનથી હું છેકજ કંટાળી ગયો હોવાથી રાત્રે નગરચર્યાને બ્હાને નીકળી નાઠો !

શહેરના દરવાજામાંથી બહાર નીકળતાંજ ઘર તરફ મૂઠીઓ વાળીને નાઠો. પહેરાવાળો મને ચોર સમજીને મારી પાછળ પડયો. હું પકડાઈ જવાની તૈયારીમાં હતો. એવામાં કોઈ દયાની દેવીએ મને ઉગાર્યો. "ઉઠો ! તમે તેકેવા અઘોરી છો ? ટયુશનનો ટાઈમ થઇ ગયો ! ચાહ ઠંડી પડી જશે." અમારાં મિસીસનો પહાડી ઘાંટો સંભળાયો ત્યારે ખબર પડી કે આતો સ્વપ્ન હતું. અરે ! સ્વપ્નું હોય કે સાચું વ્યવહારિક સ્વરૂપ હોય; તો પણ વાંચક બિરાદર, તુંજ વિચાર કર કે આવા હડહડતા માખણીયા યુગમાં મારા જેવા સ્વતંત્ર વિચારના માણસથી રાજપાટ નભાવી શકાય ?

*

# ઐતિહાસિક દાદાગીરી

ઈતિહાસ રચાયો ત્યાર પહેલાંથી દાદાગીરી ઉત્પન્ન થએલી જણાય છે. જેમ સ્વરાજ એ મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે, તેમ દાદાગીરી એ મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે! પછી તેનો ઉપયોગ વધતા કે ઓછા પ્રમાણમાં થવાથી મનુષ્યની કીર્તિ અપકીર્તિ નક્કી થાય છે. જગત રચાયું ત્યારથી જ દાદાગીરીનું અસ્તિત્વ કાયમ થયું છે. ઈતિહાસ, પુરાણો, શિલાલેખો, તામ્રપત્રો અને રામાયણ કે મહાભારત જેવા ગ્રંથોમાંથી પણ ડગલે ને પગલે દાદાગીરીનાં ચિન્હો દષ્ટિગોચર થાય છે. ફકત એનું સંશોધન કરતાં અને સમજતાં આવડવું જોઈએ. દિવસે પત્થર ન ઓળખે અને રાત્રે હીરાની પરીક્ષા કરવા બેસે એવા કદરદાનોનું આવા વિષયમાં કામ નહિ!

ચારે યુગમાં દાદાગીરીને સ્થાન હતું અને દાદાઓ હતા; એનું આપણે અવલોકન કરીએ, તે પહેલાં એક મુંઝવણનો ઉકેલ થવો પણ જરૂરી છે. અમારા પરમ મિત્ર મિસ્ટર અડવા કહે છે કે 'પ્રભુએ આ દાદાઓને શા માટે સરજ્યા હશે? એ લોકોને લીધે જ પૃથ્વી પર ઉત્પાત થાય છે!' ઉપલક દષ્ટિએ મિ. અડવાનો મત ઠીક જણાય છે પણ યુગેયુગનું બારીક દષ્ટિએ અવલોકન કરીએ; તો રોશન થાય કે દાદાગીરીનાં વિરોધી તત્વો ન હોય; તો સંસારનું ગાડું એક ડગલું પણ આગળ વધી શકે નહિ. જુઓ, નાટક, સિનેમામાં પણ વિલન કેરેક્ટર ન હોય તો ખેલ સર્વાંશે ફેલ જાય છે, તેમ દાદાઓ ન હોત તો ઈતિહાસો કે પુરાણો રચાતજ નહિ અને કદાચ રચાત તો લોકપ્રિય ન નિવડત!

જુઓ, પ્રથમ સતયુગનું અવલોકન કરીએ. જાહેર રીતે જોતાં માલમ પડે છે કે એ યુગમાં કોઈ દાદો ન હતો; જેથી હરિશ્ચંદ્રના સત્યની કસોટી કરવા ખાતર પણ થોડી મુદતને માટે વિશ્વામિત્રને ઋષિપણું પડતું મૂકી દાદાગીરી કરવી પડી. તેમની દાદાગીરીને પરિણામે જ હરિશ્ચંદ્રનું નામ જગતમાં અમર થયું! વિશ્વામિત્રની દાદાગીરી કંઈ નાનીસુની ન હતી. હરિશ્ચંદ્રને ચંડાળને ઘેર વેચાવું પડયું! તારામતીને નીચ ઘેર પાણી ભરવું પડયું અને લાડકા રોહીતને લોકોનાં છોકરાં રમાડવાં પડયાં. કસોટી કરવા ખાતર હરિશ્ચંદ્રના આખા કુટુંબની વિશ્વામિત્રે હુંસ કાઢી નાખી! આજે કોઈ એવી દાદાગીરી કરે તો પેપરવાળાઓ તેને હરાંજ હરાંજ કરે અને કોર્ટમાં ઘસડાવું પડે તે જુદું! આજે જો વિશ્વામિત્ર હોત તો એમની આવી વર્તણુંક બદલ જાહેર સભાઓમાં ધિક્કારના ઠરાવ પસાર થાત અને જાહેર જીવનમાં તેમના તરફ એટલા બધા આક્ષેપો થાત કે એમને નાસીને પુનઃ જંગલનો જ આસરો લેવો પડત!

દ્વાપર યુગમાં દુર્યોધનની અજોડ દાદાગીરીના દાસ્તાનરૂપે આખું મહાભારત રચાયું છે. એ મહાન દાદાના ટેકામાં, પાંડવો અને કૌરવોના દાદા ભિષ્મપિતામહ પણ જોડાયા હતા અને દુઃશાસને તો દાદાગીરીની હદ વાળી કે ભરનેભામાં દ્રૌપદીનાં વસ્ત્રો ઉતાર્યાં. દાદાઓ લગભગ બુદ્ધિહીન હોય છે પણ તેમનાં સ્ક્રુ ટાઈટ કરનારાઓ હંમેશાં ચાલાક હોય છે. શકુનીની આવી ચઢાવવાની નીતિએ જ દુર્યોધનની દાદાગીરી દીપી નીકળી હતી. લોઢું લોઢાને કાપે એ ન્યાયે પાંડવોમાંથી ભીમે દુર્યોધનની સામે દાદાગીરીનો આરંભ કર્યો. તેના સહકારમાં તેનું પહાડી બૈરું હેડંબા અને લઠીંગો દીકરો ઘટોત્કચ્છ પણ હતાં. વળી બીજી બાજુ કંસ જેવા દાદાને હરાવનાર તથા શીશુપાળ જેવા દાદાને દબાવનાર શ્રીકૃષ્ણે પાંડવોને સહાય કરી અને છેવટે પાંડવોનો વિજય થયો. મતલબ કે દુર્યોધને દાદાગીરી કરી ન હોત તો મહાભારત ન રચાત અને અર્જુન તથા ભીમને પણ કોઈ ન ઓળખત અને ગીતા જેવું

પુસ્તક પણ જગતમાં જોવામાં ન આવત! અને ખુદ શ્રીકૃષ્ણ ભગવાન પોતે ભગવાન તરિકે પ્રસિદ્ધ થયા નથી; તેથી વધુ દાદાગીરી કરીને પ્રસિદ્ધ થયા છે! ગોકુળમાં ગોપીઓનાં દહીં દૂધ ઝુંટવીને ખાઈ જતા, કાળી નાગને નાથ્યો, કંસ તથા શીશુપાળનો વધ કર્યો, સુભદ્રા તથા સુરેખાનું અર્જુન તથા અર્જુનપુત્ર અભિમન્યુ પાસે હરણ કરાવ્યું, પોતે રૂકિમણી તથા સત્યભામાનું હરણ કર્યું અને ભૌમાસુર જેવા મહાન રાક્ષસને મારી સોળ હજાર કન્યાઓને **છોડવી** અને પોતાના ગળામાં **ઓળવી !** આ બધી કૃષ્ણલીલામાં ડગલે ને પગલે દાદાગીરીનાં ચિન્હો દૃષ્ટિગોચર થાય છે. આથી જગત આવા ચમત્કારોને જ નમસ્કાર કરે છે એ સાબિત થયું. સીધાસાદા ભગવાનને તે માનતું જ નથી!

ત્રેતાયુગમાં દસ મસ્તકવાળા રાવણે દાદાગીરીમાં હદ વાળી! એની દાદાગીરીના પ્રતાપે જ રામાયણ રચાયું. એણે પોતાની વિલન કેરેક્ટરને એવી દીપાવી કે રામ જેવા હીરોને ઝળકવાનો ચાન્સ મળ્યો! અંધકાર ન હોય તો પ્રકાશની કોઈ કદર કરે નહિ; તેમ રાવણ પેદા ન થયો હોત, તો રામને કોઇ ઓળખત નહિ. પોતાના ચારિત્રથી અને પ્રભુપણાથી રામ ઝળકયા નથી એટલા દસ મસ્તકવાળા મહાપ્રતાપી રાવણને હરાવીને ઝળકયા છે. અને એ રાવણની દાદાગીરીના મુકાબલામાં જ વાલીસુગ્રીવ તથા હનુમાન જેવા દાદાઓ ઉત્પન્ન થયા. રાવણની દાદા-ગીરીથી જ સીતાના સતીત્વની કીંમત અંકાઇ અને સીતાનું નામ અમર થયું!

છેલ્લે આવ્યો કળિયુગ. એમાં તો દાદાગીરીવાળા જ સુખી જીવન જીવી શકે છે. સીધાસાદા મનુષ્યોને તો કોઈ સુખશાંતિથી રહેવા પણ દેતું નથી. ગ્રીસના સીકંદરે દાદાગીરી કરીને અર્ધી દુનિયા તાબે કરી. જો કે તે તો આખી દુનિયા જ તાબે કરત; પણ તે વખતે હજુ બાકીની અર્ધી દુનિયાની શોધ થઈ ન હતી. હિંદના પોરસને પણ સીકંદરની દાદાગીરીનો સ્વાદ ચાખવો પડયો હતો. રોમના જુલીયસ સીઝર અને ઓગસ્ટ સીઝરની દાદાગીરી પણ ઇતિહાસપ્રસિદ્ધ છે.

અનાર્યો પાસેથી દાદાગીરી કરીને આર્યોએ હિંદ હજમ કર્યું. અને વખત જતાં હિંદુઓ પાસેથી મુસલમાનોએ હિંદ હજમ કર્યું. કાળે કરી હુણુ, ગ્રીક, બાકટ્રીઅન દાદાઓ પછી ગજનવી, ઘોરી, જંઘીસખાં, તૈમુર વગેરે દાદાઓ હિંદમાં પધાર્યા. મુગલાઈના પાછલા ભાગમાં ગોરા વહેપારીઓએ ધીમે ધીમે દાદાગીરીના દાવ અજમાવવા માંડયા! ક્લાઈવ, હેસ્ટીંગ્સ વગેરે દાદાએ ગોરાઓના પગ હિંદમાં જમાવ્યા. આ અરસામાં યુરોપમાં નેપોલીયનની દાદાગીરી ઝળકતી હતી. હિંદમાં મરાઠા, હૈદરઅલી, ટીપુ વગેરેની સામસામી ધુરકાધુરકીમાં ગોરા કુશળ દાદાઓ હોવાથી ફાવી ગયા! મરાઠાઓએ ઠેઠ દિલ્હી સુધી દાદાગીરી દાખવવા માંડી હતી પણ છેલ્લા પાણીપતના યુદ્ધમાં અહમદશાહ અબ્દલ્લીએ મરાઠાઓની દાદાગીરી પર ટાઢું પાણી રેડ્યું. મુગલાઈ માંદી પડી હતી, તેવામાં નાદીરશાહ જેવા દાદાનો દિલ્હીને ભેટો થયો જેથી મુગલાઈ લગભગ મરણ પામી. એટલે મહાન દાદાગીર લોર્ડ ડેલહાઉસીએ ગોરાઓની સત્તા હિંદભરમાં જમાવી. આખા જગતમાં બ્રિટનની દાદાગીરીનો દોર શરૂ થયો!

ઘણાં વરસો સુધી આમનું આમ હાલ્યું. બ્રિટન સિંહની સામે કોઈ ચું કે ચાં કરી શકતું ન હતું. અંતે જર્મનીનો મૂછાળો કૈસર ઉઠયો પણ ચાર–પાંચ ગીધડાંએ ભેળાં થઈને એ ઢાંઢું ફોલી ખાધું! પછી ધીમેથી આળસ મરડીને પૂર્વમાં જાપાને દાદાગીરીનો પંજો ઉઠાવ્યો. બ્રિટનનો સિંહ ઘરડો થવા લાગ્યો: તેમ તેમ ઠેકઠેકાણે કુતરાંઓ પણ સિંહ સામે ભસવા માંડયા. જાપાને પૂર્વમાં કોરીઆ તો હજમ કર્યું જ હતું, પછી મંચુરીઆને હજમ કર્યું. લીગડોશી તેની સામે ચું કે ચાં કરી શકી નહિ. પછી ઈટાલીમાં નવો દાદો મુસોલીની પાકયો. એની પીઠ જર્મનીના હીટલર દાદાએ ઠોકવા માંડી; જેથી એણે બિચારા હબશીઓને કચરી નાખ્યા. બીજી બાજુ આ બન્ને દાદાઓએ ફ્રાંકોને દાદાગીરીનું પાણી ચડાવી સ્પેનમાં સમરાંગણ ઉભું કર્યું. એમની દાદાગીરીના તેજમાં આખું યુરોપ અંજાયું અને કેટલાક

તો ધ્રૂજવા લાગ્યા. પશ્ચિમમાં આ બન્નેની દાદાગીરી ઝળકતાં ટર્કીમાં કમાલપાશાએ દાદાગીરી આરંભી તુર્કીને ટકાર કર્યું. આ દાદાગીરી બીજાને દબાવવા માટે નહિ પણ સ્વરક્ષણ માટેની હતી. પૂર્વમાં જાપાને વળી પાછી ભાંગ પીધી અને ચીન પર દાદાગીરી અજમાવવા માંડી. એની દાદાગીરીને યુરોપના દાદાઓએ ખુલ્લે ચોક વખાણવા માંડી જેથી એનું ચડી વાગ્યું અને ચીનમાં પ્રલયકાળ ઉત્પન્ન કર્યો.

આ દાદાઓને પ્રતાપે જગતમાંથી શાંતિ અને સજ્જનતાનો લોપ થયો. જાપાનની દાદાગીરી પૂર્વને ભારે પડી અને હીટલર મુસોલીનીની દાદાગીરી પશ્ચિમને ભારે પડી!

આજે તો જ્યાં જુઓ ત્યાં દાદાગીરીનો જ વિજય દ્રષ્ટિગોચર થાય છે. વિદ્યાર્થીની દાદાગીરી પ્રિન્સિપાલોને વશ કરી શકે છે, જેને પ્રતાપે આજે કેટલી યે કૉલેજો પર યુનીયન જેકને સ્થાને રાષ્ટ્રધ્વજ ફરકતો જોવામાં આવે છે. મહોલ્લાના પબ્લીક નળ પર દાદાગીરી કરનારી બૈરીઓ પહેલું પાણી ભરી શકે છે. મુંબઇની ચાલમાં રહેતા ભાડુતો પૈકી ચાલની મુત્રી કે જાજરૂમાં લઘુશંકા કે ગુરૂશંકા કરવા જતાં દાદાઓને પહેલું સ્થાન મળે છે! જ્ઞાતિઓમાં પણ ધરાર પટેલો અથવા દાદાઓનો જ પડયો બોલ ઝીલાય છે. પોલીસખાતું તો રક્ષણને બદલે નર્યું દાદાગીરી પર જ નભી રહ્યું છે. અરે! સાહિત્ય જેવી નિર્મળ દુનિયામાં પણ દાદાગીરી ઘુસી ગઈ છે. સાહિત્યમાં વિવેચકો અને ટીકાકારો દાદાગીરી કરી શકે છે. ગમે તે સાક્ષરના ટાંટીઆ ઉલાળી નાખવા હોય કે ગમે તેવા લેખકને મુંઝવી નાખવો હોય; તો એ દાદાઓ પોતાની કળા અજમાવે છે. એ કળાને પ્રતાપે જ ઘણી વાર કોરટો સુધી બદનક્ષીનાં લફરાં જાય છે!

દાદાદીરીના પણ બે પ્રકાર ગણી શકાય. સત્તાવાળાઓની દાદાગીરીને પશુબળ કહી શકાય અને અશક્તોની દાદાગીરીને સત્યાગ્રહ! ઉદાહરણ તરિકે નબળો ધણી બૈરી પર શૂરો એ ન્યાયે કોઈ પોતાની બૈરીને લાપટઝાપટ કરતો હોય અને પતિ એટલે પ્રભુ એવી જુની

માન્યતા બિચારી બૈરીને વારસામાં મળી હોય જેથી તે હરઘડી ઝુડાયા કરે છતાં ઉં કે ચું ન કરે. એ બાબતમાં ધણીની દાદાગીરી પહેલા પ્રકારની લેખાય. પણ ધણીઆણી ખાસી આઠ દશ બાળકોની માતા બની ચૂકી હોય અને કરકસરના વિષય પર ધણી રોજ ટકટક કરતો હોય; તો તેને પરાણે ઉપવાસ કરવાની ફરજ પાડે વા ઘરનાં બધાં માણસો તે બિચારાની સાથે સત્યાગ્રહ કરી પોતાનું જ ધાર્યું કરે એ બીજા પ્રકારની દાદાગીરી સમજવી.

અપ–ટુ–ડેટ દંપતિઓ પ્રદર્શનો કે મેળામાં પધારે તો ત્યાં બનતાં સુધી પત્નીઓની દાદાગીરીજ પતિઓનાં ખિસ્સાંપાકીટ સાફ કરવાની ફરજ પાડે છે! આપણા હિંદી સમાજમાં શિલાલેખની જેમ અચળ થઈ ગયેલી, વહુઓ ઉપરની સાસુઓની દાદાગીરી, જેઠાણીઓ દેરાણીઓની પરસ્પરની દાદાગીરી, નણંદોની ભાભીઓ ઉપરની જહાંગીરીથી પણ કોઈક ઘર વંચિત હશે! અને વળી પ્રાંતિક સ્વરાજ ઉપર વડી સરકારનું ફેડરેશનનું લફરું બ્રિટને હિંદને માથે ઠોકી બેસાડાય છે, તેમ દરેક ઘરમાં વડીલશાહીની દાદાગીરી તો જામી જ પડી છે! આ પ્રમાણે બારીક નજરે નિહાળતાં જણાશે કે '**જ્યાં જ્યાં નજર મારી ઠરે; (ત્યાં) દાદાગીરી નજરે પડે!**' જગતઇતિહાસના ચોપડે દાદાગીરીનું સ્થાન તો અચળ છે જ અને અમર રહેશે જ!

*

# પરણ્યા પછીનાં પાંચ વરસ!

## પહેલું વરસ

**તે** અને તેણીને પોતાના સિવાય બીજી દુનિયાં હોય એમ જણાતુંજ નથી. રાત્રિ દિવસ, ઉંઘતાં ને જાગતાં પ્રેમ અને સ્નેહના શબ્દો એમના મૂખમાંથી નીકળે છે. પ્રેમનીજ પૂજા થાય છે; જેથી અનાયાસે પ્રભુ વિસરી જવાય છે. તો પછી માવતરની તો વિસાતજ શી? અત્યાર સુધીમાં જોવાઈ ગયેલાં બધાં નાટક સીનેમાના પ્રેમલા પ્રેમલીના શબ્દ પ્રયોગોનો ઉપયોગ કરી લેવાનો સુયોગ સધાય છે. કૉલેજનાં પોથામાં વાંચેલી સ્નેહની વાતોને પ્રત્યક્ષ પ્રમાણથી સાબિત કરવાના પ્રયત્નો થાય છે. તે ઘડીમાં રોમીઓ તો તેણી જુલીએટ ગણાય છે! તેણી કોઈ વેળા શકુંતલા બની જાય છે તો તે દુસ્યંત બની જાય છે! તે ફરહાદ બને છે તો તેણી શીરીં બની જાય છે! આવી આવી રીતે સમસ્ત જગતનાં પ્રેમીઓ જેવાં કે લયલા મજનું, સંયુક્તા પૃથ્વીરાજ, નૂરજહાં જહાંગીર, સદેવંત સાવળંગા, બરાસ કસ્તુરી, બાજીરાવ મસ્તાની, વગેરે પાત્રો પ્રસંગાનુસાર તે નવલદંપતિના શયનગૃહમાં ભજવાતાં રહે છે!

તે બહારથી આવે છે તેણી તેની કોટે વળગી પડે છે.

"વહાલા આટલી વાર સુધી ક્યાં ગયા હતા? મને તો તમારા વગર જરાએ ચેન પડતું નથી! મુવું ઘર પણ તમે ન હોય ત્યારે સ્મશાન જેવું લાગે છે!" તે ખિસ્સામાંથી બટમોગરાનાં તાજાં ફુલોની વેણી તેણીના અંબોડામાં બાંધે છે અને અનિમિષ નયને તેના સૌંદર્યનું પાન કરતાં બોલે છે.

"પ્રિયા, મારા વગર તને આ ઘર સ્મશાન જેવું લાગે છે; ત્યારે તો સાસુ સસરોએ ડાઘુ જેવાં લાગતાં હશે!"

"ઑફકોર્સ! આપણો પ્રેમ જોઇને એમનાં નાકનાં ટીચકાં ચઢી જાય છે તેથી એમના દીદાર ડાઘુ જેવાજ લાગેને! વહાલા, આપણે એકાદ મહીના સુધી કંઈ બહારગામ ઉપડી જઇએ તો કેવું સારું! કોઈ નિર્જન સ્થાનમાં જઈને વસીએ કે ત્યાં આપણા પ્રેમમાં કોઇ આડુંજ ન આવે!"

"વહાલી, હું એ તારા મતનોજ છું પણ કાલેજ લગ્નને લીધે મળેલી મહીનાની રજા પુરી થશે અને મારે ઑફીસમાં કારકુનગીરી કરવા જવું પડશે તેનું કેમ? અમારો મેનેજર સા......એવો ચંડાળ છે કે હવે તો એક મહિનો તો શું પણ એક દિવસનીએ રજા આપે એમ નથી!"

"હેં...એં, તો શું કાલથી તમે મને છોડીને ઑફિસમાં જશો?"

"શું કરું વહાલી! મ્હારું ચાલે તો હું તને ખુરસીમાં બેસાડી રાતદિવસ તારી પૂજાજ કર્યાં કરું; પણ પેટ ખાતર વેઠ કરવી જ પડે ને! મને તો તારા વગર ઑફીસ સાવ સાબરમતીની જેલ જેવી જ લાગશે. ઑફીસના છ કલાક છ વરસ જેટલા લાગશે. પણ તેનો કંઈ ઈલાજ? જો હું કોઈ કલાપિ જેવો રાજવી હોત તો બસ તને સામે બેસાડીને ગઝલ ઉડાવ્યા જ કરત! **"તુજકો બિઠાકે સામને યાદે ખુદા કરું!"**

હેતથી એક બીજાને ભેટી પડે છે. એટલામાં રસોડા તરફથી નણંદની બૂમ સંભળાય છે "સરલા ભાભી!" બસ ટેબ્લો! સરલા-ભાભીના ધણી, બ્હેનપર ખીજવાય છે અને મનમાં જ સરસ્વતી ભણે છે "જહન્નમમાં જાય આ સંયુક્ત કુટુંબની યોજના! આપણા ગૃહસંસાર-માંથી આ નણંદ રૂપિ કંટક ક્યારે દૂર થશે? હે પ્રભો! જો તું સર્વશક્તિમાન હોય તો આ સાસુ નણંદોનું સંસારમાંથી જલ્દી જ

કાસળ કાઢી નાખ!" મતલબ કે પરણ્યા પછીનું પહેલું વરસ એવું હોય છે કે પ્રેમમાં કોઈ પણ જાતની આડખીલી ધણી બૈરી સાંખી શકતાં નથી.

## બીજું વરસ

"વહાલી તું ક્યારની ક્યાં ગઇ હતી? મારા તો રાહ જોઇ જોઇને ટાંટીઆજ ઢીલા થઇ ગયા!" તે ઑફીસમાંથી આવીને તેણીને મળતાં બોલે છે.

"શું કરૂં વહાલા સસરાજીને માટે કાંજી બનાવતી હતી!" વહાલથી તેના ખભા પર તેણી હાથ મૂકે છે. તે કંઇ બંડલ છોડતાં બોલે છે. "કેમ સસરાજી! હજુ એ ડોકરો ક્યાં સુધી દહાડા કાઢશે? પણ જોતો ખરી વહાલી તારા માટે પેલી સરયુ પહેરે છે તેવી અપ-ટુ-ડેટ સાડી લાવ્યો છું. આજે પગાર થયો તો ઑફીસમાંથી સીધો બજારમાં ગયો અને તારા માટે આ સાડી લાવ્યો."

"ઓહો! સાડી તો ઘણી ફક્કડ છે. શું કીંમત આપી?"

"અર્ધો પગાર ગયો છે."

"પણ સાસુજી જાણશે તો?"

"તો શું કરશે? તારી ઉપર હું આખો કુરબાન છું તો અર્ધાપગારની શી વિસાત!"

"પણ ડૉકટરના બીલ માટે સસરાજી તકાજો કરશે તેનું શું?"

"કંઈ ડૉકટરના બીલ માટે આખો મહીનો પરસેવો ઉતાર્યો નથી! બસ આજ તો આ સાડી ચઢાવીને તારે મારી સાથે સીનેમામાં ચાલવાનું છે. આજે કનૈયાલાલ મુન્શીની "બે ખરાબ જણ" નામની ફાંકડી ફીલ્મ જોવાની છે."

"પણ આખું ઘર આજે કેટલાયે દિવસથી આપણને બંનેને બે ખરાબ જણ તરિકે જ ઓળખી રહ્યું છે તેનું કેમ?"

"એવા સવાલોના જવાબ દેવાની મને ફુરસદ નથી. જા જરા તારા નાજુક હાથે એકાદ સ્ટ્રોંગ ચાહનો કપ બનાવી લાવ પછી તને એક ઘણી જ સુંદર ભેટ આપીશ!"

"તમે મને મળ્યા છો તે ભેટથી વળી બીજી કઈ સુંદર ભેટ મળવાની છે!"

"હવે તું ચાહ તો બનાવી લાવ પછી દેખાડીશ." તે ફોનોગ્રાફ પર રેકર્ડ ચઢાવે છે અને તેણી ચાહ બનાવવા જાય છે. થોડીક વારમાં ચાહનો કપ લઇને આવે છે. રેકર્ડમાં ગાયન સંભળાય છે.

**"બાલમ આય બસો મોરે મનમેં;**
**સાવન આયો તુમ નહિ આયે..."**

અહાહાહા! પ્રેમનો આખો ઈતિહાસ અને વિરહની ફિલસુફી આ ગાયનમાં જ ભરી છે! કેમ સરલા સંગીત એ પણ એક જાદુ છે એ વાત તું માને છે ને? ચાલ દોસ્ત આજ તો તું પણ કોઈ ચીજ લલકાર!"

"પણ ઘરમાં સસરાજી માંદા છે તેનું કંઇ તમને ભાન છે!"

"પણ છછ માસ થયાં માંદા રહી આખા ઘરને બોજા રૂપ થનાર એ બુઢ્ઢાજીને પણ કંઈ ભાન છે કે નહિ!" એટલામાં તેની માતા આવે છે "દીકરા શાંતિલાલ, આજે પગાર થયો કે નહિ? બ્હાર ડૉક્ટર રાહ જુવે છે!"

"તે ભલે જુવે!"

"આમ આજે ગાંડું ગાંડું બોલે છે દીકરા?"

"જાઓ ડૉક્ટરને કહી દયો કે આવતે મહીને બીલ મળશે."

"એમ તે કંઈ ચાલે?"

"ત્યારે શું ડૉક્ટરના બીલ માટે મારા મોજશોખ પર કાતર મુકું?" એટલામાં સરલા તેને વિનવતાં કહે છે.

"એમ શું બોલો છો? માતાજીને તે આવો જવાબ દેવાય!" આટલું કહી પતિરાજના ખિસ્સામાંથી બચેલા અર્ધા પગારના રૂપીઆ કાઢીને સાસુજીને આપે છે. માતા છોકરાને પૂછે છે. "આટલા કેમ?"

"બાકીના પૈસાની સરલા માટે સાડી લાવ્યો છું."

"શું પચાસની સાડી? બાયડીને પરી બનાવીને ઉરાડવી છે કે શું? અમે તો કોઇ દા'ડો બે રૂપીઆથી વધુ કીંમતનો સાલ્લો પહેર્યો નથી! અત્યારથી પચાસ, પચાસની સાડીઓ વપરાવશો તો આગળ દિવસો કેમ જશે?"

"માતાજી! તમારા વખતનો બબ્બે રૂપીઆનાં ખોળીઆં પહેરવાનો જમાનો વહી ગયો! આ તો અપ-ટુ-ડેડ યુગ છે! અને વળી **"ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે"** તો પછી કાલની ચિંતા શા માટે કરવી?"

આમ બૈરીની વકીલાત કરવામાં બીજું વર્ષ પુરૂં થાય છે.

## ત્રીજું વરસ

"બસ તું તો ગઈ તે ગઈ! ત્રણ દિવસનું કહીને ગઇ અને પંદર દિવસે પાછી આવી! આબીસીનીયાવાળો બિચારો રાસતફારી પ્રજાસંઘ તરફથી મદદ મળવાની રાહ જોઈ જોઇને અંતે રાજ ગુમાવી બેઠો; તેમ મેં તારી રાહ જોઇ જોઈને આખું અઠવાડીઉં ગુમાવ્યું છે!"

"હુંએ શું કરૂં? માતાજીની બીમારી લંબાઈ તેથી મારૂં રહેવાનું લંબાયું. હું તેમની એકની એક પુત્રી આવા માંદગીના પ્રસંગે પણ ત્યાં હાજર ન રહું તો લોકો શું કહે?"

"જહન્નમમાં જાય એ લોકો! લોકોને તો બસ નીંદાજ કરવાનું સુઝે છે, અને તેમાંએ કોઈ સ્નેહાળ દંપતિની પાછળ લાગવામાં તો એ લોકો કાશીની યાત્રા જેટલું પૂન્ય સમજી બેઠા છે!"

"પણ માતાની માંદગીનો તાર આવ્યા પછી ગયા વગર છુટકો હતો! અને ગયા પછી તેમની રજા વગર કેમ અવાય?"

"કેમ ન અવાય? સંયુકતા પૃથ્વિરાજ પાસે ગઇ હતી, ત્યારે

ક્યાં તેની માની રજા લીધી હતી? ઉર્વશી પુરુરવા પાસે ગઇ હતી, ત્યારે ક્યાં એની મા નહિ તો બાપની રજા લીધી હતી?"

"તો તમે ગઈ ગરમીની રજામાં આબુ ગયા હતા, ત્યારે પંદરને બદલે વીસ દિવસ સુધી ટટળાવી હતી તેનું કેમ? હવે આપણે ઠરેલ બનવું જોઈએ! અને વળી સંયુક્તા અને ઉર્વશીનો દાખલો આપો છો તો ક્યાં તે રાજવંશી ફર્સ્ટક્લાસ પ્રેમીઓ અને ક્યાં આપણા જેવાં થર્ડ ક્લાસ ધણીધણીઆણી! તેમની તોલે આપણે આવી શકીએ?"

"કેમ નહિ! શું તેમને પ્રેમના પૂંછડાં ઉગ્યાં હતાં અને આપણને નથી?"

"બસ હવે લગ્નને અઢી વરસ થયાં છતાં પ્રેમ, પ્રેમનીજ માળા જપશો કે કંઈ આગળ પાછળનોએ વિચાર કરશો?"

"તો શું હવે તારો વિચાર મને ચીનની મદદે જાપાન સામે મોકલવાનો છે? કે સ્વરાજ લેવા માટે જેલમાં મોકલવાનો છે? આગળ પાછળનો હું શું વિચાર કરૂં!"

"કેમ લગ્ન થવાને અઢી વરસ થયા છતાં સંતાનનું મોઢું જોયું નથી તેથી, સાસુજી તથા તમારી બ્હેન તો કંઈ કંઈ વાતો બનાવે છે, અને મારી સહીઅરો પણ કંઈ કંઈ તરેહની શંકાઓ લાવે છે."

"વાતો કરનારને વાતો કરવા દયો. કંઈ કોઈને મોઢે તાળું મારી શકાય એમ છે? હજુ આપણેજ બાળકો છીએ; ત્યાં બાળકોની ચિંતા આપણે શા માટે જોઈએ? બલ્કે હું તો બર્થકંટ્રોલની ફેવરમાં છું!"

"પણ સસરાજી તો પૌત્રનું મોઢું જોઈનેજ મરવાની પ્રતિજ્ઞા લઈને બેઠા છે તેનું કેમ? અને સાંભળ્યું છે કે પાડોશવાળાં કંચન કાકી તો કોઈ સાધુબાવા પાસે અડદના દાણા મંત્રાવી આણવાની વાતો કરે છે, ત્યારે ચંચળ માસી કહે છે કે "બા આવડી મોટી એરંડા

જેવી વહુ થઈ ને પેટે કંઈ નંઈ એ તો અજબ વાત! માણુસાવાળાં ગંગાબાઈને તેડાવી જુઓને! આમ તરેહ તરેહની વાતો થઈ રહી છે!"

"એવી વાતોને કોણ ગણકારે છે? તું ભણેલી, ગણેલી, સુધરેલી હોવા છતાં એવી વાતોને વજન આપે છે!"

"હું ક્યાં ગણકારે એવી છું? હું તો તમને જાણવા ખાતર કહું છું; પણ ભગવાનની કૃપાથી એકાદ બેબી ઘરમાં હસતું રમતું હોય તો સારું દેખાય ને! તમારી ગેરહાજરીમાં તેને જોઈ ને તો વખત વિતાડું!"

"ત્યારે એમજ કહેને કે મારા પ્રેમનો બીજો ભાગીદાર ઉભો કરવાની તુંયે તરફેણમાં છું! વાહ તું પણ સામાન્ય સંસારી જેવી બની ગઈ!"

"આપણે સામાન્ય સંસારી નહિ તો શું સ્વર્ગનાં દેવતા છીએ કે સંસારત્યાગિ ઋષિ મુનિ છીએ?"

"વારુ, એ તો કુદરતના ખેલ છે તે કુદરત કર્યા કરશે; પણ પીયરથી ઘેવર લાવી છું તે ક્યાં સંતાડયું છે?"

"અરે! તે તો હું વાત વાતમાં આપવાનુંજ ભૂલી ગઈ!" તેણી ઘેવર લાવે છે અને તેના મોઢામાં મૂકે છે. બંને એક બીજાના મોઢાનાં પ્રેમથી કોળીઆ મૂકે છે. આમ સ્નેહના તોફાનમાં ત્રીજું વરસ પણ પૂર્ણ થાય છે. પહેલાં બે વરસના સ્નેહનો ઉભરો તાજી સોડા વૉટર જેવો હતો. ત્રીજા વરસનો સ્નેહ સોડાવૉટરનો જોશ જરા નરમ પડ્યા જેવો દેખાય છે, હવે ચોથામાં જુઓ.

## ચોથું વરસ.

"લ્યો જુવો, કીકો તો નર્યોજ તમારા જેવો ચીબો છે ને! જાણે તમારુંજ નાનકડું બાવલું બનાવ્યું હોય તેવો દેખાય છે!"

"પણ મારું તો ખાસું કાગડાની ચાંચ જેવું લાંબું નાક છે ને ચીબો કેમ કહે છે? ત્હારા જેવો કાળો તો છે!"

"પણ હું તો ગોરી મડમ જેવી છું કાળી તો એની ફૂઈબા છે!"
"હા હા હા!" કરી બંને હસી પડે છે.

"બસ મારા બેબી માટે તો ગોકળ આઠમના મેળામાંથી એક લાકડાનો ઘોડો લાવીશ !"

"પણ એમઘોડાં ને ગધેડાંમાં નાહક ખર્ચ શા માટે કરવો ? તમારી પીઠ પર એને બેસાડીને તમને લાકડીથી હાંકીશ !" "હા હા હા !" બંને પુનઃ હસી પડે છે.

"મારા કીકાને તો હું ભણાવી ભણાવીને બેરિસ્ટર બનાવીશ."

"અરે ! મુવા બેરિસ્ટર તો જુઠ્ઠા હોય ! એક બીજાને લડાવીને પૈસા કમાવા કરતાં એને ફોજદાર બનાવવો સારો ને કે બધા પર મારો દીકરો રોફ જમાવે !"

"અરે ! તારી ફોજદારીની એસી તેસી ! એ ધંધો તો તરકડાં મરઘડાંને શોભે ! એતે કંઈ ખાનદાની ધંધો કહેવાય ? જો તારે બેરિસ્ટર બનાવવાની ખુશી ન હોય તો ડૉક્ટર બનાવીશ !"

"નારે બાપ, એ તો સુધરેલા ચમારનો ધંધો કહેવાય !"

"ત્યારે મેજીસ્ટ્રેટ બનાવીશ !"

"પણ જાણ્યે અજાણ્યે કોઈ બેગુનાહ માણસ મારા દીકરાને હાથે ફાંસીએ જાય તો એ પાપ કોને માથે ?"

"નહિ બસ હું તો એને મેજીસ્ટ્રેટ બનાવવાનો !"

"ના, મારે તો એને મેજીસ્ટ્રેટ નથી બનાવવો. દેશના મહાન લીડરોને પણ જેલમાં ન છૂટકે મોકલવા પડે એ ધંધો તે કંઈ મારા લાડકવાયાને ખપે !" "નિમકકા કાયદા તોડ દિયા" વખતે તો તમે દેશદાઝ ધરીને સ્વયંસેવક બન્યા હતા અને હુંએ પ્રભાત ફેરીમાં નીકળતી હતી, તો પછી ઓલ્યા સરદાર વલ્લભભાઇ કહેતા હતા, તેમ આપણા જેવાં દેશ હિતેચ્છુનાં સંતાનોને કુહાડીના હાથ કેમ બનાવરાવાય ?"

"હમણાં તો તું એને ફોજદાર બનાવવાની હતી તે વાત ભૂલી ગઈ ? જોને પણ એવું કહેનારાઓજ આજે ધારાસભામાં જઈ હોદ્દા સ્વિકારી બેઠા છે ને ! આપણે તો છ માસની ખાઇને આવ્યા પછી એ લીડરોની એક પણ વાત સાંભળતા નથી. જોને ઓલ્યા "સોરઠના

સિંહે" રાજસ્થાની પ્રજાને માટે કેવી કેવી બાંગો મારી હતી અને હવે એ ચળવળને અર્ધે કુવેજ લટકતી રાખીને પોતાની લીડરીની દોર અટશુંને તોડી નાખી અંતરની અશુદ્ધિઓ મટાડવા કોણ જાણે વિશ્વામિત્રની જેમ ચોટિલાની ગુફામાં જઈ તપ કરે છે કે પછી સાધુ બની આહલેક જગાવે છે."

"તમે ગમે તે કહી રહ્યા પણ મારે એને મેજીસ્ટ્રેટ નથી બનાવવો!"

"પણ મારે બનાવવો છે ને?"

"પણ હું એની મા છું એટલે મારો હક્ક છે!"

"બાપ તરીકે મારો હક્ક વધારે છે!"

"એમ છે તો જાઓ તમે એને દૂધ પીવરાવી લેજો!" રીસ કરીને જાય છે.

"પણ એમ વાત વાતમાં રીસાઇ શું જાય છે? લેને ભઇ તારો હક્ક! તું ચાહે તો એને બહારવટીઓ બનાવજે—છે પછી કાંઈ?"

"હા, એમ! જુઓ હવે આવ્યાને ઠેકાણે!"

"પણ દેવી પાસે તો પૂજારીને ઠેકાણે આવવુંજ પડેને!"

"એમ, હું દેવીને તમે પૂજારી: તો બસ જાઓ દેવી હુકમ કરે છે કે આજે ઑફિસમાંથી આવો: ત્યારે મારા બાબા માટે રમકડાં લેતાં આવજો."

"અરે! એમાં હુકમ શો કરવો, એ તો બધું આપો આપ આવીજ જશે. પણ હવે એ તમારા લાડકવાયાને ઘોડીઆમાં સુવાડી કંઈ મારી પેટની પૂજાની તૈયારી કરો."

"તો આપ ઘોડીઆની દોરી ખેંચો."

"શું મારા જેવો એક અપ–ટુ–ડેટ યુવક અને તે પણ થોમ્સ કંપનીનો એસિસ્ટંટ મેનેજર આમ ઘરમાં ઘોડીઆં તાણે?

"અરે! તમે શું–આવડા મોટા જર્મનીવાળા હીટલરને પણ ઘરમાં ઘોડીઉં તાણવું પડતું હશે!"

"પણ તે પરણેલોજ ક્યાં છે?"

"નહિ પરણ્યો હોય તો પરણશે. તમે સાંભળ્યું નથી કે કવિ નાનાલાલની ઓલી **"જે કર ઝુલાવે પારણું તે જગત પર શાશન કરે!** વાળી કવિતા વાંચીને તો મુસોલીનીએ ઘરમાં ઘોડીઉ ખેંચવા માંડ્યું છે!"

"એમ છે? અરે વાહરે! તું તો ઈતિહાસની સાથે કવિતાને પણ ચાટી ગઈ હોય એમ જણાય છે ને શું!"

આમ પુત્ર સંબંધીની વાતચીતમાં ચોથું વર્ષ પૂર્ણ થયું.

## પાંચમું વરસ

"લ્યો હું જરા ચંચળ માસીને ત્યાં સતનારણની કથામાં જાઉં છું, તમે આ બંને પારસલોને સંભાળજો. નાની રડે તો એને મોઢામાં બાટલી આપજો અને મોટા રડે તો બા બેટા કહી પંપાળીને ઉંઘાડી દેજો."

"પણ મારા જેવા પુરુષના ખરબચડા હાથથી પંપાળતાં એ ઉંઘવાને બદલે ઉલ્ટો વધુ જાગી જશે! પંપાળીને ઉંઘાડવું એ તો તમ નાજુક રમણીઓના કરકમળથીજ બને! અને વળી આ ઘરમાં આ બબ્બે દેવના દીધેલા છે; તેમની સેવાનું પૂણ્ય છોડીને સતનારાયણની કથા સાંભળીને શું કાંદો કાઢશો? અને આ હડહડતા કળીયુગમાં કથા કહેનારા પણ શું હાલી નીકળ્યા છે! જાણે મારા દીકરા નર્યાજ સીનેમાના એકટર અને તે પણ વીલન કેરેકટરના! ઓલ્યો ગીરધર મહારાજ તો મોઢેથી ભગવાનનું નામ ઉચ્ચારે છે અને આંખો તો બૈરાંઓ તરફ મટમટાવે છે! એવાની કથા સાંભળવા કરતાં મારી કથાજ સાંભળને!"

"પણ ચંચળ માસીને ખોટું લાગે તેનું કેમ?"

"એ તો નવરી છે! આજકાલની ડોકરીઓ પણ જબરી શ્રદ્ધાળુ હોય છે. કાલે સાંભળ્યું છે કે આપણા મહોલ્લાના મંદીરના ઓટલા ઉપર ઓલ્યો કોઈ નવો બાવો આવ્યો છે ને; એને પૂછીને ચંચળ માસીએ પંજો લગાવ્યો હતો, અને એવી બાધા લીધી હતી

"કે પંજો પાકશે તો સત્યનારાયણની કથા કહેવરાવીશ!" લે હવે એવા આંક ફરકના પૈસામાંથી શીરાનો પ્રસાદ ખાવા કરતાં આ ચૉકલેટ શું ખોટું છે?" એમ કહીને ખિસ્સામાંથી કાઢીને આખું ચૉકલેટ સરલાના મોઢામાં ઘાલી દે છે.

"બળ્યું, તમે તો બબ્બે બાળકના બાપા થયા છતાં બાળકના બાળકજ રહ્યા! આવું ધીંગાણું તે હવે સારૂં લાગે? હા આ, અને વળી હું દૂધ ગરમ કરવાનું ભૂલી ગઈ છું તો, જરા સ્ટવ પેટાવીને દૂધ ગરમ કરી લેજો, હું હમણાં આવી પહોંચું છું."

"અને સાથે સાથે એમ પણ હુકમ ફરમાવી દયોને કે તારા માટે પથારી પણ તૈયાર કરી દઉં અને ખરડેલાં વાસણો પણ ઉટકી નાખું કે પછી સવારમાં તારે હાથ પણ ન ખરડવા પડે!"

"પણ હું એમ ક્યાં કહું છું કે તમે આગળ ને આગળ જેમ ફાવે તેમ હાંકયે રાખો છો! અને જો કદાચ એમ કરો તો એમાં નવાઈ જેવું કંઈ નથી કારણ કે તમેજ કહો છો ને કે શાસ્ત્રમાં સ્ત્રીને અર્ધાંગ્ના કહી છે તો પછી અર્ધા અંગનું અર્ધું કામ ઉપાડી લેવામાં ન્યાયની રીતે વાંધો પણ શું હોય?

"કંઈ નહિ, તો ચાલો હવે કાલથી તું અર્ધો દિવસ મારી ઑફીસમાં જઈ આવજે અને અર્ધો દિવસ હું ચૂલો ફુંકીશ!"

"હવે એ આપની લાહેરી રહેવા દયો અને મને જવા દયો. ત્યાં મારી રાહ જોવાતી હશે."

"અરે ગાંડી હજુએ ન સમજી! કથા પુરાણ અને એવાં એવાં ધર્મનાં બીજાં નાનાવિધ ધતીંગો ઘરડાં ખોખરાંઓને શોભે! આપણા જેવા જુવાન જીવડાઓને તો નાટક, સીનેમા અને બસ મોજ!" એટલામાં બહારથી પાડોશણનો અવાજ સંભળાય છે.

"સરલાભાભી ચાલો કથા સાંભળવા, ચંચળ માસી ક્યારનાં તમારી યાદ કરે છે."

"હા, એ આવી." શાંતિલાલની આનાકાની છતાં સરલા કથા સાંભળવા ગઈ, અને થોડીવારે બાળકોએ ભેગા મળી રડવાનો કોરસ શરૂ કર્યો. શાંતિલાલની અનેક કોશિષો અફળ નીવડી. "છોકરાઓને કેમ છાનાં રાખવાં?" એ વિષેનું કોઈ પુસ્તક પોતાના ટેબલ પર છે કે નહિ તેની ખૂબ શોધખોળ કરી અને બાળસાહિત્ય પ્રગટ કરનારાઓને પણ પાંચ શેર પાંચ શેરની સંભળાવી કાઢી કે "મારા દીકરાઓ નાહકના બીજા વિષયો ચુંટયા કરે છે અને છોકરાંને છાનાં રાખવાની કળા વિષે તો કોઈ કંઈ લખતું જ નથી!" નાની બાળકીને છાની રાખવા દૂધની બાટલી શોધવા માંડી તે પણ ન જડી. બાટલી ટેબલ પર જ હતી પણ ઉતાવળમાં માથાની ટોપી તેના ઉપર ઉંધી વાળી હતી તેથી બીજી જગ્યાએ શોધતાં શી રીતે જડે? મોટા બાબાને ચોકલેટ આપ્યું પણ તેણે ફેંકી દીધું અને "બા, બા?" કહી રોવાના વિષયમાં આગળ વધવા લાગ્યો. "માલી બા તંઈ થે? લાવી આપો માલી બા!" એ ઉલટ સુલટ સવાલોએ શાંતિલાલને અશાંતિલાલ બનાવી દીધો! પીપૂડી વગાડીને ખૂબ નાચ્યો, પાવો વગાડીને મદારીનો ખેલ કર્યો, ખંજરી વગાડીને ડેન્સ કર્યું, ટેબલના તબલા વગાડી ગાયન લલકાર્યું, મોઢા પર ચાદર ઓઢીને "ઝાઓ! ઝાઓ!" કર્યું પણ એ બેટી બાપ છાનો નજ રહ્યો. "અરે હું તને બાપો કહું ને છાનો રહે!" એમ પોકાર કર્યો પણ તે કંઈ ઢીલો સત્યાગ્રહી થોડો જ હતો કે છાનો રહે! અંતે એ હાથે મસ્તક પકડી ખુરસીમાં પટકાઈ પડતાં બોલ્યો. "હે પ્રભો! મેં કયાં પરણવાની આવી ભૂલ કરી? ખરેખર સંતો મહંતો લગ્નના લ્હાવા લેતા નહિ હોય, તે આવી ઉપાધીથી કંટાળીને જ હશે? નરસિંહ મહેતાએ પોતાની પત્નિના મરણના સમાચાર સાંભળીને કિડતાલ સહિત લલકાર્યું હતું કે "**ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ!**" તે યોગ્ય જ હતું."

એટલામાં ધડશુંને બારણું ઉઘાડી સરલા અંદર આવી અને પતિરાજનો કાન પકડીને બોલી "પણ તમે એ નથી વાંચ્યું કેઃ—

**"ગુજારે જે શિરે તા'રે જગતનો નાથ તે સ્હેજે !"**

"હા બાપા વાંચ્યું શું ગોખ્યું છે ? અને એ કવિતા તો મોઢે ન ચઢવાથી રામશંકર મહેતાજીના રીઢા હાથની બે ચાર લપડાકો પણ ખાવી પડેલી !"

"એમ એટલું બધું હજુ યાદ છે તો પછી આ બધું ધાંધલ શા માટે ?"

"હજુ મારૂં ધાંધલ કહે છે ? અરે, આ તારાં વેંતીયાં માણસોએ તો મારો જીવ લેવો બાકી રાખ્યો છે ! હું તો હજીએ કહું છું કે ભગવાન બર્થકંટ્રોલની ચળવળનો આરંભ કરનારને ત્યાં એક સામટા સાત દીકરા આપે !"

"તથાસ્તુઃ"

*

## 'લીડર' બનતાં લટકી ગયા!

૧૯૩૦ ના ડીસેમ્બરની ૩૧ મી તારીખે રાતના બાર વાગે સ્વરાજ મળ્યું અને હું માતરનો માલતદાર નીમાયો હતો; પણ તેજ રાત્રે સ્વરાજની પાર્લામેન્ટમાં ધાંધલ થવાથી પાછું ૧૯૩૧ ના જાન્યુઆરીની પહેલી તારીખે સ્ટા. ટા. ૬ વાગે અરૂણના આગમન પહેલાં સ્વરાજ પાછું જેનું રાજ હતું તેને દઈ દીધું! જેથી આપણી માતરની માલતદારી રખડી ગઇ એ ઇતિહાસિક પ્રસંગ ઘણા ગુજરાતીઓએ વાંચ્યો હશે? અને જેણે ન વાંચ્યો હોય તેને ચિંતા કરવા જેવું એ કશું નથી કારણ કે તેતો માત્ર સ્વપ્ન હતું.

મારી તેત્રીસમી વરસગાંઠ હતી એટલે મિસીસે કંસાર ઘીનું જમણ કર્યું હતું. આનંદમાં હું જરા વધુ પડતું ઝાપટી ગયો અને પાન ચાવતાં ચાવતાં "દિવાળીઆ" અંકો માટેના લેખાની ઉઘરાણી કરતા એડીટરોને કેમ શાંત પાડવા, તે વિચાર કરતો હતો. એટલામાં આંખ લાગી ગઇ. હું સ્વપ્ન સૃષ્ટિમાં વિહરવા લાગ્યો. કોઇ બે મહાન જાદુગર જેવી વ્યક્તિઓ મારી તરફ આવતી જણાઇ હું ચમક્યો! મેં ધાર્યું કે "એક ડૉકટર આલવારો અને બીજો મહંમદ છેલ હશે!" મ્હારા ગભરાટનો પાર નોતો; પણ નિકટ આવતાં ગભરાટ દુર થયો કારણકે તે આગંતુક વ્યક્તિઓ જાદુગર ન હતી પણ જાદુગર જેવું વશીકરણ શીખેલ મહાન સુત્રધારો હતા. તેમની છાતી પર પાટીઆં ટાંગેલાં હતાં. એકના પાટીઆપર લખ્યું હતું. "ચેંબરલેન સુત્રધાર ઑફ ધી ગ્રેટ બ્રીટન થીએટ્રીકલ કુંપની અનલિમિટેડ" બીજાના

પાટીઆ ઉપર લખ્યું હતું "રૂઝવેલ્ટ સુત્રધાર ઑફ ધી યુ. એસ. એ. ડામેટ્રિક સોસાયટી લિમિટેડ" બંને સુત્રધારોના હાથમાં તંબુરાને બદલે પોતાની નોંધપોથીઓ અને ફાઉન્ટન પેનો હતી. પહેલીજ નાઇટે નવો ખેલ ફેલ જતાં કંપનીના માલિકોના મોઢા પર જેવી હવાઇઓ ઉડે; તેવાં ગંભીર ડાચાં સહિત એમના દીદાર થયા. હું વિમાસણમાં પડયો કે "આવા મોટા માણસ મારી પાસે શા માટે પધાર્યા હશે?" બંને સાથે બોલવા લાગ્યા.

"જુવોને મી. બેકાર, અમે અનેક ખેલો પૂર લાઇટની રોશનીમાં અને જુના નવા એકટરોના ભેગા બળથી ભજવ્યા પણ ફેલ ગયા! શસ્ત્રબંધી અને આર્થિક પરિષદ નામના ખેલો પર અમને મોટી આશા હતી! આખી આલમને અમે નચાવનાર આજે જાતે નાચી રહ્યા છીએ તોએ કંઈ વળતું નથી! અમે સોનાના ઢગલાપર બેઠા છીએ છતાં અમારા દેશમાં લાખોની સંખ્યામાં બેકારો છે! પાકા માલની ઉપજ વધારવા કાચા માલને બાળી નાખવા સુધાંની સુરીયાણી સલાહ અમે આપી છતાં કંઈ ઉકળે એમ લાગતું નથી તો આપ હવે કંઈ ઈલાજ બતાવશો?" "મ્હારી છાતી ગજ ગજ ફુલવા લાગી શું હું એક સાધારણ લેખક તેની પાસે આવા મહાન પુરૂષો સલાહ માગે?" ખરેખર પેલી પેલી જુની પુરાણીને ઘસાઈ ગએલી કહેવત ખરીજ પડી કે

**"કહત સમય બળવાન હય નહિ પુરૂષ બલવાન;**
**ડઝન પ્લેટ હું ખાઇ ગયો ચેહી દાલ ઔર ધાન!"**

"જુવોન, ચેંબરલેન કાકા! તહમે ગમે તેવા હુંશિયાર હોવ પણ કોઈ જુના પુરાણા અનુભવી ડાયરેકટરનો સહકાર સાધ્યો હોત, તો પેલા તમારા રામ્સેદાદાના રાઉન્ડટેબલના ત્રણ ત્રણ ખેલ નાપાસ ન થાત! એકજ સૂરમાં કોરસ ગાનાર એકટરોથી શું વળે? તમે અમારી ભૂખડી બારસ કોંગ્રેસ કંપનીના ખડખડ પાંચમ જેવા પણ અનુભવી ડાયરેકટર ગાંધીને તમારી કંપનીમાં છેવટ સુધી રાખી લીધા હોત તો ઠીક થાત! પણ હવે ગઈ ગુજરી ભુલી જઇ લોકોને સુખી કરવા હોય તો હું એક

રસ્તો બતાવું. હિંદીમાં કહેવત છે કે "મન ચંગા તો હાથમેં ગંગા." તે પ્રમાણે જો આપણે મનનું સુકાન હાથમાં લઈએ; તો બધું પળવારમાં સુધરી જાય. જુવો જગતમાં આજે પૈસાની તાણ છે ખરૂંને? તો સોનાની જગ્યાએ પિત્તળનું ચલણ ન ચાલે? બંને પીળાં જ છે ને! હું છાતી ઠોકીને કહું છું કે બધાં રાજ્યો સોનાના ચલણને બદલે પિત્તળનું ચલણ રાખે તો બધાં જ સુખી થાય! (જરા દમ લઈને) તે છતાં કોઈ તમારા દેશના દોઢ ડાહ્યા અર્થશાસ્ત્રીઓને આ સલાહ રૂચતી ન હોય તો બીજો નુસ્ખો બતાવું. જુવો આપણે સુખી થવાને માટે બે હજાર વરસ પાછળ હઠી જવું પડશે! અલબત્ત એતો બંને મુરબ્બીઓ હવે કબુલ કરતા જ હશો કે આ સુધારાએ આપણને વધુ દુઃખી કર્યા છે. જીંદગીની જરૂરીયાતો વધારી દીધી છે."

"યસ!" તેમણે ડોકાં ધુણાવીને હા કહ્યું.

"તો હવે બીજો નુસ્ખો એ છે કે કોઈ પણ વસ્તુની કીંમત લેવી નહિ પણ પ્રાચિન યુગની જેમ વિનિમય કે અદલા બદલાની પ્રથા પ્રચલિત કરવી. ધારોકે કાઠિયાવાડના કોઈ કણબીને મોટરની જરૂર હોય ને અમેરિકાના કોઈ પ્રોફેસરને કાઠિઆવાડની ભેંસની જરૂર હોય; તો તે પોતાની મોટર પેલા કણબીને સ્ટીમર મારફતે પહોંચતી કરી ભેંસ મંગાવી લે! કોઇ હિંદી બાળકને રબરના દડાની જરૂરત હોય અને જાપાનના કોઈ દુકાનદારને રોટલાની આવશ્યકતા હોય; તો પેલા હિંદી બાળક પાસેથી રોટલો લઈને તેને દડો આપે! આમ કરવાથી બધું સહેલું સટ થઈ જશે. ખેડુતને જરૂર હશે તો પાંચ શેર કપાસ કાપડીયાને આપીને એક અંગરખાનું કપડું ખરીદી શકશે. દરજીને સિલાઈના પૈસાને બદલે એક સીગરેટ પીવરાવવાથી તે કપડું સીવી આપશે! શેર જુવાર લઈને ગયા કે સીનેમાની ફર્સ્ટ કલાસની ટીકીટ મળી શકશે! છ વિદ્યાર્થી શેર પોંક આપે તેના બદલામાં માસ્તર તેને આખો મહીનો ભણાવી દેશે! પોસ્ટ માસ્તરને દાળમાં વઘાર કરવા તમે થોડીક હીંગ આપો તો તે તમને માગો તે પ્રકારની સ્ટાંપ

આપશે. શાક કરવા એક કોળું કે સુરણની ગાંઠ આપશો તો ભલભલા એરિષ્ટરો તમારો કેસ હાથમાં ઝાલશે! નાના વકીલોની જરૂર હશે; તો તે અચ્છેર મરચાં, પાશેર આદુ કે બેચાર ખાટાં લીંબુમાં પતી જશે! સ્ટેશન માસ્તરના છોકરાને બે ચાર પીપરમીટની ગોળી કે ટીકડીઓ હાથમાં પકડાવી દેશો કે તમને દિલ્લી સુધીની ટીકીટ માસ્તર બેધડક આપી દેશે! એક કપ ચાહ તમે પીવરાવી દેશો તો ગમે તેવો કડક એકઝામીનર પણ તમને મેટ્રીકમાં પાસ કરી દેશે! સરકારને પણ કરોડોનો ખર્ચ નહિ કરવો પડે; કારણ કે પાશેર ચણામાં એક પોલિસ મળી શકશે!" મેં શ્વાસ લીધો.

"ઘણો સરસ નુસ્ખો! આ તો જગતને સુખી કરવાની અમૂલ્ય ઔષધિ કહેવાય!" બંને સુત્રધારો સાથે બોલી ઉઠયા.

"તો જાઓ હવે એની અજમાએશ કરી જુવો!" તે "જય જય" કરીને ચાલ્યા ગયા.

એટલામાં છેડા ગંઠાએલાં વરવધુની જેમ શરમાતાં મુંઝાતાં કોઈ બીજાં બે આસામીઓ આવતાં જણાયાં. નજીક આવતાં તેમણે નમસ્કાર કર્યા. મેં તેમને દંડવત્ત પ્રણામ કર્યા. તેમનાં મુખાર્વિંદ પર કરૂણતાની છાયા હતી. કોઈ વહેપારીનાં આઠ દસ વહાણ ડુબી ગયાં હોય તેથી તે શોક સાગરમાં તણાતો હોય તેવો સીન એમના મોઢા પર દેખાતો હતો. મેં તેમને બરાબર ઓળખી લીધા, "ઓહો! આ તો સપ્રુ, જયકર આણી કુંં૦ છે?" તેમણે કહ્યું.

"જુઓને મી. બેકાર! રૂઝવેલ્ટ અને ચેંબરલેન જેવા મહા પુરૂષો તમારી સલાહ લે છે; તો પછી અમે કોણ માત્ર? અમે અત્યાર સુધી લીડર તરીકે ઘણું કર્યું પણ કંઈ વળ્યું નહિ તો હવે શું કરવું?"

"સાહેબ આપને માટે હવે એકજ માર્ગ સારો છે, અને સીઝન પણ અનુકૂળ છે! એ લીડરપણું પડતું મૂકી મકકાઈ ભુટ્ટા ભુંજીને વેચો તો શું ખોટું છે? હવે હિંદને સ્વરાજનો સોદો તો કરવો જ નથી તો પછી તમારા જેવા દલાલોની શી જરૂર?"

"પણ આવું થઈ કલાસ કાર્ય અમારા જેવા ફર્સ્ટ ક્લાસ
ડરથી ન થઈ શકે!"

"તો બાંધી મુઠ્ઠી લાખની રાખવા હવે હિમાલયમાં જઈને
પ કરોને!"

"હા...આં! એ વિચારવા જેવો પ્રશ્ન છે!" તેમણે કહ્યું. મનમાં
ઈ ગણગણતા તે બંને આવ્યા હતા તે રસ્તે ચાલ્યા ગયા. તે
જુ અદૃષ્ય પણ થયા નો'તા એટલામાં મારા રાઈટીંગ ટેબલના
ાનામાંથી એક અજગર સડસડાટ મારા તરફ ધસી આવતો હતો.
કાળનો ગ્રાસ થવાની તૈયારીમાં હતો એવામાં કોઈ માછીમારે
ાછલાં પકડવાની ગલવતી તે અજગરને અદ્ધર કરી લીધો! મેં
ટકારાનો દમ ખેંચ્યો. આમ અસંબદ્ધ વિચારોની પરંપરા ચાલી.

એટલામાં બે ગધેડાં શુદ્ધ સંસ્કારી ગુજરાતી ભાષામાં વાદવિવાદ
તાં નજરે પડ્યાં. ચાલુ જમાનાના સાક્ષરો કરતાં પણ વધુ શુદ્ધ
જરાતી ઉચ્ચાર તેમનાં મૂખમાંથી નીકળતા જોઈને હું આશ્ચર્ય
મ્યો. મારા આશ્ચર્યની રેખાઓ હજુ કપાળ ઉપરથી ભુંસાઈ એ
'તી એટલામાં તેમના વાદવિવાદે ઉગ્ર સ્વરૂપ પકડયું ને પેલી કહેવત પ્રમાણે—

"પંડિત સે પંડિત મીલે કરે દોદો બાત;
ગધ્ધે સે ગદ્ધા મીલે કરે દોદો લાત!"

સાહિત્યના વાદવિવાદમાંથી લાતાલાતી પર આવી ગયાં. એક
ધેડાની લાત મને પણ લાગી.

"ઓ બાપરે! મરી ગયો!" કરતો ધરણી પર ઢળી પડયો.

"તમે તે કેવા છો? આઠ પોરીયાંના પિતા થયા છતાં ઉંઘમાં
ડકી ઉઠો છો?" મારી તેણે કહ્યું.

સ્વપ્નામાં ગધેડાની લાતથી હું આરામ ચેરમાંથી ગબડી ગયો
ા જેથી મને ઢંઢોળતાં મીસીસે ઠપકો આપ્યો. હું કપડાં ખંખેરીને
યો અને કાયદેસર પલંગમાં સુવાની રીતે સુઈ ગયો.

વળી પાછો વિવિધ પ્રકારના વિચારોનો હુમલો થવા લાગ્યો. ૧૯૩૦ નાં તકલીઓનાં સરઘસ અને પ્રભાત ફેરીઓનાં દર્શન થયાં. વંદેમાતરમ્‌ના ગગન ભેદી નાદોથી મારા કાન બ્હેર મારી ગયા.

"મોહન કનૈયો માખણ ચોર,
મોહન ગાંધી મીઠું ચોર,
મોહન પંડ્યા ડુંગળી ચોર;
સ્વરાજનાં છે ખાટાં બોર!
સરકારી નોકર છે ઢોર!"

વગેરે વગેરે કાવ્યોના સૂર સંભળાતા રહ્યા. આપણે પણ બેકાર તો હતા જ જેથી લીડર બનવા સિવાય બીજો કોઈ ઈલાજ ન હતો અને વળી એ તો તમે કબુલ કરશો જ કે "નિશાળયાની પંતુગીરી, કોરટની કારકુનગીરી, ઢોરોની હોસ્પીટલની કંપાઉન્ડરી, કચરાપટ્ટીની કલાર્કગીરી, વકીલોની દલાલી, પોલિસોની કોન્સટેબલી, છાપખાનાની કંપોઝીટરી, રેલવેની ટીકીટ કલેક્ટરી કરતાં તો લીડરી શ્રેઠ છે! અને વળી મુદ્દાની વાત તો એ છે કે ઉપરોક્ત નોકરીઓ મેળવવાને માટે તો પાસ થવા ઉપરાંત કેટલાએ ખાનસાહેબો, સર નાઈટો કે ખુદ બેરીસ્ટરોની ખુશામત કરવી પડે અને તે મારા જેવા સ્વતંત્રતા પ્રેમી માટે અશક્ય પણ છે જ. જો એટલી ખુશામત કરતાં આવડે તો પછી અફઘાનીસ્તાનની ગાદી ઉપર ઝહીરશાહની જગ્યાએ હીઝ એક્સેલન્સી ધ કીંગ ઓફ અફઘાનીસ્તાન ઉર્ફે બડા કબ્રસ્તાન શાહ બેકાર એ. બી. સી. ડી. એફ. આઈ. જે. કે...ઝેડ ન બની જાઉં!

વળી ખૂબીની વાત તો એ છે કે મીનીસ્ટરોને હોમમેમ્બરો સુધીની સીફારસ કરીએ ત્યારે જે નોકરી મળે તે ફક્ત ૨૫–૩૦ ના માસિક પગારની જ! અને તેમાંએ પાછી શરત એ કે પચ્ચીસ વરસની અંદરની ઉંમરના ગ્રેજ્યુએટ હોવા જોઈએ. જો એટલી લાયકાત ન હોય તો બધી મહેનત પર પાણી ફરી વળે!

લ્યો હવે જુઓ, લીડર બનવામાં કેટલી બધી સુગમતા છે ! એમાં વયનો પ્રતિબંધ નથી કે નથી બી. એ. ના ફરફરીયાની આવશ્યકતા કે નથી કોઈની સીફારસની જરૂર ! ન એમાં નાતજાત પૂછવામાં આવે છે કે ન ખાનદાનની લાયકાત જોવામાં આવે છે. બસ માથાથી પગ સુધી જાડાં ખાદીનાં લુગડાં અને પગમાં ચંપલ પહેર્યાં પછી જેની મરજી હોય તે લીડર બની શકે છે ! અને પછી તો તે વ્યક્તિ પોતાના અધિકાર પ્રમાણે નાનો મોટો લીડર ગણાય છે ! દાખલા તરિકે કોઈનો પહાડી અવાજ હોય અને ભીંડી બજારમાં દવા વેચનાર અફલાતુન હકીમની ઢબે જોરશોરથી ભાષણ કરી શકતો હોય અને નાટકના એકટરોની જેમ પોતાના મૂખ ભાવો બદલી શકતો હોય; તે ઉત્તમ પ્રકારનો લીડર બની શકે છે ! અને વળી જે ભાષણ કરતી વેળા કોઈ સારી ડેન્સરની જેમ કમર પર હાથ મૂકી તીણા અવાજથી ડચકાં ખાઈ ખાઈને બોલી શકતો હોય, તે તો ઉત્તમોત્તમ લીડર ગણાય છે ! મતલબ કે મારા જેવો બીજા કોઈ પણ કામને લાયક ન રહે એવો મનુષ્ય ધારે તો લીડર જરૂર બની શકે છે ! આજુબાજુના સંજોગોએ મને પણ લીડર બનવાની પ્રેરણા આપી. લીડર બનવા માટે સૌથી પ્રથમ ભાષણ કરતાં આવડવું જોઈએ. તો ઘરમાં મારાં છોકરાંની બા સાથે "કારેલાંનું શાક ઉત્તમ કે દૂધીનું ? દૂધપાકને માલપુડા ખાવામાં વધુ ટેસ્ટ પડે કે રસપૂરી ને પાતરામાં ?" એવા એવા વિષયોની ચર્ચા ચલાવીને હું એક કુશળ વકતા બની ગયો હતો.

વળી પગાર મળતાં પહેલાંજ ફેરીયાઓ પાસેથી ઉધાર કપડાં એણે લીધાં હોય, તેનો આંકડો ચૂકવવા પગાર થતાંજ એ માગણી કરે; ત્યારે મારે વારં-વાર પરાણે ગુસ્સામાં ભાષણ કરવું પડે. એ પ્રેકટીસને લીધે રૌદ્રરસ પર પણ મારો સારો કાબુ જામી ગયો હતો. વળી પગાર તો એક અઠવાડીઆમાંજ ખલાસ થાય. પછી કોઈ હેતના કટકા પરોણા તરીકે પધારે અને વળી જતી વખતે ટીકીટના પૈસા ઉધાર માગે; ત્યારે કરૂણરસના કુદરતી ભાવો મોઢા પર પ્રગટ થાય. એમ કરૂણ રસની પ્રેકટીસ પણ પડી ગઈ હતી.

એટલે દેશની ઠાઝે મારૂં દિલ કેટલું બધું દુ:ખી છે તે દેખાડવા કરૂણ છાયા દેખાડવામાં કામ લાગે! મતલબ કે લીડર બનવાની બધી લાયકાત મારામાં હતી.

વાર ફક્ત એટલીજ હતી કે કયા કયા અને કેવા કેવા શબ્દો પર પબ્લીક તાળીઓ પાડે છે તે ગાંધીજી, જવાહરલાલ, બોઝ, વલ્લભભાઈ, ભૂલાભાઈ વગેરેના ભાષણોમાંથી ચુંટી કાઢીને ગોખી કાઢવા! અને બેંડ માસ્તરની ઢબે આંગળીઓ હલાવીને કયે સ્થળે તેનો ઉપયોગ કરવો એટલુંજ નક્કી કરવાનું બાકી હતું. મને મારા ભાષણો પર અભિમાન હતું જેથી મને તો ખાતરીજ હતી કે લીડરીના મેદાનમાં હું પડયો કે વલ્લભભાઈ કે ગાંધીને લોકો ભૂલીજ જશે અને વખત આવતાં કોંગ્રેસના પ્રમુખ તરીકે આઠ ઘોડાની ગાડીમાં રાજા ઈંદ્ર બનીને બેસવાનો પ્રસંગ પણ સાંપડશે! હવે મને પશ્ચાતાપ એજ વાતનો હતો કે મેં આટલો બધો વખત શા માટે ગુમાવ્યો!

મેં લીડર બનવાનો પાકો નિશ્ચય કરી લીધો હતો. વીર પુરૂષો ગમે તેટલું દુ:ખ પડે, ગમે તેટલી વીટંબણાઓ ભોગવવી પડે, ગમે તેટલી આપત્તિ કે વિપત્તિઓનો મુકાબલો કરવો પડે; છતાં પોતાના નિશ્ચયમાંથી ડગતા નથી જ. અહા! જ્યારે હું ધોળા બગલા જેવાં ખાદીનાં લુંગડાં ધારણ કરીને સભામાં જઈશ ત્યારે પ્રેક્ષકો મને નિરખતાં જ અડધા અડધા થઈ જશે અને "વન્દેમાતરમ" તથા "મહાત્મા બેકારકી જય!" ના ગગનભેદી નાદથી મારૂં સ્વાગત કરશે; ત્યારે કેટલો આનંદ પ્રાપ્ત થશે? જ્યારે ભાષણ કરવા ઉભો થઈશ; ત્યારે મારા પર પુષ્પોની વૃષ્ટિ થશે, પુષ્પના હારથી હું દબાઈ જઈશ તે પ્રસંગે મંદ મંદ હાસ્ય કરી પ્રેક્ષકોને ઝુકી ઝુકીને સલામ કરીશ અને પ્રેક્ષકો તાળીઓ પાડી પાડીને મને વધારે માન આપશે. ભાષણ દરમિઆન વચ્ચે વચ્ચે અનેક વેળા તાળીઓ પડશે અને "મહાત્મા બેકારજીકી જય!" બોલાશે. ફોટોગ્રાફરો જુદી જુદી દિશાએથી મારો ફોટો લેશે. કોઈમાં પહોળું મોઢું તો કોઈમાં રડતું

કાન્યું તો કોઇમાં ગુસ્સાવાળું દેખાશે અને બીજા દિવસના 'ટાઇમ્સ' કે 'ક્રોનિકલ' માં મારા ભાષણ સહિત એ ફોટાઓ છપાશે; ત્યારે દિલ કેટલું બાગ બાગ થશે! હવે તમે જ કહો કે આવા કીર્તિની ધજા ફરકાવે એવા માર્ગમાંથી પાછો કોણ હટે?

હવે લીડર બનવાનું પ્રથમ પગથીયું મજબૂત કરવા માંડયું. દરેકે દરેક સભામાં હાજરી આપી ૨૦-૨૫ લીડરોનાં ભાષણો સાંભળ્યાં અને તેના મિશ્રણથી નવું જ ભાષણ તૈયાર કરી લોકોને આંજી નાંખવાનો નિશ્ચય કર્યો. રોજ બારણાં બંધ કરી આયનાની સામે ઉભો રહી જોર જોરથી ભાષણ કરતો અને લીડરોના ચહેરા પર થતા ફેરફારોની નકલ કરતો. સારાએ મોહલ્લાના બાળકો અને બુઢાઓ મારા ઘર આગળ એકઠાં થતાં. તેમનો ઘોંઘાટ વધી જતો; ત્યારે હું બારણું ઉઘાડીને બહાર જતો અને તેમને કહેતો કે "જાઓ ભાઇઓ તમારે ઘેર જાઓ અહીં કંઈ તમાશો નથી!" મહોલ્લાના લોકો એવું સમજતા હતા કે "મારી ઉપર ભૂત સવાર થયું છે અને તેના લીધે હું બંધ બારણે ભાષણ કરૂં છું! કોઇક કહેતા કે નહિ એની પાવલી પડી ગઈ છે, હવે એ મૅડ હાઉસમાં જવાની તૈયારી કરે છે!" ત્યારે કોઈ કહેતું નહિ એને "કંઈ ધૂન લાગી છે, કોઇએ વશીકરણ કર્યું લાગે છે!" ખુદ મારી ઘરવાળી એમ માનતી કે લોકો ગમે તેમ બોલે પણ "મારી વાવડી ચસકી ગઈ છે!"

આપણે તેમની પરવા શાના કરીએ? દરરોજ એવી પ્રેકટિસ થતી જ રહી. હવે મને ખાતરી થઇ ગઇ કે હું લીડરીને લાયક ભાષણ કરી શકીશ. બસ હવે મેદાનમાં કૂદી પડવાનો મોકો શોધતો હતો. એક દિવસે ઢંઢેરો પીટાયો "આજે સાંજે પાંચ વાગે આઝાદ મેદાનમાં કોઈ મહાન લીડરનું ભાષણ થવાનું છે" બસ આપણે તો એજ જોઇતું હતું. તે આખો દિવસ બારણાં બંધ કરી ભાષણની તૈયારીમાં ગાળ્યો. સાંજે સારામાં સારાં વિલાયતી કપડાં પહેરીને એક સાહેબની ઢબે સભામાં પહોંચ્યો. મારે તો જુદી જ રીતે પબ્લીક સમક્ષ આવવું હતું; જેથી આ વેશ

ધારણ કર્યો હતો. જગ્યા પણ પ્લેટફોર્મની નજીક મળી હતી. કારણ કે હું સભામાં ગયો તે વેળા શેતરંજીઓ પાથરનારા સિવાય ત્યાં બીજું કોઈ ન હતું ! ધીમે ધીમે પ્રેક્ષકોની સંખ્યા વધવા લાગી થોડી વારમાં તો વિશાળ મેદાન ચિક્કાર ભરાઇ ગયું. એટલામાં "વંદેમાતરમ્" અને "ઈન્કિલાબ ઝીંદાબાદ"ના નાદ સંભળાયા ને તે લીડર પણ પ્લેટફોર્મ પર જાહેર થયા.

પ્રથમ તો કોઈ વૃદ્ધ પુરુષે ડચકાં ખાતાં ખાતાં પ્રેક્ષકોને આ નવા લીડરનું ઓળખાણ કરાવ્યું. ત્યાર પછી "ફડો મારો રેંટીયો હોજી..." "ગાંધી તું આજ હિંદકી એકશાન બન ગયા!" "તકલી ફિરા ફિરાકે લેંગે સ્વરાજ લેંગે..." વગેરે વગેરે એક ડઝન ગીતોને ભજનો લલકારવામાં આવ્યાં. ત્યાર પછી ખોંખારો કરીને લીડર ઉભા થયા ને લેકચર કરવા લાગ્યા. મને તો મનમાં હસવું આવ્યું "આવડો મોટો લીડર થઇને આવું પ્રાકકુંફચ્ચ ભાષણ કરે છે! ભાષણ તો મારું થશે! બસ આજ આખી સભામાં ઉથલપાથલ કરી નાખીશ! હું તો આવાને આવાજ વિચારોમાં ગોથાં ખાતો હતો, ને લીડરનું લેકચર પુરું થયું. છેવટની તાળીઓ પણ પડી ગઈ. હવે મારે લેકચર કરવા ઉભું થવાનો મોકો હતો; પણ કોણ જાણે પગ લથડતા હતા, અને હૃદય ધડકતું હતું. છતાં છાતી કઠણ કરીને ઉઠયો, અને લેકચર કરવાની રજા માગી. રજા તરત મળી ગઈ. હું પ્લેટફોર્મ પર રોફથી ચઢયો. કોઈ નવો રાજા ગાદી પર ચઢે તેમ ! કોઈ સરકસના નવિન પ્રાણીને નિરખાતા હોય; તેમ પ્રેક્ષકો કૂતુહળની નજરથી મારી તરફ જોતા હતા. ગળામાંથી અવાજ નીકળતાં નીકળતાં દસ મિનીટ થઇ ગઈ. પ્રેક્ષકોના ચહેરા પર અસ્થિરતા દ્રષ્યમાન થતી હતી જેથી આંખો બંધ કરીને ભાષણ ભરડવું શરૂ કર્યું.

"પ્રિય બાનુઓ! હું પ્રથમ આપને એ બતાવવા માગું છું..." કે ચારે તરફથી અટ્ટહાસ્ય અને તાળીઓના અવાજ સંભળાયા એટલે આપણે વધારે છાતી કાઢીને અક્કડ થયા. પ્રમુખે "શાંતિ શાંતિ!"

ની બૂમ પાડી; ત્યારે કેટલાક ચૂપ થયા અને કેટલાક તો "વન્સમોર! વન્સમોર!" ના અવાજો કરતા જ રહ્યા. પ્રમુખે મારા કાનમાં કહ્યું "અહીં કોઈ બાનુ હાજર નથી છતાં તમે પ્રિય બાનુઓ! કહીને બાફ્યું તેથી લોકો હસે છે!" મેં તેમના કાનમાં કહ્યું, "લેડીઝ ન હોય છતાં ભાષણની શરૂઆતમાં લેડીઝ કહેવું અને પછી જેન્ટલમેન કહેવું એ અંગ્રેજી રિવાજ છે!" પ્રમુખે પાછું મારા કાનમાં કહ્યું "પણ આ તો સ્વદેશી સભા છે!" હવે તેમની વાત માન્યા વગર મારો છુટકો ન હતો જેથી "સારૂં" કહીને બેચાર ખોંખારા કરીને ભાષણ લંબાવ્યું.

"હું પ્રથમ આપને એ બતાવવા માગું છું કે માન્ચેસ્ટર શું છે? તે યુરોપ અથવા અમેરિકામાં એક કસ્બો છે! ઘણું કરીને વિલાયતમાં જ છે અને ત્યાં વિલાયતી કપડાં એવાં સારાં ને એટલાં બધાં બને છે; કે ત્યાંના લોકોને તમારી આવી ખરબચડી ખાદીની જરાપણ જરૂર રહેતી નથી! બલ્કે આપણે પોતે તેમનાં બનાવેલાં કપડાં પહેરીએ છીએ, અને તેને તમારા મહાત્મા ગાંધીજી તથા હું અને બધાજ લીડરો વિદેશી કાપડ કહીએ છીએ. હાં...આં તો મારી મતલબ એ છે કે મારા શરીર પર બધાં કપડાં વિદેશી છે. એ ઘણાં કીમતી છે. કોટનું કપડું દસ રૂપીઆ દસ આને વારનું છે. એવું મોઘું સાડા ત્રણ વાર કપડું અને સિલાઈ દસ રૂપીઆ તો જુદી, એજ પ્રમાણે પાટલુન, કૉલર, નેકટાઈ વગેરે કીંમતી છે; છતાં આજે એની કીમતની દરકાર કર્યા વગર મુલક અને કોમને માટે, હિંદની માતા ભારતીને માટે, હે મિત્રો! તમારા બધાની રૂબરૂ હું એની હોળી કરૂં છું! આપ લોકો મને જોઈને પાક ગુલણ કરશો કે હું આજ મારી કોમની ખાતર, મારા દેશની ખાતર લીડર બનવા માટે મેદાને પડયો છું! (ચારે તરફ અટ્ટ હાસ્ય પ્રગટ થયું.) હવે હું તન મનથી ધનના ભોગે લીડર બનું છું! આપ સાહેબો જો મને કોંગ્રેસનો પ્રમુખ બનાવશો તો ભારતી પુત્રોના ખૂનથી ભારતની ભૂમિને આઝાદ બનાવીશ. (ફરીથી ચારે તરફ હાસ્ય પ્રગટ થયું.) પ્રમુખે "શાંતિ શાંતિ!" ના

પોકારો કર્યાં પણ શાંતિ ન થઈ, જેથી મને આજ્ઞા કરી કે "સાહેબ હવે ભાષણ કરવાનું માંડી વાળો." પણ મેં તો મુઠ્ઠીઓ વાળીને પાછું આગળ હંકારવા માંડયું !

"મિત્રો, હવે તમારે જુઠ્ઠું ન બોલવું જોઇએ. મુસલમાનોએ નમાઝ પઢવી જોઈએ અને હિંદુભાઇઓએ મંદીરમાં જઈને મહાદેવની પૂજા કરવી જોઇએ. વાજાં અને ગાયને માટે વઢવું ન જોઈએ. અમારા જેવા મોટા માણસો સાથે વિવેકથી વર્તવું જોઈએ, કસરત કરવી જોઈએ, સાદો ખોરાક ખાવો જોઇએ, છોકરાંઓને નિશાળે ન મોકલવાં જોઈએ કારણકે એથી તેમના મન પર વિદેશીની છાપ પડે છે !

"સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે
યાહોમ કરીને પડો ફતેહ છે આગે !"

એટલું બોલીને હું ભાષણ પૂર્ણ કરી નીચે ઉતરી ગયો. કોઈ સારી ડેન્સર સ્ટેજ પરથી રંગભૂમિમાં અદ્રશ્ય થતાં પીટ કલાસમાંથી "વન્સમોર" અને સીટીઓ તથા તાળીઓના અવાજ થાય; તેમ ઘણી વાર સુધી થતું રહ્યું અને મને આવું અપૂર્વ માન મળ્યું તે બદલ હું વિનયથી શીર ઝુકાવીને તેમનો આભાર માનવા લાગ્યો. સભા બરખાસ્ત થતાં લોકોનું મોટું ટોળું મારી આસપાસ ફરી વળ્યું. મેં ખાદીના કપડાં પહેર્યાં અને વિદેશીને દિવાસળી ચાંપી ! લોકોની એટલી બધી ઠઠ હતી કે મારાથી બહાર નીકળવું અશકય થઈ પડે એમ હતું. મારી ખુશીનો પાર નો'તો. જે દિવસે મારું લગ્ન થયું હતું અને હું વરરાજા બન્યો હતો તે વેળા જેટલો આનંદમાં હતો તેવોજ આનંદ આજે પ્રાપ્ત થયો ! ચારે બાજુ મારા લેકચરની પ્રસંશાના સૂર સંભળાવા લાગ્યા.

"આવું વીરત્વભર્યું ભાષણ આપણે ક્યાંએ સાંભળ્યું નથી !" એક બોલ્યો.

"અરે ! જવાહરલાલ કે બોઝ પણ એમના લેકચર આગળ ઝખ મારે છે !" બીજો બોલ્યો.

"વખત જતાં ગાંધીજીની સરમુખ્તીયારીની ધુંસરી એમના ગળામાં આવી જવાનો સંભવ છે!" ત્રીજો બોલ્યો.

"આવા એક ડઝન લીડરો પેદા થાય તો સ્વરાજ હાથ વેંતમાં સમજી લેવું!" ચોથો બોલ્યો. આ પ્રમાણે બોલી બોલીને પ્રેક્ષકો મારી કીર્તિપર કળશ ચઢાવી રહ્યા હતા. હું સભાસ્થાનેથી બહાર નીકળી ઘર તરફ જવાની કોશિષ કરતો હતો; કારણકે ભાષણ કરી કરીને "ભૂખ" લાગી હતી. વરસાદના દિવસોમાં બત્તીની આજુબાજુ સેંકડો પાંખોવાળા મંકોડા એકઠા થાય; તેમ મારી આસપાસ તે ટોળું ઘુમતું હતું! આખું ટોળું ધીમે ધીમે મારી સાથે આગળ વધતું હતું. અંતે સડકપર આવ્યો તો પણ આજુબાજુની ભીડ ઓછી ન થઈ! એટલામાં એક અમારા મિત્ર મોટર લઈને ઉભા હતા, તેમણે મોટરનું હૉર્ન મારી મારૂં ધ્યાન ખેંચ્યું, મેં તે તરફ જોયું એટલે તેણે મને લોકોના ટોળામાંથી મૂક્તિ અપાવવા ઇશારો કર્યો. હું ઝડપથી મોટર તરફ ધસ્યો અને લોકોના "ઇન્કિલાબ ઝિંદાબાદ"ના ગગનભેદી નાદની વચ્ચે હું મોટરમાં પસાર થયો!

મને હવે લાગ્યું કે "હું સાધારણ મનુષ્ય નથી! મારા હાથેજ પાંતરીસ કરોડ હિંદીઓનો ઉદ્ધાર થશે. એમ આજની સભાના દ્રષ્ય ઉપરથી લાગ્યું. હું ધારત તો આજની સભામાંજ સ્વરાજ અપાવી દેત! પણ મહાત્માજી પાસે મારૂં મહત્વ કબુલ કરાવ્યા પછી જ મારો વિચાર સ્વરાજ આપવાનો હતો!" મારા સુંદર વિચારોમાં પેલા મોટર વાળા મિત્રે પંચર પડયું!

"આ તમને શું સુઝયું?" તેણે કહ્યું,

"સૂર્ય વાદળોમાં ક્યાં સુધી છુપાઇ રહે?" મેં તેને લીડરી ઢબથી જવાબ આપ્યો.

"એટલે!"

"એટલે શું? જે બન્યું તે તો તમારી સગી આંખે જોયુંજ હશે? તમારે તો અભિમાન લેવું જોઇએ કે કાલસુધીનો હું એક

તમારો સાધારણ મિત્ર, આજે એક મહાન લીડર તરીકે તમારી મોટરમાં બેઠો છું!"

"મને તો શરમ લાગે છે."

"ભલે તમે મશ્કરી કરો પણ તમે જોયુંને કે હું એકજ ભાષણમાં કેવો મહાન પુરૂષ બની ગયો?"

"મને એવી આશા નો'તી કે તમે...'

"આટલા બધા હુંશિયાર હશો! એજ તમે કહેવા ઇચ્છો છોને?"

"નહિ, હું તો એવું કહેવાનો હતો કે તમે આટલા બધા બેવકુફ હશો!"

"શું કહ્યું? હું બેવકુફ! તમે શું બેકા છો? હરવખત મશ્કરી સારી નહિ! સાચું કહો મારૂં લેકચર કેવું ઉત્તમ હતું? લોકો તો દીંગ થઈ ગયા હતા!"

"લોકો તમારી બેવકુફી પર હસી રહ્યા હતા; નહિ કે તમારી વિદ્વતા ઉપર! લોકો તમને મહાન વકતા તારિકે નહિ પણ સરકસના પ્રાણી તરીકે નિરખતા હતા!"

"પાછી તેજ મશ્કરી?"

"અરે! મશ્કરી શેની ખરૂં કહું છું. લાખો મનુષ્યોમાં તમને "ઉલ્લુ" બનાવ્યા છે! તમે તો તમારી બેવકુફીનું વધુને વધુ પ્રદર્શન ભરી રહ્યા હતા. મને તમારી દયા આવવા તે મોટરમાં બેસાડીને તમારો છુટકારો કરાવ્યો."

"લોકો તો બિચારા મારા પગે પડવાને તૈયાર હતા; પણ કોણ જાણે તમને અદેખાઈ આવી કે શું?"

"જ્યાં બેવકુફીની હદ વટી જવાનો પ્રસંગ બને ત્યાં અદેખાઈ નહિ પણ દયા ઉપજે!"

"તો શું કૌમને માટે, દેશને માટે લાગણી બતાવવી એ બેવકુફી છે? ખરેખર તમે મોટરના માલિક છો છતાં જંગલી છો; પેપરો વાંચો પેપરો!"

"દેશની લાગણી આવી રીતે વિદુષક બનવાથી જાહેર થતી નથી! તમે તે લેકચર કર્યું હતું કે કૉમિકનો પાઠ ભજવ્યો હતો?"

"તમે દેશદાઝની ઉંડી વાતો નહિ સમજી શકો! જો હિંદુસ્તાનમાં તમારા જેવાં જડ માણસો ન હોત તો આ મુસીબત શાની આવત! તુલસીદાસે તંબુરો વગાડતાં કહ્યું છે તે યોગ્યજ છે કે :–

"પાવ શેર કે પાત્રમેં કયસે શેર સમાત?"

ઘરની નજીક જતાં મોટર ઉભી રહી અને હું તેમાંથી ઉતરીને ઘરમાં ગયો. થોડી વારમાં તો મારા બીજા અનેક મિત્રો મને મુબારકબાદી આપવા ભેગા થયા. એકે શરૂઆત કરી.

"મહાત્માજી, મૌલાના, રઈસુલ અહરાર, કાઈદે–આઝમ, મહાશય કે શ્રીમતિ એમાંથી હું આપને શું કહું?"

"એ બધામાં ફરક છે. મહાત્માજી તો ખાસ ગાંધીજી માટે રજીસ્ટર છે! અને શ્રીમતિનો સ્ત્રીઓને માટે બોલાય. બાકી આપણે તો મુસલમાન રહ્યા એટલે મૌલાના કે રઈસુલ અહરાર કહેશો તો ચાલી શકશે! બાકી કાઈદે આઝમ તો મહંમદઅલી ઝીણા માટે રજીસ્ટર છે. મેં ખુલાસો કર્યો.

"પણ ભાષણ તો એવું ઉત્તમ કર્યું કે આપને જે ન કહીએ તે થોડું છે!" બીજાએ કહ્યું.

"મને પણ આશા નો'તી કે આવું સર્વોત્તમ ભાષણ હું કરી શકીશ!"

"એટલે શું આપ પોતાના ભાષણથી આટલા બધા ઉમંગમાં આવી ગયા છો?" ત્રીજાએ કહ્યું.

"આજે જરૂર આ લોકો તમારું અધુરું ગાંડ પણ પુરું કરી દેશે! તમને આવી કોણે સલાહ આપી કે જાણી જોઈને હજારો માણસોમાં પોતાની ફજેતી કરાવી?" ચોથાએ કહ્યું.

"તો શું મારું લેકચર સારું ન હતું?"

"અરે! અક્કલના ઓથમીર, બધાએ તને બનાવ્યો હતો!" ચોથાએ કહ્યું.

"આટલી બધી તાળીઓ પડી! એટલો બધો જોશ લોકોમાં પેદા કરી દીધો અને ચોતરફથી "મહાત્મા બેકારજી કી જય!" ની ઘોષણા થતી હતી; છતાં તમારી અક્કલ પર પત્થર પડયા હતા કે એ બધું દેખાયું જ નહિ?"

"ગાંડા માણસની સ્પીચ પર તાળીઓ પાડીને તેને વધુ ઉશ્કેરે, તેમ હસવા ખાતર બધા તને બનાવતા હતા; છતાં હજુ તારી અક્કલમાં એ બીના સમાતી નથી?" તેણે કહ્યું.

"હજુએ બક્યા જ કરશો? મારા ભાષણમાં શું ખામી હતી તે તો ભસી મર!" મેં તેને જરા દમ ભરાવ્યો.

"દોસ્ત, તારી ભલાઇને માટે અમે કહીએ છીએ કે હવે ફરીથી આવું ભાષણ ન કરતો. નહિ તો એજ તારા પૂજારીઓ તને મૅડ હાઉસમાં મોકલીને જ થોભશે!" બધા એકી સાથે બોલી પડયા.

હવે મને પણ ખાતરી થઇ "આ લોકો અદેખાઇથી બળે છે, મારી ઇજ્ઝતની એમને ઇર્ષ્યા ઉત્પન્ન થઇ છે! શું હું એમના જેવો જડ-જંગલી બનીને બેસી રહીશ, તો પછી દેશનું શું થશે? આખા દેશની ચિંતામાં દુબળા થએલા મહાત્માજીને સ્વરાજ આપવવાની સલાહ કોણ દેશે? અરે! આજે તો આવા નાદાન દોસ્તનો મુકાબલો કરૂં છું, પણ કાલે તો શહેનશાહનો મુકાબલો કરવો પડશે! અને સ્વરાજ મળતાં હું જ પ્રેસીડન્ડ તરિકે ચુંટાઇશ; ત્યારે આ કમઅક્કલ મિત્રોને કહીશ કે જોયું મારી દેશભક્તિનું પરિણામ! આજે એ જંગલીઓને મોઢું આપવાની કંઈ જરૂર નથી!" મનમાં ગાંઠ વાળીને હું ચૂપજ રહ્યો એટલે તે સમજ્યા કે હું પસ્તાઉં છું!

"કંઈ નહિ મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે!" એક બોલ્યો.

"અરે! ભાઇ તારે દેશ સેવા જ કરવી હોય; તો બીજા રસ્તા છે. ભાષણ કરવાથી દેશનું દળદર ફિટવાનું નથી! વોલંટીયર બની જા, મીઠું

બનાવ, રેંટીઓ તાણુ, તકલી ફેરવ; પણ આ તારૂં સુરીયાણું ભાષણ તો માંડી જ વાળ!" બીજાએ કહ્યું. હું તો ચુપ જ રહ્યો ને મનમાં વિચાર કરવા લાગ્યો કે "આ લોકો મને શું કોઈ સાધારણ મનુષ્ય સમજતા હશે! શું મહાત્માજી કે જવાહરજી પ્રથમ વોલંટીયર થતા હતા? મહાન લીડર ધીમે ધીમે બનાતું નથી; પણ એક જ ધડાકે બની શકાય છે! એટલી એ આ બળદોને સમજ નહિ હોય! અને વળી મીઠું બનાવવાનું કામ તો અગીઆરા લોકોનું છે બનાવવું જ હોય તો ખાંડ કે સાકર ન બનાવું? કુલ્ફી કે આઈસક્રીમ ન બનાવું! કેરીનું કે ગાજરનું અથાણું ન બનાવું! જુઓ બિચારા સલાહ આપવા નીકળ્યા છે! જમાનો તો જુઓ કે ગધેડાં કુંભારને સલાહ દેવા નીકળ્યાં છે!"

આખરે તે લોકો કંટાળીને ચાલ્યા ગયા. સુવાનો ટાઇમ હજુ થયો ન હતો તેથી હું પણ બજાર તરફ જરા ટહેલવા નીકળ્યો.

બારણામાં મારો પાળેલો કુતરો જ મને કોઇ અજાણ્યો માણસ સમજીને ભસવા લાગ્યો. આગળ ચાલતાં ચાલતાં એક માણસ મળ્યો તેણે જરા હસીને નમસ્કાર કર્યો. વળી બીજો મળ્યો તેણે સલામ કરી. વળી આગળ ચાલતાં તો અનેકની આંગળીઓ મારા તરફ લંબાઇ. દરેક એક બીજાના કાનમાં કંઈ કહેતા હતા. જોત જોતામાં સેંકડો માણસ એકઠાં થયાં. આજુબાજુ પ્રેક્ષકોની ઠઠ હોય અને વચ્ચે મદારી ડુગ ડુગી લઇને ઉભો હોય તેમ મને લાગ્યું! ફક્ત ડુગ ડુગી મારી પાસે ન હતી એટલી જ ખામી હતી. હવે હું પણ સ્હેજ ગભરાયો કે "વિના કારણ આ લોકો કેમ ટોળે વળ્યા હશે?"

"આપ સર્વ બંધુઓની શું ઇચ્છા છે?" મેં ટોળાને ગભરાતાં ગભરાતાં પ્રશ્ન કર્યો.

"આપ અમારા લીડર છો! આપ અમારા માર્ગ દર્શક છો! અમે તો આપના સોનેરી સખુનો સાંભળવા ઈંતેજાર છીએ!" બધાએ કહ્યું.

"પણ આમ કવખતે હોય?" મેં તેઓને કહ્યું.

"આપની તે દિવ્ય વાણીથી હજુ અમે ધરાયા નથી; તેથી

ફરીથી સાંભળવાને ભેગા થયા છીએ!" તે બોલ્યા.

"તો વળી કોઈ વેળા સંભળાવીશું, આજે વખત નથી" મેં તેમને ટાળવાના ઉદ્દેશથી કહ્યું.

"અરે! યાર જવા દો." એકે કહ્યું.

"વાહ, જવા શું દઈએ? એ તો અમારા માનીતા લીડર છે!" બીજાએ કહ્યું.

"બિચારાને શા માટે હેરાન કરો છો?" ત્રીજાએ કહ્યું.

"અરે! લીડર સાહેબ, તમે તમારે ભાષણ ભરડવા માંડોને?" ચોથાએ કહ્યું.

મને પણ ખાતરી થઇ કે આ લોકો જબરા સત્યાગ્રહી છે. પોતાની હઠ મૂકે એવા નથી! જેથી બનતું કરવાનો નિશ્ચય કર્યો. ચાલો, ત્યારે જરા આઘા ખસીને ઉભા રહો." બધા જરાક જરાક હઠી ગયા એટલે મેં પગમાંથી ચંપલ કાઢીને બગલમાં દબાવી અને બોલવું શરૂ કર્યું.

"દોસ્તો! હવે તમે ઘેર જઇને સુઈ જાઓ, અને મને પણ નિરાંતે સુવા દો. કારણ કે વગર તઈયારીએ શું બોલવું તે સમજ પડતી નથી! જો હવે વધુ આગ્રહ કરશો; તો હું દેશસેવામાંથી મારો હાથ ઉઠાવી લઈશ તો પછી તમને સ્વરાજને બદલે નાળિએર પણ નહિ મળે!" લોકો તાળીઓ પાડવામાં મશગુલ હતા અને હું ઝડપભેર તેમના ટોળામાંથી નકળીને નાઠો! તે લોકો મારી પાછળ પડયા. અંતે ઘેર જઈને અંદરની સાંકળ ચઢાવીને છુટકારાનો દમ લીધો. હજુ દોડવાનો થાક પુરો ઉતર્યો ન હતો એવામાં કોઈએ મારો ખભો પકડીને ઢંઢોળ્યો. મેં જાણ્યું કે નક્કી પેલા ટોળામાંથી કોઈ બારણું ઉતારીને આવ્યો હશે! એટલે જોરથી કહ્યું.

"જાઓ, ભાષણ નથી કરવું! તમારી લીડરીની એસી તેસી!"

"અરે! પણ આ ચાહ ઠંડી પડી જાય છે! તમને ખબર નથી કે આજે નિશાળમાં મૉર્નિંગ ટાઇમ છે!" મારા ઘરવાળાંનો સ્વર સંભળાયો અને પલંગમાં સફાળો થયો તો રોશન થયું કે "ક્યાં તે સ્વપ્નાનો લીડર અને ક્યાં આ જાગતો પંતુજી!"

# ઈલેકશનનો ઉમેદવાર!!!

અમારા કસ્બામાં તૈયબજી તાલાંકુંચીવાલા ગૃહસ્થ અજબ ભેજાંના માણસ હતા. ધંધો તો તાલાંકુંચી દુરસ્ત કરવાનો હતો, પણ તેમની રવિન્દ્રનાથ ટાગોર જેવી વિશાળ દાઢી અને બર્નાર્ડશો જેવા ભવ્ય કપાળને લીધે સામા માણસ પર સારો પ્રભાવ પડતો. દેખાવે ગંભીર પણ સ્વભાવે રમુજી હોઇ પાંચ માણસોમાં તેમને સ્થાન મળતું. એક દિવસે મિત્રોમાં ટોળટપ્પા ચલાવતાં બોલ્યા. "વલ્લા ઘના ડિવસ ઠયાં અપના મલેકજી નથ્થુમીયાંને બનાવ્યો નસી. આગલ મ્યુનિસિપલ ઇલેક્શન આવેસ, ટો એ અલ્લાના બિંડાને ટેમાં ઉમેડવારી કરાવીને મોરમનો વાઘ બનાવીએ ટો કેમ?"

"બહુ મઝા આવશે!" બીજાએ ટાપસી પુરી.

"માઝા તો આવશે પણ મલેકજી કંઇ આખા કસ્બા પર ગુસ્સે ન થઇ જાય એજ ફિકર છે." ત્રીજાએ પોતાનો મત દર્શાવ્યો.

"અરે! મલેકજી ગાલો ડેશે; ટો પન લોકો ટો ખુશ ઠાસેને? કોઠા નારિએલની ગાલોસી કેમ કોઇ ગભરાટું નસી! પન મને ટો એ વાટની ચિંટા છેય કે "ચઢ જા બેટા સુલી પર ભગવાન ટેરા ભલા કરે" જેવું કરવાસી એ અક્કલનો ઓઠમીર લાગલોજ મોહરમનો વાઘ બનીને ટૂટી પરસે ને જ્યાં ટયાં ડોરાડોરી કરી મૂકસે, જેસી બિચારાના બે ટરન હજારનું પાની ઠઇ જાસે ટો?" તૈયબજી તાલાંકુંચીવાલા દાઢી પસવારતાં બોલ્યા.

"અરે! એ મીયાં તો એવો અડીએલ ટટ્ટુ છે કે જે વાત પર અડી જાય તેને પુરી કરીનેજ છોડે! પૈસાની પરવા કરે એવો એ આસામી નથી." એકે કહ્યું.

"પન આપની જરાક ગમ્મટને ખાટર એ બિચારાના પૈસાનું પાની ઠાય એ સારૂં ટો ના કે'વાયને?" તૈયબજી બોલ્યા.

"મુદ્દાની વાત એમ છે કે મલેકજી જમીનદાર માણસ છે, ખાનદાની માણસ છે; પણ ખુદાએ એને એવું શેખચલ્લી જેવું ભેજું આપ્યુંય કે તે પોતાને હાથે પોતાની ફજેતી નોતરેય તેને બીજાઓ શું કરે?" બીજાએ ટહુકો કર્યો.

"ખરી વાત તો એ છે કે મલેક ખાનદાની માણસ છે, પણ એની સાથે બેસનારા એવા તો ખુશામતખોર છે કે તેમની ખુશામતને પ્રતાપેજ મલેકજી જ્યાં હોય ત્યાં હોળિનું નાળિએર બને છે!" ત્રીજાએ કહ્યું.

× × × ×

અહીં એ પ્રમાણે વાતચીત થતી હતી; તેવામાં સામેથી મલેક નથ્થુમિયાં ગામા પહેલવાનની જેમ ઝુમતા ઝામતા આવી લાગ્યા, અને સલામનો સપાટો ખેંચીને તૈયબજીની પાસે ગોઠવાઇ ગયા. એટલે તૈયબજીએ બૅાલીંગ શરૂ કરવા માંડી.

"ઇમાનસી, વલ્લા મલેકજી સાબ, આપની ઉંમર બહુ લાંબી જનાયસ, હુંએ અમનાજ આપનો જીકર કરેલો, ને આપ આવી લાગા. કેમ છો ટબીયટ ટો સારી છેય ને?"

"આપ લોગોંકી મેરબાની હોય; ફિર તબીયત ક્યોં ઠીક ના હોય! એ સગલી બાતાં તો ઠીક પણ સબસે લંબી ઉંમર હોણેકી તો દુવાજ મત માગીયો! ક્યોં કે આ એતીજ ઉંમરમેં આખે મુલકકી ફિકર મેરે માથે પર આવ ગઈ હે; તો ફિર આગુ જાતે ક્યા નંઇ હોવે? વે રાવણ જેસે દસ માથે તો નંઈ હે કે આખી દુનિયાંકી ફિકર કરા કરૂં?" મલેકજી બોલ્યા.

"કેમ કંઈ ડુનિયાંસી કંટાલી ગીયાસ કે શું? અરે! મલેક સાબ, ટમારી ઉંમરજ શું છે? બહુ બહુ ટો ચાલીસ, પીસ્ટાલીસ આં હોસે? માશાઅલ્લા હજુ ન ટો જવાન ડેખાઓસ! જરા આઇનો જુવો! તાજા ટમેટા જેવો તમારો લાલ ચહેરોજ ખાતરી કરાવી આપસે!" તૈયબજીએ કમાન ચઢાવી જેથી જરાક હસીને મલેકજી બોલ્યા.

"તમારી બાબત તો ખરી હે! ચાલીસ બરસકા આદમી તો બચ્ચાજ ગીનાયને? સાદી ચાચાભી એસાજ ગુલિસ્તાનમેં કે ગઈ લે હેં! વો બાબત તો ઠીક પણ તમેરી પાસ મેં તો એક સલાહ લેણે આયલા હૂં. અમેરે મેલ્લેમેં ઓ કલ્લુ કુંભાર રે'તા હેને, ઉસ્કે ગધેડોંને મરે નાકમેં દમ લાવદીયા હે! બસ આધી રાત હુઇ કે મેરે બેટોંને "હોંચી! હોંચી!" કી બાંગ દેણે માંડી! બસ મેરે સાલોંને મેરી તો ઉંઘ ઉડા દીતી હે! એક નંઈ, દો નંઈ ને પુરે દેઢ ડઝન ગધેડે હેં! મુદાકા ગઝબ હો ગયા હે! કિસીકો ઈત્તીભી ખબર નંઇ કે પડોસમેં એક ખાનદાની આદમીકી હવેલી હે! અપણે ગભરાકર ઓ પાજી કલ્લુકો કેહને જાતે હેં તો મેરા બેટા અકડકે જવાબ દેતા હે કે "યે તો જાનવર હેં! મેં કંઇ ઇન્કે મુંહ નહિ બંદ કર સકતા! મેંને તો કુછ ઇન્કો બોલના થોડા સીખા હે? બિચારે જાનવર હેં આધી રાતકો તોહજ્જુદ ગુઝારતે હેં અલ્લાહકી યાદ કરતે હેં!"

"ટો કુંભારને કોરટમાં ઘસરી જાઓને! ટમારા બાપ ડાડાઓએ ટો આખો હિંદુસ્ટાનનો મુલુક જીટેલો, ને ટેઓના ફરજંડ ટમે આવા ભાજીના પાની કાંસી પાકા?" તૈબજીએ કહ્યું.

"અરે! કોઇ દાદાને પાંચ દસ આપીને બરોબર એને હલકો કરાવી નાખોને? જુવોને રાજકોટ, લીંમડી વગેરેના રાજાઓ પણ એમજ કરાવે છે ને!" બીજાએ કહ્યું.

"નંઈ એવી વાટો મલેક સાબની સાનસી ખિલાફ છે. આબરૂડાર આનસોનો એ ઢંદો નઇ. બસ હુંએ એક ટરકીબ સોચી છે એ પરમાને મલેક સાબ ચાલે તો કુંભાર ને ટેના ગઢેરા ટો શું પન આખું શહેર

મલેક સાબને સલામો ભરે અને કમીશનર સાબ પન એવનને પોટાના બંગલે બોલાવે! ઇમાનસી બની સારી ટરકીબ છે!"

"તમોંબી મઝાક કરતે હો કે ક્યા? મલેકજીએ માથું ધુણાવ્યું.

"ટોબા ટોબા! એ સું બોલા? ટમારા જેવા ખાનડાની ઇન્સાનીની ટે મઝાક હોય?"

"તો ફીર કે' દોને? તમારી ક્યા તરકીબ હે વે તો મેં જાણું!"

"મ્યુનિસિપલ કાઉન્સીલર બની જાઓ" ગંભીર વદને તૈયબજી બોલ્યા.

"વાહ, બહુ સારી વાત છે. અગર મલેક સાબ ઇરાદો કરે તો આખું શહેર એમને મદદ કરવા તૈયાર છે." એકે કહ્યું.

"કેમ શું વિચાર છે મલેક સાબ? જરા ચારસો પાંચસો ખરચ તો થશેજ." બીજાએ કહ્યું

"અરે યાર! પાંચ હજાર રૂપલ્ડી જાય; તો બી પરવા નંઇ, પણ મેં એકલા એતી બધી ખટપટ કિસ તરાં કરૂં?" મલેકજી બોલ્યા.

"તો અમે આ બધા શું કામ લાગવાના હતા?" બેચાર એકી સાથે બોલી ઉઠયા.

"તદ તો અપણે બી તૈયાર હેં!" મૂછ પર તાવ દઇતે મલેકજી બોલી ઉઠયા.

"તો આજેજ અરજી રવાના કરી દયો." એકે કહ્યું.

"હવે તો જલ્સા પણ કરવા પડશે!" બીજાએ કહ્યું.

"અને મલેક સાબને ભાષણ પર કરવું પડશે." ત્રીજાએ કહ્યું.

"અરે! યાર ક્યા કે'તે હો? બખત તો આવણે દો એકકે બદલે મેં દસ ભાષણ કરદું! ખડે હોકે જયું ફાવે યું બોલ દેણા ઉસમેં ક્યા બડી ધાડ મારનેકી હે!" મલેકજી ગેલમાં આવી ગયા.

"મલેક સાબના મુકાબલામાં કોઇ ઉભું રહે એમ નસી. આખર આવા આબરૂડાર ઇન્સાનની સામે ઉભા રહેવાની હિમ્મટ પન જોઇએ ને?" તૈયબજી બોલ્યા.

"અરે! કોની માએ સવાસેર સૂંઠ ખાધી છે કે મલેક સાબની સામે ઉભો રહે?" બીજાએ ટાપસી પૂરી.

"મલેક સાબ! એ બધું તો ઠીક પણ હવે તો તમારે નાચ ગાણાના જલસા પણ કરાવવા પડશે." ત્રીજાએ ટકોર કરી.

"ઇસમેં ક્યા બડી બાત હે? જબ બોલો તબ નાચ-મુજરા હાજર કરદુંગા! અપણે આદમી લોગ મોજ ના કરીએં; તો ક્યા બલદીએ મોજ કરેંગે?" મલેકજી બોલ્યા.

આ પ્રમાણે વાતવાતમાં ઘણો વખત વીતી જવાથી ડાયરો વિખેરાયો.

× × × ×

મલેકજી એક જાગીરદાર માણસ હતા. ઘરના સુખીઆરા હતા. ઘરમાં પહોંચતાંજ બાબીને કહેવા લાગ્યા.

"ગુલ્લુકી અમ્મા! સુનને હો? તમસે જરા એક બાતકી સલાહ લેણેકી હે!"

"કે' દોને! આજ ફિર કોઇકુ નોતરા બોતરા તો નંઇ દે આયે?" બીબીએ હસતાં હસતાં કહ્યું.

"તમ બૈરાં લોગોકું તો જદ દેખો તદ ખાણેપીણેકીજ બાત!" જરાક આંખો ખેંચીને મલેક સાહેબ બોલ્યા. પછી જરા આજુબાજુ નિહાળીને ધીમેથી બીબીના કાનમાં કહેવા લાગ્યા.

"જરા મેરે પાસ બેઠ જાવ. બહોત મુદ્દેકી બાત કે'ણેકી હે!" બીબી સાહેબા મલેકજીની પાસે બેસી ગયાં અને સોપારી કાતરતાં વાત સાંભળવા લાગ્યાં. મલેકજી સાહેબે શરૂઆત કરી.

"તમીં બૈરાયોંકી અક્કલ જરા ઓછી હોતી હે તીસ વાસ્તે પાકે પાયે બાત કરની પડતી હે; તો યે બાત કોઇકુ કે'મત દઇયો; નહિ તો નાહકકી ફજેતી હોયગી! સુણને હો ને?"

"અરે! હમકુ ક્યા કે'તે હો? તમજ હાલ્કે હજામભાઇકી તરેહ જાંતાં આતાં બધારને બેઠ જાતે હો ને! તમારે જો કે'ણા હોય સો કે'દોને

ઘાની સગલી બાંધછોડકી ક્યા જરૂર થી ? બાત હોયગી ધૂલ જેસી નો જાણે બાઘ મારનેકી બાત હોય યું મ્હોં બનાતે હેં !"

"લે, તેરે મનમેં તો જાણે એસાજ હે કે હમીં બકતે હેં !"

"પણ એસા કોણ કે'તા હે ? તમીં ત્યારે જે કે'ણા હોય વે કે'દોને ?"

"ક્યા કે'દું ધૂલ ! તમીંતો નીચી નજરસે સોપારી કાટતે હેં !"

"સોપારી તો હાથસે કટતી હે પણ કાન તો તમારી તરફ હુ ને ?"

"અરે ! કાન અમારી તરફ હે; પણ ધ્યાન તો સોપારી તરફ હુ ને ! જબ ધ્યાન નંઇ તો કાન ક્યા કામ લગે ? બસ અબ દો બાતાં મેંસે એક બાત કરો; ગમે તો સોપારી કાટો, ગમે તો બાત સુણો ! કોઈ દિનબી અમેરી પાસ બેઠકે જરા દિલકી બાત સુણા હે ? ક્યા હમ તમારે આગુ ઘાસ કાટે હેં યોં ?" મીર્યા સાહેબે એવી રડતી સુરત બનાવી કે બીબીને હાથમાંથી સુડી મૂકવી પડી.

"બુધ્ધુકે બાવા ! ઇસમેં નારાજ ક્યા હોતે હેં ? લો અબ સુડી નીચે રખ દીતી બસ ! અબ તમારે જો કે'ણા હોય સો કે' ડાલો."

"હાં...આં, તો અબ સુણો ! યે તો તમીંકોબી માલમ હુને કે ઓ કમબખત કલ્લુ કુંમાર ઔર ઉસકે ગધેડોંને અપણે નાકમેં દમ લાવ દીયા થા ? વલી દુસરી બાત યે હે કે દુસરે અડોસી પડોસીબી અપણોંસે બરાબર ડરતે નંઇ હેં ! એક વો બખત થા કે અપણા નામ સુણકે બચ્ચેબી રોતે રોતે ચૂપ હો જાતે થે; પણ અબતો કોઇ પરવાબી નહિ કરતા હે ! ઇસ બાસ્તે મેંને એક નવી તરકીબ સોચી હે વે તમીંકો સુણાને મંગતા હું; પણ એ ક્યા ? તમીં તો સરકસકા ખેલ દેખતે હોય યું મેરા ચેહરા એક ધ્યાનસે આંખેં ફાડ ફાડકે દેખણે લગી ?"

"તદે ક્યા તમારા ચેહરા દેખણા બી ગુના હે ? જો ના દેખું તો કે'તે હેં કે ધ્યાન નંઇ દેતી,, ઓર દેખું તો ગુસ્સા કરતે હેં ! એ તો ઓ સાંપને છછુંદર નિગલાથી એસા ઘાટ હુવા ! લો, તમ તમારે એકલે બેઠકે તમારી બાત ફોડા કરો." બીબી ઉઠવા કરે છે તેનો હાથ પકડીને બેસાડતાં મલેકજી બોલ્યા.

"જરા મજાક કરનાથા ઉસ્મેં તમ ઇતને ગરમ હો ગયે! તમ અમારી તરફ ના દેખો તો ફિર કોણુ દેખે? લો તમકો મેરી પઘડીકી કસમ! બોલો, આજકલ અમારે ચેહરેકી રંગત કૈસી હે? લોગ તો કે'તે હેં કે ઉલખટાઉ જૈસા તમેરા રોબ પડતા હે!"

"અબ, રે'ણુદો ઇધર તીધર કી બાતાં! કુછ ડાગલી ચસક ગઇ હે કે ચ્યા? જે બાત કે'ણુા હોય વે કે' નાખોને! દુસરી પંચાત કાયકુ કરતે હો!"

"અબતો અમારી હાલત ઐસી હો ગઇ હે કે ઘરવાલીબી નંઈ ગંઠતી તો ફિર દુસરે તો ચ્યાં ગાંઠે? ખેર, અલ્લામિયાંકી મરજી!" એક ઉષ્ણુ નિશ્વાસ નાખીને મલેકજી આગળ બોલ્યા. "અચ્છા સુણો, અમારા ઇરાદા હે કે કામેટીકે મેમ્બર બન જાયેં. દો ચાર હજારકા ખરચ તો હોયગા, પણુ નામ હોયગા ઇજ્જત બઢ જાએગી, ને લોક સલામાં કરતે આઇંગે!"

"પણુ ઇસસે ચ્યા ફાયદા?"

"અરે! એક હોય તો બતાવુંને! દેખો સબસે પહેલે તો કમબખત કલ્લુ કુ'મારકો મહોલ્લેસે નિકલવાઇંગે. ચ્યોં કે ગધોંકી લીદસે મહોલ્લેમેં બીમારી ફેલતીહે ઐસા બહાના બસ હે! ફિર એ કોણુસી કામેટી? હાં...આં! યાદ આયા, મેણેજીંગ કામેટી! તુંના સમજી? ઉસ્કે માયનેહે કામ કરને વાલી કામેટી. જો ઉસ્કે પરમુખ બન ગયે; તો ફિર પૈસોંકી ચ્યા ખોટ પડેગી! જાં દેખોવાં પૈસેહી પૈસે!"

"ચ્યા સરકાર પગાર દેયગી?"

"નહિ! સરકાર ચ્યા ધૂલ દેવે? એતો ગરજાલુ આદમી આપણે ઘર પર આવકે છાને માને દે જાઇંગે! નાકેવાલે, દારૂકે પીઠેવાલે, કચરાપટીકે ગાડેવાલે, ગાંજે અફીણુવાલે, હોટલવાલે, એ સગલે ઇજારે-વાલુંસે અપણુા હિસ્સા અલગ ઠેરાઇંગે. સોકે કામમેં પચ્ચીસસે ઓછે તો લુંજ નંઇને! પણુ એતી બાતમેં તો તું આંખેં ફાડ ફાડકે ચ્યા દેખતી હે? આ નવે મકાન કોઇકુ બનવાણે હોય, કોઇકું પડ ગયેલી

દીવાલેં દુરસ્ત કરવાણી હોય, તો એસે આદમીયુંકે બાપકોબી અપણે પાસ આયે બગર ચલણે કાહે? ને વો ગરજકે મારે આયે તો કુછ દીયે બગર ઉન્કે બાપકોબી છુટકાહે? અરે! મુવેલોંકી કબર પર જાતે હેં તો ફુલ લેકે જાણા પડતા હે, નારીયેલ ચઢાના પડતા હે; તો મેં જીવતા જાગતા હું અપણે પાસ ખાલી હાથસે કિસતરાં અવાય!"

"અરે! મેરેમીયાં તમારે સરકી બલાયાં લેલું! કંઇ ભૂત, જિન્નાતકા અસરતો નંઇ હુવાકે ઇસતરે બકબક કરને લગ ગયે!" બીબીએ આશ્ચર્યથી મોં વકાસીને કહ્યું.

"અરે! જિન્નાત ને ભૂત બિલ્ગે અપણે દુશ્મનોંકુ! તુ એસા નહુસતકા કલામ ચ્યોં નિકાલતીહે? લે અબ આગુ સુણુ! જો કામેટીકી મુફતકી જમીન કંઈ હાથ લગ જાયગીતો દોચાર બંગલેબી બંધવા લેતે ચ્યા દેર લગતી હે? ને એ સગલે ગાડી હાંકણેવાલે ને મોટર ડરાઇવરબી અબતો અપણેજ હાથમેં હેંને! એક એકકે માથે પર પાંચ, પાંચ, ચોંટા દુગા તો તેરા બાર મહીનેકી તરકારી ભાજીકા ખરચ તો ઇસમેંસેજ નિકલ જાયગા! કોઇ નંઇ ગાંઠેગા, તો તીસકા લાયસન લે લેણા અપણેજ હાથમેં હે ને!"

"મેરે મિઆં, દેખીયો કંઇ ગરીબોંકે પેટ પર પાઉં મત દઇયો?"

"અરે! મેરે બેટે ગરીબોંકો બોત ભૂખ મસ્તી હોતી હે! ઇનકો સીધા કરદેના પડેગા. લે તુજ કે'ને કે મેલ્લેમેં ઇત્તે ઇત્તે ગરીબ રે'તે હેં કોઈ મેરા બેટા સામું મિલ્તા હે તો સલામબી કરતા હે? પણ અબ આગુ તો સુણુ! કચેરીમેં અમોંકુ કુરસી મીલેગી! ને વલી કલેક્ટર સાબને કમીસ્નરસાબ હમસે હંસ હંસ કે હાથ મીલાયેંગે! ને દુસરે બડે બડે લોગુંકી બૈરીયાં તમારી પાસ સીપારસ કરવાણે આઇગ્યાં, ને વો આઇગ્યાં તો કુછ ખાલી હાથસે થોડીયાં આઇગ્યાં? ફિરતો મિઠાઈકી ટોકરીયાં ને ફુલોંકે હાર તોરેંકે ઘરમેં ઢિગલે હો જાઇંગે! પણ જરા સમાલના બુધ્ધુકો એતી સગલી મિઠાઇ ના ખિલ્વા દેણા કે અમકો આધી રાતકો દાકતરકા ઘર દેખણા પડે! પણ હાં...આં! કામેટીકે

ડાકતર તો હેંજને ? ઉસ્કો કે' દેયંગે કે દા'ડેમેં દો વખત ઘરમેં આવકર છોકરોંકી તબીયત દેખ જાવે !"

"પણ એ ભેંસભાગોલે, છાસ છાગોલે ને માખણુકી ધમાધમી અબીસે કાયકુ કરતે હો ? અબી મેમ્બર તો બને નંઈ તીસ્કે પે'લે એસા કરીંગે ને વેસા કરીંગે કી ફિકર કાયકુ કરતે હેં ? કંઇ એસા કરતે કરતે સનેપાતકી બીમારી ના લગ જાય તો અચ્છા !"

"અરે ! સનેપાત હોય અપણે દુશ્મનોકુ ! તમ એસી સમજદાર હોકે એસા વાયડા બોલ ક્યા બોલતી હો ? દેખો સચ પૂછો તો સગલાજ જોખમદારી કા કામ હે; પણ અપણા રોબ જમેગા વો બાતબી નક્કીજ હેને ! દુઆ કરો કે અમારે હાથસે કોઇ ખોટા કામ ના હો જાય ! પણ હાં...આં ! વો ઉલ્લુકે પઠ્ઠે કલ્લુ કુંમાર કો હમ કબ્બી નંઈ છોડેંગે ! આસમાનસે ફરીસ્તે આવકર ઉસ્કી સીપારસ કરે તોયબી આ બંદા તીસ્કુ છોડનેકા નંઇ !" મલેકજી આ પ્રમાણે કહ્યા કરતા હતા અને બીબી તો નસ્કોરાં ઘોરતાં કોપરાં જોખતા હતાં, તેથી મલેકજી તપ્યા.

"લે અમતો ભાષણ કર કરને થાક ગયે, ને એનો ઘોરતી હે ! ખુદાને બી કેસી અઘોરી બૈરી દિલ્વાઇ હે !" એટલામાં એક બે બગાસાં ખાઇને બીબીએ આંખ ખોલી.

"હું તો શેખચલ્લીકી કા'ણી સુણતે સુણતે થાક ગઇ ! તમારા તે મોં હે કે થાલીકા બાજા ? તમોંને તે નાનપણમેં કોઇ માછણુકા દૂધ પિયા હે કે ક્યા ? બસ બકણેસેજ કામ ! મેરે કાં ભોગ લગે કે તમારે જેસે ધણી કે પાલે પડી !" ચાંદબીબી જેવો ગુસ્સાનો અભિનય કરીને બીબી કહેવા લાગ્યાં. એટલે ખેરાત માગવા આવેલા મુલ્લા જેવું ડાચું કરીને મલેકજી બોલ્યા.

"ચલો, ચુલેમેં ગઇ યે મેમ્બરી ! જબ ઘરમેંજ ઇજ્જત નંઇ તો બા'રવાલે ક્યા ધૂલ ઇજ્જત કરેંગે ? અમતો તમારી બાત પર મરતે હેં, તમારી મહોબતકા દમ ભરતે હેં, ને તમતો તો જાણે કુછ પરવાબી

બંઈ કરતે ? તમ કો પસંદ નંઈ તો યે મેમ્બરી ગઇ દરીયેમેં કે ફિર કુછ ?" મલેકજીએ છેલ્લું વાક્ય ઉચ્ચારતાં એવી રડતી સુરત બનાવી કે બીબીને હસવું આવી ગયું.

"મેરેમીયાં તમોં તમારે ખુશીસે મેમ્બર બન જાવ. તમોં જીસ બાતમેં ખુશી ઉસ બાતમેં અમોંબી ખુશી ! અલા મિયાંકા દિયા ઘર હે, જમીન જાગીર હે ફીર મેં કાયકુ ના કંઉ ? અરે ! તમોં મેમ્બર બન જાઓગે તો દાવલપીરકી દરગાહ પર જાકે સવામણુકા મલીદા ચડાઉંગી ફીર કુછ હે ?"

"ખુદાકા શુકર હે કે બાત બધી નંઇ; નહિ તો મેરા ગુસ્સા તો તું જાણુતીજ હે ને ?"

"ચલો અબ આધી રાત હુઇ હે સો જાવ, કલ ફિજરમેં બહાદુરી દિખલાણા ?"

× × × ×

સવારે ઉઠતાંજ સૌથી પહેલું કાર્ય મલેકજી સાહેબે એ કર્યું કે પોતાની ઉમેદવારીની આખા શહેરમાં દાંડી પિટાવી દીધી, અને વોટર લીસ્ટ તૈયાર કરવા માટે પગારથી બે અંગ્રેજી ભણેલા કાલાર્ક પણ રાખી લીધા. સાંજે મલેકજીના મિત્રો અને વખાણનારાઓનો ડાયરો જામ્યો. ચાહનાં પ્યાલાંના ખડખડાટ, અને હુક્કાના ગડગડાટ સહિત ઈલેક્શનના પ્રોગ્રામની તૈયારીઓ થવા લાગી !

"ભાઇલોગ, તમોંકુ માલમ હે કે અમોને અલ્લામિયાં કે ભરોસે પર ઇલેક્શનકી ટેરવાઈ હે, એ બાતમેં તમોં સગલોંકી ક્યા સલા'હે ?" આજુબાજુ નિહાળીને મલેકજી બોલ્યા.

"અજી, ઇલેક્શન કિસ ચિડીયાકા નામ હે ? બડે બડે પહેલવાનોંકો ઉખાળ દિયા તો યે દંગલહી ક્યા હે ? જો સામને આયે ઉસેકો દમભરમેં ચિત્ત કરદું !" બટેરના પીંજરા સહિત બેઠેલા કાલુ-ચાચા અરીજીની ધૂનમાં બોલ્યા.

"ક્યા બક રહે હો! તુમકો ખબર હે કે યેહ ઇલેક્શન કોઇ કુસ્તીકા અખાડા યા બટેરબાઝીકા મેદાન નહિ હય? યહાં તો વોટકી લડાઇ હય! ઇઝ્ઝતકા સવાલ હય!" એક ફ્રેંચકટ દાઢીવાળા મુન્શીજી બોલી ઉઠ્યા.

"તમોંકી બાત બરાબર હે; તો તમોંજ કુછ સલાહ દોને?" મલેકજી બોલ્યા.

"ભાઇ, યેહ તો ટકોંકા સવાલ હય! ઝર ચાહેસો કર બિન ઝર ટક ટક મત કર! જૈસી બાત હય" મુન્શીજી બોલ્યા.

"અરે! રૂપીયાબી ખરચવા પરે અને વલી ડોરીલની મેનટ પન કરવી પરે. ઇમાનરસી ગઇ ચુંટની વેલાએ અમારા મામાના સાલા સાલેભાઇ ઇલેક્શનમાં બા'ર પરેલા ટેવારે અલીસી ટંઇ, ને ટંઇસો અંહી, ડોરાડોરી કરી કરીને કેટલાએ આંગનાંની દુલ ઝીની કરવી પરેલી! પરસાયારા, ભઠીયારાનેબી ચાચા, બાવા કે'વા પરેલા! વલ્લા, ચુંટનીમાં પન નાની સરખી કિયાટ જેવી ઢમાલ મચી જાયસ! હું ટે ટમને સું કેઉં?" ટીનના ડબ્બાવાલા નોમાનજી બોલી ઉઠ્યા.

"અરે! જ્યાં ડેગમાં ચમ્મચ ખખરીયો કે બદ્ધું આપોઆપ સુદરી જાસે! જ્યાં ચાવલકા ડાના, વાં મિયાંભાઇકા જાના! એ કહેવટ ટમે સાંભલી નઠી કે?" આદમજી બોલી ઉઠ્યા.

"યેહી મુદ્દેકી બાત હે!" મહોલ્લાની મસ્જીદના પેશઇમામ બોલી ઉઠ્યા.

"ચાર, પાંચ હજાર રૂપલડી ખરચા જાવે તીસકી અમોંકુ કુછ પરવાબી નંઇ હે, ને ઘરેઘર ધિકકે ખાણેમેંબી અપણે કંઇ નાને બાપકે નંઇ હો જાઇંગે; પણ, એ પાજી કલ્લુ કું'માર હેને; ઉસકે ઘર તો હમ કબ્બી નંઇ જાઇંગે! હમારે જૈસા ખાનદાની આદમી ઐસે કું'મારડોં, પ્રુમારડોંકે ઘર કંઇ જા સકતા હે?" મલેકજી બોલ્યા.

"જીસકો આપ બચ્ચોંકા ખેલ સમજ બૈઠે હો, મગર હકીકતમેં વોહ ખેલ નહિ હય! બડી સોચનેકી બાત હય! જાનતે હો કે

મલેકજી સાહબકે સામને ખાનસાહબ મૌલા બખ્શ હૈં, ઔર આજ કઇ સાલસે વોહ મેમ્બર હોતે ચલે આયેહૈં? ઐસે પુરાને આદમી, ઔર જીનકી લાગવગ સરકાર મેં ભી અચ્છી ખાસી હે, ઐસે આદમીકા મુકાબલા કુછ હંસી ખેલ નહિ હય!" ફ્રેંચ કટ દાઢીવાળા મુન્શીજી બોલ્યા.

"અરે! યાર અભીસે ક્યા એસા ઢીલા નાડતે હો? બખતતો આવણેદો મેં સબ બરાબર કરદુંગા! તમ યેહ મલેક ભાયડેકુ અભી બરાબર નંઇ ઓલખતે!" મલેકજી બોલ્યા.

"અરે! મલેકજી સાહબ કયા બાત હય? અભીતો સબ રકાબી મઝહબપે ચલને વાલે હંય! આપ દઅવતકી ઠેરાઇંગે તો સબ ઇકટ્ઠે હો જાઇંગે! શહદ હોતા હે વહાં મખ્ખીયાં ખુદ બખુદ ચલી આતી હૈં." મહોલ્લાની મસ્જીદના પેશ ઇમામ બોલ્યા.

"ઓર, સાથમેં નાચ મુજરાભી હોણા ચાહીએ." કાલુચાચાએ ટેકો આપ્યો.

"અરે! જો ચાહીએ વો હાજર કરદુંગા તમયે મલેક ભાયડેકુ ક્યા સમજે?" મૂછ પર તાવ દેતાં મલેકજી બોલ્યા.

× × × ×

કેટલીક વાર સુધી પ્રોગ્રામ ઘડાતું રહ્યું. ધીમે ધીમે મિત્ર મંડળ ચાહ પાણીથી પરવારીને ઉઠવા લાગ્યું. છેલ્લે ફ્રેંચકટ દાઢીવાળા મુન્શીજી ઉઠયા તેમને રોકતાં મલેકજી બોલ્યા.

"તમોંસે તો થોડી મુદ્દેકી બાત કરને કીહે; જરા બેઠોને." મુન્શીજીને બેસાડયા પછી મલેકજીએ બોલવું શરૂ કર્યું.

"તમોંને આજકી સગલી બાતાં તો સુણી હેને, અબ તમારા ક્યા અભીપરાય હે?"

"દેખો, મલેકજી સાહબ! યેહ કોઇ આસાન કામ નહિ હય. લેકિન ઇસ બાતમેં તૈયબજી જૈસે તજરૂબાકાર ઇન્સાનસે મશ્વરા લેના અચ્છા હય!"

"તો ચલોને અબીજ!" બંને ઉઠયા અને તૈયબજીની દુકાન પર પહોંચ્યા. સાહેબ સલામ થયા પછી મલેકજીએ વાત આરંભી

"દેખો, એક બાતકે લીયે તમોંકુ તકલીફ દેણે આયલા હું!"

"બોલી નાખો." તૈયબજી બોલ્યા.

"વોઇ કલ વાલી બાત."

"પન કાલેટો ઘની ઘની વાટો ઠએલી ટેમાંસી કંઈ વાટનું ટયે કે'ઓસ?"

"તમોંબી જબરે બોલે ભાલે નીકલે! આ આખે કરબેકુ ખબર હે ને તમોંકુ ખબરબી નંઈ હે?"

"અરે! પેલી ઇલેકશનવાલી વાટ?"

"હાં...આં!"

"ટોસું ટમે ખરેખર ટૈયાર ઠઇ ગિયાસ?"

"અરે! સબ બાતાં નક્કી હો ગઇ હે. અમારે જેસે ટેકવાલે આદમી જો બાતકુ પકડે ઉસ્કો છોડતે કબહે!"

"જો ટમારૂં નક્કીજ હોય ટો પછી જાહેર ખબર છપાવી કા'રીએ?"

"પણ અમને તો એસા બિચાર કિયા હે કે રોજ ફિજરમેં દાંડી પીટવા દઇએં!" મલેકજી બોલ્યા.

"દાંડી કરટાં બી જાહેર ખબરસી સારી અસર ઠાય!"

"તદે યાં કોણ ના પાડતા હે! ને તમોં કે'તે હોય તો ઓ વેદ લોક છપવાતે હેં વેસા મેરા ફોટુબી જાહેર ખબર કે સાથ છપવાદું! માહીમકે હલ્વેવાલે બી ફોટુ છપવાતે હેં તો ક્યા હમ ઉનસેબી ગયે?"

"વલ્લા, બહુ સારી વાટ છે! સુન્નાસી વલી બીજું પીલું સું? કેમ મુન્શીજી આપનો સું મટ છે?" તૈયબજી બોલ્યા.

"યેહ કુછ ઠીક બાત નહિ હય." મુન્શીજી બોલ્યા.

"તમેં બી મેરે ભઈ ક્યા એસા બોલતે હેં! બડે બડે આદમીયુંકા ફોટુ ક્યા છાપેમેં નંઇ આવતે હે?"

"ચલો જબ છપાઓ!" મુન્શીજીને અંતે હામાં હા મેળવવી પડી. પછી કેટલીક વાતચીત કરીને વિખુટા પડયા.

× × × ×

ઘેર પહોંચતાંજ મલેકજી સાહેબ પોતાની બેગમ સાહેબાને કહેવા લાગ્યા "લો અબ દેખ લેણા! બધે શહેરમેં દીવાલોં પર અમારી જાહેર ખબર ચોંટ જાયગી ને બિચમેં અમારી છબી બી છપ જાયગી ઉસકો દેખકે બળે બળે જેંટલીમેં ટુકે છકકે છુટ જાઇંગે!"

"વો બાત તો ખરી પણ યે તમારા ચેહરા પીછા બહોત રૂપાલાહેને કે છબી પડવાઈ?"

"લે! સારા કરબા તો મેરી ખુબસુરતીકી તારીફ કરતા હૈ ને તેરી ધ્યાનમેં તો કુછ બાતજ ઉતરતા નંઇ હૈ? યાખુદા! જોરૂબી મિલી તો ઐસી મિલી કે બસ ખુદાકી પનાહ!"

' મેરે ક્યા ફોટુ છપવાઓ! પણ મેરી તો ખાતરીજ હૈ કે એ સગલે તમારે દોસદારને તમારી ફજેતી કરનેકા બિચાર કિયેલાહૈ!"

"અરે! તુ યે ક્યા બોલી? ઐસે વફાદાર દોસ્તતો અમારે જેસે કિસ્મત વાલેકુજ મિલતે હૈં! દેખ અબ કલસે ઘરમેં પકાણેકી ખટપટ મત કરના. બહાર બબરચી પકાએગા ઔર સબ દોસ લોગ અપણે આંગણે ખાણે આઇંગે! આજકલ લિયાકત ફિયાકતકું કોઈ દેખાતા નંઈ હૈ! જો ખિલાવે પિલાવે ઉસ્કા કામ હોતા હૈ! વો ફકીરબી કલ કેતા થાને કે "સખીકા બેડા પાર!"

મલેકજી સાહેબની હવેલી આગળની ખુલ્લી જમીનમાં મોટો મંડપ બનાવવામાં આવ્યો હતો. સાંજ પડતાં પહેલાંજ આખા કસ્બાના નવરા માણસો ત્યાં આવીને અડ્ડો જમાવતા. રાજાની આગળ જેમ હજુરીયા અને છડીદાર હોય; તેમ મલેકજી જ્યાં જાય ત્યાં તેમની સાથે આઠ દસનું ટોળું તો હોયજ! બંને ટાઇમ એટોળું મલેકજી સાહેબના મંડપમાંજ જમતું અને વારંવાર "મલેકજી ઝિન્દાબાદ!"ની બાંગ પોકારતું.

મલેકજી સાહેબનો હવે એ રામેતા મુજબનો નિયમ બંધાઇ ગયો હતો; કે પોતાના વીસ, પચ્ચીસ ખીચડી વૉલંટીયરોને સાથે લઇને સવાર પડે ઘરેઘર ધક્કા ખાતા, અને દરેકને વોટ માટે વિનંતિ કરતાં દયામણે મોઢે કહેતા કે "તમારે ઘર ભીખ માગણે આયલા હું, અમારી લાજ રખણા તમારે હાથમેં હે! આપ ભાઇઓંકી ખીજમત કરને તૈયાર હુવા હું; નંઇ તો મેરે જેસે આબરૂદાર આદમીકુ એસી ઘરોંઘર ધિક્કે ખાણેકી જરૂરતજ ક્યાથી? જહાં તમારા પસીના વહાં અમારા ખૂન બહેગા! અરે! તમ એસાંજ સમજ લેણાને કે કમેટીમેં તમારા બગેર પેસેકા નોકરજ ગયા હે! કોઇકે ખાતર નંઇ તો અમારે દાદા, પરદાદાકી ઇજ્જતકા બિચાર કરકે તો વોટ દેણા ચઇએ! તમકો ખબર હે કે અમ બાદશાહી ખાનદાનકે લોગ હેં! આજ બખત એસા આયલા હે શરીફ લોગુંકો રજીલોંકે આગણે ધિક્કે ખાણે પડતે હેં!" મલેકજી સાહેબનું આટલું ભાષણ થઇ જતું કે સાથીઓ "મલેકજી ઝિન્દાબાદ!"નો પોકાર કરતા અને એ સરઘસ બીજા ઘરને આંગણે જઇને થોભતું.

દિવસમાં ઘણી વખત કલ્લુ કુંભારના ઘર આગળથી એ બધું "હાઉસન! જાઉસન!" પસાર થતું; પણ ત્યાં આગળ થોભવામાં પોતાની ઇજ્જત નથી. એમ મલેકજી સાહબ માનતા. કલ્લુના ઘર આગળથી પસાર થતી વેળા મલેકજી સાહબ ખોંખારા કરતા, અને મૂછો આમળીને સાથીદારોને કહેતા કે—

"યે નાલાયક કલ્લુ કુંભારે સબબસેજ મેં યે બલામેં પડા હું; નંઇતો કામેટી, કામેટીમેં જાણેકી અપણે ક્યા જરૂર થી? બસ અબતો જાતેજ દેરમેં પહેલી મીટીંગમેં ગધેડા પર એતા બધા કરવેરા ડાલદું કે એક ગધેડા તો ક્યા આધા ગધેડા બી રખણા અઘરા પડ જાય!"

કોઇ વેળા એવો પણ પ્રસંગ ઉપસ્થિત થતો કે મલેકજી પોતાની પલટણ લઇને કલ્લુકુંભારના ઘર આગળથી પસાર થાય તે વેળા કલ્લુના ગર્ધવો "હોંચી! હોંચીના!"ના સૂરથી એમનું સ્વાગત કરતા. તે વેળા

મલેકજીના મગજનો પારો ૧૦૦ ડીગ્રી કરતાં પણ આગળ વધી જતો જેથી કહેતા કે:—

"દેખા! મેરે બેટને ગધેડોંકો બી સીખા રખ્ખાહે; કે વોબી મેરે સાલે અપણી મશ્કરી કરતે હેં! બસ અબતો મેમ્બર બનતેજ દેરહે, બડે દાકતરસે કેઈંગે કે આ સહેરકે સગલે ગધેડોંપર પ્લેગકી નિસાની દેખાતી હે, તો ઉસસે સાટિફ્િકેટ લેકર, કલ્લુકે સગલે ગધેડોંકુ ના મરવાડાલું તો મેરા નામ નંઈ! એ કામ ના બણે તો સમજ લેણાકે એ મૂછ નંઈ હે પણ ગધેકી પૂછ હે!"

"આપકા કહેના બરાબર હે! દુનિયાંમેં ટેકબી કોઈ ચીઝ હય!" સાથીઓ સૂર પુરતા.

× × × ×

કોઇ નવા જુનીના શોખીને કલ્લુને ચઢાવીને ઉમેદવારીમાં અરજી કરાવી અને બધા શહેરમાં દાંડી પીટાવી કે:—

"હું કમીટીમાં મારા કુંભાર ભાઇઓની સેવા માટે જાઉં છું!"

બસ તેજ દિવસથી આખા કસ્બાના કુંભારો સવાર સાંજ કલ્લુની ડેલી પર હાજર થતા. જ્યારે જમવાનો ટાઇમ થાય; ત્યારે બધા કુંભારો "મલેકજી ઝિન્દાબાદ!"ના પોકારો કરતા મલેકજીના મંડપમાં ઘુસી જતા! તે વેળા મલેકજી મૂછમાં હસીને પોતાના સાથીદારોને કહેતા કે "દેખલીને પુલાવ પીરકી કરામત! એક સારી જમાતકી જમાત અપણે તરફ પલટ આઇ! યે લોગ ખાણા ખાકે કલ્લુકે ઘર ચલે જાતે હેં, ઇસકા સબબ તો યે હે; કે આપણે જાતભાઇ હે। ખાલી ઉપર ઉપરકી તસલ્લી દેણે જાતે હેં બાકી અપનકા મારા નીચા દેખે યે બાત તો ખરીજ હેને? અરે! એસે કલ્લુ જેસે કુંમાલડે, ફુમાલડે મેમ્બર બન જાઈંગે; તો ફિર અંગરેજકી ઇજ્જતજ ક્યા રે'યગી?"

× × × ×

સાંજ પડતાં જ કવ્વાલી શરૂ થઇ જતી. કોઇ કોઇ વેળા નાચ મુજરાના જલ્સા પણ થઇ જતા! મલેકજીના આગણે લોકોની ઠઠ

જામતી. કોઇ મલેકજીને કહેતાકે "સાહેબ, આટલા બધા પૈસા નાહક શા માટે ઉડાવો છો ?" તો મલેકજી તેમને રાતી ઠોકીને કહેતા કે "લોગુંકા દિલ જીતણા કંઇ હંસી ખેલ નહિ હે ! ખરચ ના કરીએં તો એસે બખતમેં કોણ મેરા બેટા અપણી સુણે એસા હે ? તમને સુણા નંઇ કે "જર ચાહે સોકર; બિન જર ટક ટક મત કર !"

મલેકજીના લીગલએડવાઇઝર ટોલ્લામારૂ તૈયબજીચાચા દિવસેતો ઝાઝા નહિ દેખાતા; પણ રાત્રે તેમનાં દર્શન થતાં હતાં. ખાનસાબહ મૌલાબખ્શ જે મ્યુનિસિપાલીટીના પુરાણા મેમ્બર હતા, અને ચાલુ ચુંટણીમાં પણ ઉમેદવાર તરીકે ઉભા રહ્યા હતા; તે શરૂ શરૂમાં તો મલેકજીના બૅમ્બ શેલથી ભડકી ગયા હતા, પણ અસલ વાતનો પત્તો લાગતાં, તેઓ પણ અવારનવાર જલ્સાઓમાં ભાગ લેતા, અને કલ્લુ કુંભાર તથા તેના જમાતવાળાઓ પણ નાચ રંગમાં ભાગ લેતા અને સવાર થતાં પહેલાં એક્કા બેક્કા રમી જતા !

સવારમાં જલ્સો બરખાસ્ત થતાં મલેકજીના સાથીદારો "મલેકજી ઝિન્દાબાદ !" ના પોકારો કરતા, ત્યારે કલ્લુના સાથીદારો "કલ્લુ કી જે !" ના પોકારો કરતા. એક દિવસ મલેકજી પોતાના સાથીદારોને કહેવા લાગ્યા કે :–

"યે મેરે બેટે કુંભાર લોગ બી બડે બદ તમીઝ હેં ! મેરે સાલે ગધેડાંકે સાથ રે'કર યે સગલેબી ગધેડે જેસે બન ગઈ લે હેં ! જેસી સોબત વેસી અસર કુછ હોવે બિગર રે'વે ? કેસે નાલાયક હેં ! રાતકો જલ્સેમેંબી સામેલ ! દોનું ટેમ ખાણેમેંબી હાજર ! ઓર પીછે કલ્લુકે આગણેમેં જાકર "કલ્લુકી જે !" પુકારતે હેં ! મેરા ચલે તો યે સગલે કુંભાલડોંકુ પોલીસકે હવાલે કરવાદું, પણ ખેર ! મેમ્બર હોવે પીછે મેરે બેટુંકુ બતાદુંગા કે કિત્ની બીસે સો હોતી હે ?"

"તો હવે મેમ્બર બનવામાં બાકીબી શું રીપુંસ ? વલ્લા, કમાનસી કે'ઉંસ કે તમે મેમ્બર બની ગીયાસ !" તૈયબજીએ ટોલો માર્યો.

"આય તમારા સાંમેવાલા ખાનસાબને, ત્યાં તો કાગરા ઉરેચ કાગરા ! જોતા નથી કે તેવન જાત્તેને પોત્તેજ અપના જલ્સામાં આવેચ ને તેમના માનસોબી બ'ને તાઇમ તમારોજ પુલાવ ઉરાવેચ !" સેરઠીના સરકાવાળા બાવાજી બોલ્યા.

"ખાનસાબ તો ભલે આદમી હે ઉનકા અપણેકો ડર નહિ હે. વો તો બિચારે એસે અચ્છે હેં કે અપણે ખાતર ખુદકે વોટરકોભી પોતે કુછ નંઈ કે'તે ! પણ વો ઉલ્લુકે પઠ્ઠે કલ્લુને નાકમેં દમ લાવ દીયા હેને ?" મલેકજી બોલ્યા એટલે ચાચા બટેરવાલાનો વારો આવ્યો.

"અરે યાર ! યે બિચારે કલ્લુ, કલ્લુકી કયા હસ્તી હે ? કલ્હી ઉસ્કે દોચાર સાથીદાર તો કાહવેખાનેમેં બેઠકર ગાંજેકી ચિલમ ચઢાતે હુવે કેહ રહેથે કે ભઇયા ! હમ તો જીસ્કા ખાઈંગે ઉસ્કાહી ગાઈંગે ! હાં...આં મગર કોઇ લાલચી આદમી હો, પાંચ રૂપે માંગે તો કેહ નહિ સકતે !"

"અરે ! વો ના માગે તોભી હમ દેંયગે ! ચ્યોં કે ફિર કોઇ એસા કે'ણેવાલા ના મિલેકે સબ વોટ મલેકજીને મુફતમેં પડવા લીયે ! દોસ્ત, મઝા તો જદ આવે; કે કલ્લુ એકભી વોટ ના પાવે ! હાં...આં ખાનસાબકો પાંચ, પચીસ વોટ મીલે તો અપણેકુ કુછ પરવા નંઇ !"

ઇલેક્શનની તારીખ આવી લાગી. કબ્રસ્તાન સામેના વિશાળ ગ્રાઉન્ડ પર મલેકજીએ મોટો મંડપ રચાવ્યો. મંડપને શણગારવામાં કશી કચાશ રાખી ન હતી. મંડપના પ્રવેશદ્વાર પર મોટા સોનેરી અક્ષરે લખેલું હતું "મલેકજી કેમ્પ" મંડપની બ્હાર બંને રસ્તા પર એમના મિત્રોએ વિવિધ જાતનાં પાટીઆં લખાવીને ટાંગ્યાં હતાં. થોડાક નમુના વાંચી જુવો. "દીન દુનિયામાં તમારૂં ભલું ચાહતા હોય તો; મલેકજીને વોટ આપો." "કર ભલા હોગા ભલા !" "દસ દુનિયા સિત્તેર આકે બત !" "મુસલમાનોંકી શરાફતકા આજ ઇમ્તેહાન હે !" "નિમકહલાલીનો બદલો વાળી આપો." "મુસલમાનોની ડુબતી નાવને સંભાળ-

નાર મલેકજી સાહબને વોટ આપો !" "કોમકે સચ્ચે રેહબર કો વોટ દો !" આમ જેને જે સૂઝયું તે લખીને ટાંગી દીધું !

ખાનસાહબને મલેકજી સાહબે કહેવરાવી દીધું હતું કે "તમારે દુસરા તંબુ ડાલણેકી કોઇ જરૂરત નંઈ હે' તમ તો અમારે મેહમાન હેં અપણે દોનોં સાથ રે'ઈંગે ખુદા જીસ્કુ વધારે વોટ દિલ્વાય વો ખરા !"

મલેકજીના મંડપની સામેજ એક આમલીના ઝાડની નીચે કલ્લુએ પણ આઠ દસ કાથીના ખાટલા નંખાવી દીધા હતા। આખા શહેરમાં મલેકજીના એજન્ટો તરફથી જાહેર ખબર થઇ હતી; જેથી હિંદુ, મુસલમાન, પારસી, હરિજન વગેરે દરેકે દરેક કોમના માણસો ભેદભાવ વગર મલેકજીના વરઘોડામાં સામેલ થયા હતા. મલેકજી મંડપમાંથી નીકળીને આખા શહેરમાં વરઘોડા સાથે ફરીને પછીજ પોલીંગ સ્ટેશને જશે એમ જાહેર થયું હતું ! વરઘોડો જે જગ્યાએથી થઇને જવાનો હતો; તે રસ્તાઓને ખૂબ શણગાર્યા હતા. કલ્લુની ટોળી કંઇ તોફાન ન કરે એટલા માટે ૪૦-૫૦ રૂપીઆ આપીને એક અખાડો પણ વરઘોડાની સાથે લીધો હતો ! ધોળે દહાડે વરઘોડો નીકળ્યો હતો, છતાં દારૂખાનું ફોડવામાં આવતું હતું ! સૌથી આગળ સુરતનું મશહૂર રઝાક બેન્ડ મધુર સરોદથી વગાડતું હતું :—

"દેખો યારો કયા ઝક મારી બીબી ઐસી લાય;
કે જીસ્ને આતે મેરા દેવાલા ફૂંકા હાય !"

તેની પાછળ ઢોલી લોકો જોરશોરથી વગાડતા હતા કે :—

"આશક ખરણુચા જેવા માશુકના પુરદમામ;
ચાહે રાંડે કે માંડે તેથી અમને શું કામ?"

તેમની પાછળ આગ્રાના મશહૂર કવ્વાલોની કવ્વાલી ઉડતી હતી કે:-

"હમારી ખાકમેં મિલ્તી જવાની દેખતે જાઓ;
મેરી ગરદનપે ખંજરકી રવાની દેખતે જાઓ !"

અને તેમની પાછળ શાઇરોનું એક ટોળું મલેકજીની તારીફમાં કસીદા ગાતું હતું અને તેમની પાછળ ફુલોના ઢગલામાં દટાએલા

મલેકજી સાહબ ચાર ઘોડાની વિકટોરીઆમાં બિરાજતા હતા, તેમની આજુબાજુ હજારો માણસોનું ટોળું "મલેકજી ઝિંદાબાદ!" ના પોકારો કરતું હતું. વિકટોરીઆમાં મલેકજી સાહબની બંને બાજુ પર બે લીલી કફનીવાળા સાંઈમોલાઓ મલેકજીને કોઈની નજર ન લાગે માટે દુરૂદ પઢીને ફુંકતા હતા!

× × × ×

કેટલાક મશ્કરા માણસોએ દસબાર ગધેડાંઓની પીઠ પર મોટા અક્ષરે લખેલાં પાટીઆં ટાંગ્યાં હતાં, અને કેસરી ફૂલોના હાર પહેરાવીને વરઘોડાની પાછળ ધકેલી દીધાં હતાં! ગધેડાંની પાછળ નિશાળનાં છોકરાંઓ નાચતાં કૂદતાં ચાલતાં હતાં! ગધેડાંઓની પીઠ પર લખેલું હતું કે:—

"મુગાં પ્રાણીઓને તમારો કીંમત મત આપો!" "વોટના અમે પણ હકદાર છીએ!" "કોમના ખરા સેવકો અમેજ છીએ!" ભાઈ,યો! હમેં ભૂલ ન જાના!" વરઘોડાની પાછળ ગર્ધવોનું સરઘસ પણ જોડાએલું છે એની મલેકજીને ખબર ન હતી!

વોટીંગની શરૂઆત આઠ વાગેથી થઈ ગઈ હતી; ત્યારે આ સરઘસ બાર વાગે પોલીંગ સ્ટેશને પહોંચ્યું હતું!

"મલેકજી ઝિંદાબાદ!" ના પોકાર સાથે સરઘસ ઉતર્યું. વોટ તો જ્યાં પડવાના હતા; ત્યાં પડવા લાગ્યા! કોઈએ ખબર આપી કે "કલ્લુ તથા તેના સાથીદારો તો મલેકજીનો તાપ ન જીરવાયાથી પોતાના ખાટલા લઈને મેદાન ખાલી કરી ગયા છે!" બસ હવે શું જોઈએ? મલેકજી સાહબે વરઘોડાને પાછો વાળવાનો હુકમ કર્યો કે:—

"અપણા મુકાબલા તો વો પાજી કલ્લુ કું'મારસે થા! જીતે રહેંગે તો ફિર આવતી સાલ ખાનસાબકુબી દેખલેંયગેં!"

વરઘોડો જેવી ધામધૂમથી ચઢયો હતો; તેવીજ ધામધૂમથી પાછો વળ્યો. તફાવત એટલો જ હતો કે આ વખતે પેલાં શણગારેલાં ગર્ધવો ન હતાં!

❋

## મુસ્તુફા કમાલ સાથે હાથો હાથ!

[ કમાલપાશાની હયાતીમાં આ લેખ લખ્યો હતો સ્વર્ગવાસ પછી નહિ, કારણ કે લેખક હાલમાં સદેહે સ્વર્ગે પ્રયાણ કરવા માગતો નથી. ]

"ટીરીરીંગ, ટીરરીંગ!"

"ઍલાવ! ઍલાવ!"

"તમે કોણ છો?"

"માણુસ!"

"તે હું ક્યાં કહું છું કે ગધેડાં કે કુતરાં ટેલીફોનમાં વાત કરી શકે છે!"

'આપ કોણ મહાશય છો? શરૂઆતમાંજ લાતા લાતી કરવા માંડી.!'

"હું ફકીર!"

"કેમ હવે ભીખના ધંધાની એટલી બધી પ્રગતિ થઇ કે ટેલીફોન દ્વારા માંગવા મંડયા?"

"હું ધારૂં છું કે તમે મી. બેકારજ છો! હાં, પણ હું કોઇ સાધારણ રસ્તામાં માગીખાનારો ફકીર નહિ પણ "સાકી"નો એડીટર નામધારી 'ફકીર' છું!"

"ઓ...હો! કોણ 'ફકીર' સાહેબ, માફ કરજો, તમે કોઇ સાધારણ ફકીર નથી તો હુંએ કોઇ સાધારણ ધંધા વગરનો 'બેકાર' નથી! હુંએ તમારી માફક 'સાદીક'નો એડીટર 'બેકાર' છું.!"

"ચાલો હવે બીજી વાતો પડતી મૂકી હું કહું છું તે સાંભળો."

"સંભળાવો ! આજે તો સવારના શુકનમાં હું સાંભળવાજ બેઠો છું ! એક તરફથી બેગમ સાહેબ એમના લુગડાંના બજેટ માટે ક્યારનાં ગ્રામોફોનની રેકોર્ડ પ્રમાણે એક પછી એક જેમ ફાવે તેમ સંભળાવી રહ્યાં છે, અને હું ગ્રામોફોન રેકર્ડ સાંભળતાં 'શ્વાન'ની જેમ સામે ભસ્યા વગર તેમનું સાંભળી રહ્યો છું; તે ઓછું હતું કે વળી તમે સંભળાવવા તૈયાર થયા છો?"

"જુઓ આ દિલ્લગીનો સમય નથી!"

"પણ હું ક્યાં કહું છું કે દિલ્લગીનો સમય છે? બલ્કે મારી જગ્યાએ કોઇ ગંભીર ભાયડો હોય તેને તો પોક મૂકવાનો પ્રસંગ છે!"

"જુઓ સાહેબ, તમે બે ઘડી...ની ખાતર અમેરિકા સુધી આથડાઇ આવ્યા તો અમારી ખાતર જરા તુર્કસ્તાન સુધી ન જાઓ?"

"કેમ નહિ! તમે કહો તો તમારી ખાતર તુર્કસ્તાન તો શું પણ અફઘાનિસ્તાન, બલુચીસ્તાન, ગુલિસ્તાન, બોસ્તાન, અરબસ્તાન, કબ્રસ્તાન બધેજ જઈ આવું!"

"કબ્રસ્તાન જાય આપના દુશ્મન!"

"ને બધા દોસ્તો રાણી પીંગળાનું અમર ફળ ખાઇને આવ્યા છે તે કબ્રસ્તાનમાં જવાનાજ નથી!'

"વળી પાછી દિલ્લગી! ચાલો બોલો ક્યારે જશો?"

"આ પાટલુનને થીંગડું મારી રહ્યો છું, તે કાર્ય પૂર્ણ થાય કે તુર્કસ્તાન જવાની તૈયારી કરૂં! પણ ત્યાં મારૂં શું કામ છે?"

"એટલુયંય ન સમજ્યા?"

"તે હું શું મહંમદ છેલ છું કે પ્રોફેસર મોતીવાલો છું; તે આપના મનની વાત સમજી લઉં!"

"તમારે તુર્કસ્તાનના પ્રેસિડન્ટ મુસ્તુફા કમાલપાશાની મુલાકાતે તેમનો ઇન્ટરવ્યુ લેવા જવાનું છે."

"નારે ભાઇ! અમેરિકાથી ધક્કા ખાઈને પાછો આવ્યો હવો તેવું થાય તો?"

"અરે આતો આપણા મીયાંભાઇ છે!"

"ત્યારેજ ડરૂં છું ને કે મીયાંભાઇનો મિજાજ! બાપરે! અહીં એક કમાલમીયાં હોટલવાળા છે તેમનો મને પરિચય છે! એવા નકલી કમાલનો મિજાજ ઘડી ઘડીમાં ખોપરીની કમાનમાંથી છટકી જાય છે તો પછી અસલી કમાલનો મિજાજતો કેવોક હશે?"

"તમારે ગભરાવ'ની જરાએ જરૂર નથી, અત્રે ભીંડીબજારમાં મુસ્તુફા કમાલપાશાની ખુદ પોતાના હાથની બનાવેલી કમાલીસ કેપના એજન્ટ દાઉદ હારકેલ પાસેથી તમને ભલામણ ચિઠ્ઠી લખાવી આપીશા પછી છે કંઈ?"

"ના પછી તો ઝાઝું ધારતી જેવું નહિ છે છતાં પીઠ પર એકાદ તકીયો બાંધી લઇશ કારણ કે "પેલાઓ" કહે છે તેમ એ 'તરકડાઓ' નો (તુર્કનું અપભ્રંશ) ભરોસો શું?"

"અરે! આવાં બહાનાં કાઢશો કે તૈયાર થશો? ધારાસણાની ધાડમાં દસ ડાંગો ખાવા છતાં "ઉંહ!" સરખું ન કરનાર આસામી આવું બીકણપણું દેખાડે એ કેમ મનાય?

અરે! રણભૂમિમાં તો તમારા જેવા શૂરાનુ જ કામ.

"રણના ઘાવો શૂરાને સમજાશે,
એનું દિવ્ય જીવન સોહાશે;
કંઈ વાંચી જુવો ઇતિહાસે."

"આથી સાબિત થાય છે કે મને લડાઇના મેદાનમાંજ તમારે ધકેલવો છે?"

"તમે ગમે તે સમજો પણ જવુંજ પડશે!"

"તો ચાલો ત્યારે તૈયાર છીએ! કઇ સબમરીનમાં જવાનું છે?"

"અહીંથી એક મેમણ વેપારીનું વહાણ બસરે ખજુર ભરવા જવાનું છે, તેમાં તમારો આવવા જવાનો બંદોસ્ત કરવામાં આવશે. બસરે ઉતરીને તમારે રેલ્વેને રસ્તે અંગોરા જવાનું થશે."

"વારૂ, સાથે એક ઇંટરપ્રીટરની પણ જરૂર પડશે."

"ઠીક, અહીં એક અમારા મિત્ર છે, તે તાજાજ ગ્રેજ્યુએટ છે. નોકરીને અભાવે હાલમાં બેકાર હોવાથી તમારી સાથે તેમને ઇંટરપ્રીટર તરીકે મોકલીશું."

"વારૂ, ત્યારે સાહેબજી સલામ." આપણે તુર્કસ્તાન જવાની તૈયારી કરવા માંડી ઘરમાં આર્ડર દીધો કે "સાંજનું ખાણું જરા જલ્દી તૈયાર કરજો મારે તુર્કસ્તાન જવાનું છે."

"તમને આવી ભટકવાનીજ આદત પડી છે! બે દિવસમાં પાછા વળવાનું બહાનું કરીને અમેરિકા ગયા હતા તે બે અઢી મહીને પાછા આવ્યા! ને હવે ક્યારે પાછા આવશો?" બેગમ સાહેબા બોલ્યાં.

"પણ અમેરિકાતો દૂર હતું તેથી વાર લાગી, ને તુર્કસ્તાન તો નજીક છે?" મેં ખુલાસો કર્યો.

"તુર્કસ્તાન ક્યાં આવ્યું?" બેગમ સાહેબાએ ફરીથી પ્રશ્ન કર્યો.

"જુવોને આ આપણું હિંદુસ્તાન, તેની પાડોશમાં અફઘાનીસ્તાન તે પછી રાજસ્તાન, ને તેની પાડોશમાં જીનતાન, પીનતાન, સેસીનતાન ને તુર્કસ્તાન!"

"તમે તો મશકરી કરો છો? જીનતાન તો પાનમાં ખાવાની ગોળીઓ છે!"

"પણ એ જીનતાન નામના મુલકમાં બને છે તેથીજ તો તેનું નામ જીનતાન પડ્યું છે!"

"વારૂ, તો આવતી વેળા થોડાં જીનતાનનાં પડીકાં લેતા આવજો, ને તુર્કસ્તાનમાં જો કાંદા સસ્તા મળતાં હોય તો તે પણ બે મણ લેતા આવજો. ઘરમાં બીલકુલ કાંદા નથી. બિસ્તરા ભેગું ટાટનું ખાલી બારદાન કાંદા ભરવા માટે બાંધી જજો! ને કેટલાએ દિવસ થયાં મરીયમ ખાલાનો હુક્કો માગી લાવીને પીયો છો, તો એકાદ સારો જોઇને હુક્કો પણ લેતા આવજો ને સાથે સાથે સારૂં જોઇને એકાદ સુપડું પણ..." બેગમની સુરીયાણી ફરમાશો ચાલુજ હતી; હજુ કોણ

જાણે કેટલીએ ઢંગધડા વગરની વસ્તુઓની ફરમાશ કરત, તેથી વચ્ચેથી જ એમની 'ફન્ના' કાપી

"પણ,...બણુ શું કરો છો? હું કંઇ ત્યાં 'હેલકરી' તરિકે નથી જતો કે કાંદાની ગુણ ઉઠાવી લાવું ને હુક્કો ને સુપડાં ઉચકી લાવું!" મેં જરા રૂવાબથી કહ્યું; ત્યારે તે મારા કરતાં સવાયો રૂઆબ કરીને બોલ્યાં:

"ત્યારે શું ધાડ મારવા જાઓ છો?"

"કમાલપાશાની મુલાકાતે."

"એમાં તે શી મોટી વાત છે? ત્રણ પૈસાનો 'કાર્ટ' લખીને અબર અંતર અંતર પુછી લ્યોને! ત્યાં સુધી ટાંટીઆ ઘસડતા જવાની ને આવવાની શી જરૂર છે?"

"ઇન્ટરવ્યુ લેવા."

"એં...એં! તમારાથી ઇન્ટરવ્યુ લવાશે; તો પછી બે મણ કાંદા નહિ લવાય?" બેગમે જાણ્યું કે ઇન્ટરવ્યુ કોઇ કાંદા બટાકા જેવી વસ્તુ હશે!

"પણ ઇન્ટરવ્યુ કોઇ ઉચકી લાવવાની વસ્તુનું નામ નથી?" મેં ખુલાસો કર્યો.

"ત્યારે તમને ત્યાંની જે વસ્તુ પસંદ લાગે તે લેતા આવજો."

"ભૂગોળમાં અંગોરાનાં બકરાં ઘણાં પ્રખ્યાત છે, તો જરૂર એકાદ બકરી લેતો આવીશ." ઘણી રકઝકને અંતે ઘેરથી છુટો થયો, અને પુરતી તૈયારી સાથે રાતની ૯ ના લોકલમાં મુંબઇ રવાના થયો; ને સવારમાં જઇને "ફકીર" સાહેબની ખોલીનું બારણું ખખડાવ્યું.

"અબે કૌન હય? દરવાઝા ખટખટાનેકી કયા ઝુરૂરત હય? જાઓ આફિસપે ગ્યારા બજે આના!" ફકીર સાહેબે જાણ્યું કે કોઇ ઉઘરાણીવાળું આવ્યું હશે; તેથી ટાળવાને માટે બિસ્તરામાં પડયા પડયાજ અંદરથી બોલવા માંડયું!

"અરે! ભાઇ સાહેબ બારણું તો ઉઘાડો!

"આવ્યા તમારે આગણે; આવો જરી કહેતા નથી!"

એ કવિતાની એક કડી લલકારી એવામાંતો આંખો ચોળતાં તેમણે બારણું ઉઘાડયું, અને જેમ બાહુકના રૂપમાં નળરાજાને નિરખતાં દમયંતિને આશ્ચર્ય લાગ્યું હતું; તેમ આશ્ચર્ય પામતાં બોલ્યા:

"અહો! કોણ મી. બેકાર! આ વેળા? આટલા જલ્દી! અમને કઇ ટ્રેનમાં આવવાના છો: તે લખવું તો હતું? અમે તમારો સત્કાર કરવા સેંટ્રલપર આવતને!"

"મહાત્મા ગાંધીજી જેવા નાના માણસોને સત્કારની જરૂર હોય, મારા જેવા મોટા માણસને સત્કારની આવશ્યકતા ન હોય! સમજ્યાને મી. ફકીર સાહેબ!

"હૃદયમાં શુદ્ધ પ્રેમીને નિગમનાં જ્ઞાન ઓછાં છે:
ન પરવા માનની તોએ બધાં સન્માન ઓછાં છે!"

"હવે હાથમાંથી પોર્ટમેન્ટો તો મૂકો!" અને મારી પાછળ ઉભેલા પાટીવાળાને માથે મોટો બિસ્તરો તથા હાથમાં ચંબુ અને ટીફીન બાસ્કેટ નિહાળીને બોલ્યા. "આ બધો બોજો નાહક શા માટે ઉઠાવી લાવ્યા?"

"તમારા જેવા ફકીરને કોણ તકલીફ આપે!" અને પછી ઓલી, પેલી વાતે વળ્યા.

બપોરે જમી પરવાર્યા પછી; મી. ફકીર, બસરાના વહાણની તજવીજ કરવા તે મેમણ શેઠીયાની ઑફિસે ગયા, તો શેઠજી પુને રેસમાં પધાર્યા હતા. બીજા દિવસે ફરીથી તપાસ કરી તો માલમ પડયું કે "પંદર દિવસ પછી વહાણ ઉપડશે" એટલે ન છુટકે પંદર દિવસ ભીંડીબજાર, ચોરબજાર ને મહંમદઅલી રોડ પર ફરી ફરીને વિતાવ્યા. જવાને આગલે દિવસે ચોરબજારમાંથી એક પુરાણું "એરેબીયન નાઇટ્સ" નું પુસ્તક ખરીદ કરી લાવ્યો કે રસ્તામાં પવન અનુકૂળ ન હોય, ને વહાણમાં ઘણા દહાડા લાગે; ત્યારે એના વાચનથી વખત વીતે અને વળી દમિસ્ક, બગદાદ, બસરામાં જઇએ ત્યાં 'એરેબીયન નાઇટ્સ'નાં સ્થળોનો પ્રત્યક્ષ અનુભવ થાય!

ઇન્ટરપીન્ટર સહિત અમારું વહાણ ખરે બપોરે મુંબઇને કિનારેથી ઉપડયું. બંદર પર શરીફ, ફકીર આણી કુાં૦ અમને વળાવવા આવી હતી. તેઓ બોલ્યા: 'પહોંચતાની સાથેજ તાર કરજો' અને કોઇ ન જુવે તેમ છાનામાના મારા ખિસ્સામાં "તારના બાર આના" સરકાવી દીધા ! હું જાણું કે વાટખર્ચીના રૂપીઆ મારા ખિસ્સામાં સેરવ્યા છે; તેથી વિવેક કરતાં બોલ્યો કે "એની શી જરૂર હતી?" તેઓ બોલ્યા "કંઇ નહિ! અમારી ફરજ અમારે બજાવવીજ જોઇએને!" વહાણ ઉપડયું અને અમે જેમ કાળાપાણીએ જતો કેદી પોતાનાં સગાં સંબંધીઓને હાથ ઉંચા કરીને સલામ કરે તેમ ઘણે દૂર વહાણ પહોંચતાં સુધી હાથની સંજ્ઞા આપતા રહ્યા.

ભર દરિએ વહાણ હંકારાયા પછી વહાણવાળા જુસબ શેઠે પાનાં કાઢ્યાં અને મને સાતહાથ રમવાની ફરમાશ કરી. ન છુટકે તેમની સાથે રમતમાં જોડાયો. બપોરે જમીને જરા આડા પડયા. સાંજે તુતકપર જુસબ શેઠે બેઠક જમાવી. ચાહના પ્યાલા હાથમાં લીધા. ચાહ પીધા પછી જુસબ શેઠ કવ્વાલી લલકારવા લાગ્યા. એમનો રાગ બેસૂરો હતો છતાં અમારે પરાણે દાદ દેવી પડતી. પછી તો અમારા ઇંટરપોંટર જરા દોઢ ડાહ્યા હતા તે બોલ્યા કે "મી. બેકાર પણ ગાય છે." જુસબ શેઠે કટાક્ષમાં કહ્યું "એવણુ તો માણસ છે!" અને પછી મને ગવરાવવા માટે આગ્રહ કરવા લાગ્યા. પછી તો કવ્વાલીની મહેફિલ જામી. જુસબ શેઠ ઘાસતેલના ખાલી ડબ્બા પર તાલ દેવા લાગ્યા. આ પ્રમાણે લુખ્ખો સુકો આનંદ લૂટતાં અમે સત્તર દિવસે બસરે પહોંચ્યા.

ત્રેનમાં ઇંટરપીન્ટર સાથે હું અંગોરા પહોંચ્યો. સ્ટેશને ઉતરતાંજ છુપી પોલિસના માણસોએ પડપૂછ કરવા માંડી ! અમારો બધો સરસામાન તથા ખિસ્સાં તપાસવા માંડયાં. છુપી પોલિસનો અમલદાર ફાંકડો તુર્કી જવાન હતો. પ્રથમ તો તેણે તુર્કી ભાષામાં પૂછયું પણ હું તથા અમારો ઇંટરપોંટર બનેજ તુર્કીથી અજ્ઞાન હોવાથી અંગ્રેજીમાં વાતચીત કરવા માંડી. તેનો અંગ્રેજીનો તરજુમો ઇંટરપોંટર મારી સમક્ષ ગુજરાતીમાં કરતો,

અને મારા ગુજરાતીનું ભાષાંતર તેની સમક્ષ કરતો. અત્રે એ વાતનો સાર ગુજરાતીમાં રજુ કરીએ છીએ.

જો કે ઉંદરને બિલાડી પકડે તેમ એ અમલદારે અમને પકડ્યા હતા; છતાં આપણા દેશમાં સ્ટેશનો પર લાલ લુગડાંના દર્શન કરવાની પડી ગએલી સારી કે નઠારી ટેવને લીધે વાત કરતાં કરતાં પણ આપણી નજર તો સ્ટેશનપર ફરતી તુર્કબાનુઓ પર ઠરતી. કુદરતે મોકળા મને અને છુટા હાથે તેમને રૂપ રૂપ અર્પ્યું હતું. આ તુર્કી હુરોની બ્યુટી આગળ સુરતની ઘાંચણો કે ગોલણો ઝાંખી પડે તો પછી કાશ્મીરની હુરોનું તો ગજું જ શું ! છતાં ખૂબસુરત બહારૂં જોયું કે તેના પર ધડશુંને આશક પડી જવાની સિદ્ધરાજ જયસિંહ જેવી મારી તબીયત નહિ હોવાથી હું તો એ સ્વરૂપના પરીઓનાં દૂરથીજ દર્શન કરીને કૃતાર્થ થયો ! અને સલામતી પણ તેમાંજ હતી ! કારણ કે જરાક છેડ કરતાં એ એકે એક વીરાંગના ચાંદબીબી જેવી દેખાતી બાનુઓ ધડાકશું ને તમાચો ઠોકી દયે; તો આપણા દાંતોની સલામતીનો વીમો કયાં હતો ? વાતમાં આડી વાત થઇ ગઇ ! કાશી ક્ષેત્રમાં જઇને મહાદેવનાં દર્શન કરતાં એક સનાતની હિંદુને જેટલો ઉમંગ થાય એટલો ઉમંગ મને તુર્કી હુરોનાં દર્શનથી થયો ! ખુદા એ બ્યુટીને કાયમ રાખે. તુર્કી અફસરે મારી કૂખમાં આંગળીનો ગોદો મારીને કહ્યું.

"એય ! તમે બેધાની જેમ આડું અવળું શું જુવો છો ?"

"સ્ટેશનને બાંધનાર તુર્કી ઈજનેરોની કારીગરી જોઉં છું !" મેં જવાબ આપ્યો.

"તુર્કી ઈજનેરોની કારીગરી જુવો છો કે કુદરતની કારીગરી ?"

"અમે તો છાપાંના પ્રતિનિધિ રહ્યા તે અમારે તો બધુંજ જોવું ને લખવું પડેને !"

"તમારા હિંદુસ્તાનીઓ અજબ ઢીલા દિલના હોય છે ! જોતાંની સાથેજ બહારાંપર મોહી પડે છે !"

"તે અમે નહિ, બીજા હિંદુસ્તાની! અમે તો વહેપારની દ્રષ્ટિએજ મોઢી પડીએ સમજ્યા ને? સૌંદર્યવાન યુવતિ પણ તે ગરીબ હોય તો અમને ન ગમે, અને પૈસાદાર આધેડ વયની પ્રૌઢા કદરૂપી હોય; તોય અમારે મન એ સ્વર્ગની હૂર છે!"

"ચાલો એ તમારાં ટાયલાં રહેવા દયો ને સાફ સાફ કહો કે શા માટે અહીં આવ્યા છો?"

"તમારા પ્રેસીડન્ટ કમાલપાશાની મુલાકાતે!" મારા મોઢામાંથી આ વાક્ય સાંભળતાંજ તે અફસર મને પગથી માથા સુધી પુનઃ નિહાળવા લાગ્યો ને આશ્ચર્ય પામતા બોલ્યો:

"શું તમે નામદાર કમાલપાશાની મુલાકાતે આવ્યા છો! અને તે આવા મારવાડી ઢંગથી?"

"અલબત! કેમ શું મારવાડી માણસો નથી?" અને પછી અમે પેલો ભલામણનો કાગળ તથા અમારૂં વિઝીટીંગ કાર્ડ બતાવ્યું; ત્યારે તેને કંઇક શાંતિ થઇ. છતાં અમારી ઝડતી લીધી. મારા ખિસ્સામાંથી એક અણીદાર પેન્સીલ અને ઈંટરપીન્ટરના ખિસ્સામાંથી એક પેન્સીલ છોલવાનું ચપ્પુ નીકળ્યું તે પણ જપ્ત કર્યું! ને ઉપરથી અમને સંભળાવ્યું કે "તમે હિંદી મુસલમાનો કયારે બેઇમાની કરો તેનો ભરોસો નહિ! તમારો ઈંડીયન મુસલમાન નામે મુસ્તુફા સગીર અમારા નામદાર મુસ્તુફા કમાલપાશાનું ખૂન કરવા આવ્યો હતો; એ વાત તો તમે છાપાંવાળા હોવાથી જાણતાજ હશો? બસ ત્યારથીજ કોઇ પણ હિંદુસ્તાનીની ઝડતી લીધા વગર શહેરમાં દાખલ કરવાનો હુકમ નથી!"

"પણ ભાઇ સાહેબ, આ પેન્સીલ તો પાછી આપો એનાથી તો મારે લખવાનું છે?" હું બોલ્યો.

"અને આય મારૂં પેન્સીલ છોલવાનું ચપ્પુ તો પાછું આપો?" ઇન્ટર પીન્ટર બોલ્યો.

"નહિ, દાઢી મુંડવાના અસ્તરા પણ પાછા આપવાનો નિયમ નથી, તો ચપ્પુ તે શી રીતે પાછું મળે? અને પેન્સીલ અણીદાર હોવાથી

તે હથિઆરની ગણતરીમાં આવી ગઇ માટે જો એને છુટ્ટી કરો તો પાછી આપું." અને પછી મારે તેને છુટ્ટી કરવી પડી. ઘણીવાર લાગી જેથી ભૂખ લાગવાથી અમે તો ત્યાંજ ભાતું છોડીને ખાવા બેઠા. એ દરમિઆન અફસરે ટેલીફોન કરીને મુસ્તુફા કમાલપાશાની પરવાનગી મંગાવી લીધી. અમે, તેણે ઘણું ના કહ્યું છતાં એક આફૂસ કેરી તેને ખાવા આપી, તે તો ખાઇને ઘણો ખુશી ખુશી થઇ ગયો, અને બોલ્યો " આય શી વસ્તુ છે? ઘણીજ સારી છે!"

"દોસ્ત! એ આફુસ કેરી છે અને એ કેરી ખાવાની મઝાને લીધે તો અંગ્રેજો હિંદમાં ધામા નાખીને પડયા છે! બાકી તેમના દેશમાં તો બટાકા સિવાય બીજું શું પાકે છે?" અમે જમી પરવાર્યા પછી અને નગર જરા છેટો હોવાથી થોડુંક પાણી જે અમારી પાસે હતું તે પીને હાથ ફુરતાએજ લુક્ષીન શહેર તરફ ચાલની પકડી. વળી પાછું યાદ આવ્યું. પેલા ઓફીસરને જઇને કમાલપાશાનો ઘર નંબર પૂછી લીધો, તેણે કહ્યું.

"પણ તમે આટલા મોટા છાપાના પ્રતિનિધિ થઇને પેદલ જશો? પ્રેસીડન્ટનો બંગલો તો અહીંથી ત્રણ માઇલ દૂર છે, તમારી ચાલી ચાલીને હુંસ નીકળી જશે!" અને પછી તેણે પોતાના ઓળખીતા ટેક્ષીવાળાને બોલાવ્યો ને તેના કાનમાં કંઇક કહ્યું. અમે ના છુટકે ટેક્ષીમાં ગોઠવાયા અને સીધા પ્રેસીડન્ટ કમાલપાશાને બંગલે અમને ઉતાર્યા. મેં ખીસ્સામાંથી પાકીટ કાઢવાનો પ્રયત્ન કર્યો; ત્યાં તો ટેક્ષી-વાળો અદબથી બોલ્યો:

"અફસર સાહેબે ના કહ્યું છે, માટે તમારા પૈસા લઇશું નહિ!" ત્યારે અમારા ઈટર પીટર સાહેબ ખુશીથી ચાહ પીવાનાં બે દોઢીઆં તેને આપવા માંડયાં; તે પણ ભલા ડરાઇવરે લીધાં નહિ! અમને અફસરની ઉદારતા અને ડરાઇવરની નમ્રતા પર આશ્ચર્ય લાગ્યું.

"જોયું ખાનદાની આનું નામ? એક આફુસ કેરીના બદલામાં ટેક્ષીનું બીલ પણ ચૂકવવાની ઉદારતા!" મેં કહ્યું.

"ને આપણા હિંદના અફસરા તો વેઠેજ મોટરને પકડે! બીલ કેવું ને ફીસ કેવું ચુકવવાનું ? ઉલ્ટા દંડા ઉગામે !" ઇંટરપીન્ટરે કહ્યું.

પછી અમે કપડાંની ધૂળ ખંખેરીને બરાબર બટન ભેરવીને કમાલપાશાના બંગલાના કંપાઉન્ડમાં દાખલ થયા. તે અત્યારે બ્રિચીસ અને અર્ધી બાંયના ખમીસ સાથે હાથમાં એડીપોલો સ્ટીક ફેરવતાં ને સીટી વગાડતાં પોતાના બંગલાના બગીચામાં આનંદથી ઘૂમી રહ્યા હતા. અમને પોતાની પાસે બોલાવ્યા. અને અંગ્રેજીમાં પૂછ્યું.

"તમે કોણ છો ?"

"અમે મુંબઇના છાપાના પ્રતિનિધિ છીએ" અને પછી અમે તેમને લશ્કરી ઢબે સલામ કરીને તેમના હાથમાં અમારૂં વિઝીટીંગ કાર્ડ, તથા ભલામણ પત્ર આપ્યો. તે વાંચીને તેમણે ઇસલામી ઢબે અમારી સાથે હાથ મુલાકાત કરી જેથી અર્ધા કલાક સુધી અમારાં આગળાં દુખ્યાં ! પછી નોકર પાસે ત્રણ ખુરસીઓ મંગાવી, અને ત્રણ કપ કૉફીનો ઑર્ડર આપ્યો અને હસતા ચહેરે અમારી સાથે વાત આરંભી.

"ચાલો ઇન્ટરવ્યુમાં જે પૂછવું હોય તે જલ્દી પુછો; મારે અડધા કલાકમાં એક નવી શુઝ ફેકટરી ખોલવાની ઓપનીંગ સેરીમની કરવા જવાનું છે."

"વારૂજી, આપની ઉંમર કેટલી છે?"

"૪૫ વરસ."

"એંતાળ થઇ ગયાં છતાં આપને ચશ્મા નથી આવ્યા એ અજબ થવા જેવું છે ! હાં...આં પણ આટલી મોટી ઉમરના થયા છતાં વાંઢા કેમ રહ્યા છો ?" 'વાંઢા' જેવા થર્ડ કલાસ શબ્દ વાપરવા માટે મનમાં મુઝાયો પણ ઇંટર પીન્ટરે તરજુમો કરવામાં ભાષા સુધારી લીધી જેથી વિઘ્ન ન નડયું.

"મેં લગ્ન કર્યાં હતાં પણ છોકરાં છૈયાંની જંજાળમાં પડું તો પછી તુર્કસ્તાનનો ઉદ્ધાર કોણ કરે ? એ વિચારે છુટ છેડા કરી નાખ્યા !"

"પણ હવે કોઈ ભણેલી ગણેલી સુધરેલી તાજી બી. એ. બનેલી ફાંકડી બૈરી તમને પરણવા તૈયાર હોય; તો તમે લગ્ન કરો કે નહિ?"

"નહિ, મેં દેશોદ્ધારના કાર્યમાં મારા સંસાર સુખનું બળિદાન અર્પવાનો નિર્ધાર કર્યો છે!"

"તમને ડેન્સ કરવાનો શોખ છે?"

"હા, પણ તે રંગભૂમિ પર નહિ, રણભુમિ પર! અને તે કોઈ માનવ સહચરી સાથે નહિ; પણ મારી વહાલી શમશેર સાથે!" આટલું બોલતાં તેમણે એવી છટાથી તલવારને બદલે એડીપોલો સ્ટીક ઉઠાવી કે અમે ડરને લીધે કુરસી પરથી ગબડી પડયા! તેમણે ધૂળ ખંખેરીને અમને ઉભા કર્યા, પણ અમારા જેવા બહાદુર હિંદીઓની બહાદૂરીનો આ ટેમ્પો નિહાળને એમનો નોકર કૉરી લઇને આવતો હતો તે હસી પડયો અમે કૉરીને ઇન્સાફ આપવા લાગ્યા, એવામાં મને યાદ આવવાથી અમારા મિત્ર મી. એ. એલ. દાઉદે શોલાપુરથી ખાસ ચેવડો ભેટ તરીકે મોકલાવે; તે કાઢીને થોડો કમાલપાશાને આપ્યો: તેઓ ખાઇને ઘણા ખુશ થયા.

"ઓહહો! તમારા હિંદીઓ આવી ટેસ્ટદાર વસ્તુ જમે છે છતાં ભાજીનું પાણી કાંય?"

"તાંદળજાની ભાજી ઘણી ખાઇએ છીએ તેથી! અને વળી અમને અભણ માતાઓ તરફથી ઘોડીઆમાંથી જ બીકણપણાના સંસ્કારો વારસામાં મળે છે! જરા રડીએ કે "આ હાઉ આવ્યો! ખાઈ જશે આ સિપાઈ આવ્યો! પકડી જશે! આ બાવો આવ્યો ઝાલી જશે!"

"આમ ધમકાવી ધમકાવીને પહેલાંથી અમને પોચા બનાવી દેવામાં આવે છે!"

એવામાં અમારા ઇંટરપીન્ટર જાતે નોકરી વગર 'બેકાર' તો હતાજ જેથી જરા વાત છેડી કે:—

"જો આપ સાહેબ એજન્સીની મંજુરી આપો તો આય આપનો સેવક 'ચેવડા'નું કારખાનું તુર્કસ્તાનમાં ઉભું કરે!"

"નહિ, પરદેશીઓને કારખાનાં કાઢવા દેવાનો અમારે ત્યાં નિયમ નથી, હા તમે એ હુન્નર શીખવો તો તમને મોટા પગારે મેનેજર નીમીએ.'

"ઠીક છે જોઇશ." એમ કહીને ઇંટરપીન્ટર સાહેબે નિસાસો નાખ્યો; કારણ કે એમને પોતાને "ચેવડો" બનાવતાં આવડતું ન હતું. કારણ કે મુંબઈ યુનીવરસીટીએ કોર્સમાં "ચેવડો" કે "ચણા મમરા" ફોડતાં શીખવવાનું દાખલ કર્યું જ નથી! ઇંટરપીંટર સાહેબ વિચારવા લાગ્યા કે "જો હું કૉલેજમાં જઇને બી. એ. બન્યો; તેના કરતાં કોઇ ભાડભુંજાને ત્યાં જઇને ચણા મમરા ફોડતાં કે કોઇ ભૈયા પાસે તાલિમ લઇને 'ચેવડો' બનાવતાં શીખ્યો હોત; તો આજે કેવું કામ લાગત?" તેમણે ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવાની મનમાં ગાંઠ વાળી.

"અરે! સાહેબ આ ચેવડો તો ઠીક છે; પણ જો તમે કાઠિઆવાડી ખમણ ઢોકળાં, ને ભાવનગરી ગાઠીયા ખાઓ; તો બીજું બધું જ ભૂલી જાઓ!" મેં કમાલપાશાને કહ્યું.

"પણ તમે તો ઇન્ટરવ્યુ લેવા આવ્યા છો કે ભાવનગરી ગાંઠીયાની તારીફ કરવા!"

"અરે! ગાંઠીયાને તે તમે કંઈ નાની સુની વસ્તુ સમજો છો? ખુદ મનુ ભગવાન મનુસ્મૃતિમાં એનાં વખાણ કરી ગયા છે!"

"કૃષ્ણજી ગીતામાં ગાંઠીયાનાં ગુણગાન કરી ગયા છે. અરે! હાફેઝ શીરાજીએ પણ હિંદી ગાંઠીયાની તારીફ કરી છે. તથા બોસ્તાનમાં સાદી સાચા પણ ગાંઠીયાને વિસરી ગયા નથી!"

"બસ રહેવા દો એ તમારૂં ગાંઠીયાપુરાણ!"

"વારૂજી, આપના દેશમાં ભિખારીઓની સંખ્યા કેટલી છે?"

"એકે નથી! કારણ કે જેટલા હતા તેટલાને કારખાનામાં કામે લગાડી દીધા છે."

"અપંગ અને ઘરડા ભીખારીઓ પાસે પણ કામ કરાવો છો?"

"હા, તેમને માટે મુસાફરખાનાં ખોલી તેમાં રહેવા ખાવાનો બંદોબસ્ત કર્યો છે. પણ રેંટીઓ તો તેમને દરરોજ ૭ કલાક કાંતવો પડે ખરો!"

"તમારા દેશમાં પીર કેટલા છે?"

"એકે નથી! કારણ કે જેટલા હતા તેમને રૂ અને ઊન પીંજવાના કામે લગાડયા છે!"

"ખરેખર તમે તો પીરના પીંજારા બનાવ્યા! સત્તા જે ન કરે તે ઓછું!"

"અમારા દેશમાં અત્યારે એક પણ નકામું માણસ નથી. પુરાણા દાદાઓને અમે લશ્કરી સરદાર બનાવ્યા છે! ખીસ્સાં કાતરૂઓને છુપી પોલિસનું કામ સોંપ્યું છે, અને મવાલીને ટપાલી બનાવ્યા! લ્યો કહો હવે કોણ રહ્યું?"

"તમારા દેશમાં કલાઇગરા કેટલા છે?"

"એકે નહિ. કારણ કે એલ્યુમીનીયમનાં વાસણો નીકળવાથી તેમનો રોજગાર પડી ભાગતાં તેઓ હવે છાપાંના એડીટર બની ગયા છે!"

"અહો! ત્યારે તો એમજ કહોને કે કલાઇગરામાંથી અહીં સાક્ષર બને છે! અમારા દેશમાં તો નાગરોજ સાક્ષર બની શકે છે કલાઇગરા નહિ! વારૂ, ત્યારે આ હિસાબે તો હજામો પણ આગળ વધ્યાજ હશે?"

"હા, હજામો દિવસે ઇજનેરી કામ કરે ને રાત્રે હજામત!"

"વાહ! વાહ! તમે તો રંગ રાખ્યો! પણ વારૂ, તમારે ત્યાં ઘરડી ડોસીઓની ઘરખાનગી "કુથલી સભા" મળે છે કે?"

"ના, કારણ કે અહીંની ડોસીઓ હિંદી લીડરોની જેમ કુથલી કરવા સારૂ પરવારતી નથી. તેઓ તો પોતાના નાના છોકરાઓને તુર્કોની પુરાણી બહાદુરીની વાતો સંભળાવી વીરતાના પાઠો પઢાવે છે, અને છોકરીઓને ઘરકાર્યનું શિક્ષણ આપે છે."

"અમારા મુલકમાં દારૂ પીને જાદવો માંહોમાંહે લડી પડયા હતા તેવી રીતે તમારી પાર્લામેન્ટમાં જાદવાસ્થળીઓ થાય છે કે?"

"નહિ, કારણ કે અમારા દેશમાં દારૂ–તાડીની સખત બંધી છે."

"પણ પાર્લામેન્ટના સભ્યો માટે અફીણ, કોકીન કે ગાંજો ભાંગ પીવાની તો છુટ હશે?"

"બિલકુલ નહિ."

"એ તો ઘણું ખોટું કહેવાય! કારણ કે નિશો ચઢયા વગર કાયદા–કાનુનમાં બારીક નિરીક્ષણ શી રીતે થાય? અમારા દેશમાં તો મહાન લીડરોમાં પણ કેટલાક ગાંજો ચઢાવે છે; ત્યારેજ રાજદ્વારી વિચારો કલાકની ૬૦ માઇલની સ્પીડથી રજુ કરી શકે છે! ને કેટલાએ મહાન ગણાતા કવિઓને શાએરો પણ ઢીંચ્યા વગર નાટક કે નૉવેલ લખી શકતા નથી! ચાલો એ તો જાણે ઠીક; પણ આપે એકી સાથે ખલીફતુલ મુસ્લેમીન તથા લાલ ટોપીને કેમ પદભ્રષ્ટ કર્યાં?"

"ખલીફતુલ મુસ્લેમીન ગણાય આખા જગતના મુસ્લિમોના, અને તેમનું ભરણપોષણ તથા રક્ષણ એકલું અમારે તુર્કોએ કરવાનું એ કેમ બને? માટે ખલીફાને પદભ્રષ્ટ કર્યા. અને લાલટોપી તો આખા જગતની નજરે બદનામ થતી હતી! જુવોને તમારા દેશમાં પણ કોઇ 'સાદિક' માસિકના 'બેકાર' નામના લેખકે લાલટોપીની ખુબ ધજા બાંધી હતી, તેથી મેં તેને પણ પદભ્રષ્ટ કરી કે પછી દેખવું એ નહિ અને દાઝવું એ નહિ! અને બીજું એ કે એ ડેન્જર સીગ્નલ યાને ભયની નિશાની રૂપ લાલટોપીની નોક જાળવવા તુર્કોઓને સાટ, સાઠ વરસ સુધી પોતાનું લોહી રેડવું પડયું છે. હવે અમે લડાઇથી થાકયા છીએ જેથી એ લાલવાવટાની જરૂર નથી, પણ સલાહના ચિન્હરૂપ ધોળા વાવટાની જરૂર હોવાથી એને દૂર કરી છે. હાં...આ, પણ એ લાલટોપી વિરૂદ્ધ લખનાર બેકાર કોણ છે?"

"તે એક ગાંડો માણસ હતો; જેથી થાણાના મેડ હાઉસમાં તેને સરકારે પુર્યો છે." મેં ભળતોજ ગોળો ફેંકયો અને "જુઠાણું જલ્દી પકડાય આખર જુઠો જન પસ્તાય" એવું ન થાય માટે ઇંટરપ્રીટરને આંખથી ઇશારત કરી ગુરુશંકાને બહાને ઉઠયો, અને કમાલપાશાને પણ ઓપનીંગ સેરીમની માટે જવાનું હોવાથી તે ગયા.

અને અમે નોકર સાથે તેઓ પુનઃ આવે ત્યારે "સલામ" નો સંદેશો પહોંચાડી સીધા સ્ટેશને ગયા. પેલા અફસર સાહેબ મળ્યા. તેમણે ચાહનો આગ્રહ કર્યો એટલે અમે શાના ચૂકીએ! વળી પાછો તેમને પણ વધેલો થોડોક ચેવડો ભેટ આપ્યો. તેઓ ખાઇને ઘણા ખુશી થયા અને ગાર્ડ સાથે વાત કરી વગર ટીકીટે અમને ગાડીમાં ચઢાવતાં બગલગીર થઇ ગાવા લાગ્યા કે—

"જાતે હો કહાં અય જાને જહાં–

અભી દિલતો અમારા ભરાહી નહિ"

ગાડી ઉપડવાથી એમની બીજી લીટી અમે સાંભળી શકયા નહિ, અમે અશ્રુભીની આંખે તેમનાથી જુદા પડયા કારણ કે બગલગીર થતી વખતે તે અફસરના થતાએ એવી જોરથી અમારી છાતી દબાવી હતી કે ચોવસે ચોવાસ પાંસળાં દુઃખી આવ્યાં હતાં.! બસરે ઉતર્યા પછી વહાણમાં બેઠા અને આવ્યા દેશમાં. પછી શું રે થયું તે હું કહેતો નથી!

*

# મુંબઇનો ફરાદ

આલમની આઠ અજાયબીઓ શોધી કાઢીને ભૂગોળ તો અટકી ગઇ પણ નવમી અજાયબી આય આપના સેવકે શોધી કાઢી છે. અને તે અજાયબી વળી કોઇ મનુષ્યની કૃતિ નહિ પણ કુદરતી કારીગરીના નાદર નમુના રૂપ અમારા ફ્રેન્ડ મીસ્ટર કાવસજી તુરીયું છે!

પરમેશ્વર પણ જ્યારે લહેરમાં હોય છે; ત્યારે માણસોને કંઇને કંઇ વધુ પડતી નવાજેસ કર્યા કરે છે કોઇને વધુ પડતું નાક દીએ છે તો કોઇને વધુ પડતા કાન દીએ છે, કોઇને વધુ પડતા ટાંટીયા દીએ છે તો કોઇને વળી વધુ પડતી અક્કલ દીએ છે, પણ આપણા કાવસજીને તો બધું જ વધુ પડતું દીધું હતું!

અમે જયારે સ્કૂલમાં ભણતા હતા; ત્યારે આખા કલાસમાં કાવસજી બધાથી ઉંચો હતો! એ આગલી બેન્ચપર હોય તો પાછળવાળાઓને ગાળોનો કે મગરૂબીઓનો છૂટથી ઉપયોગ કરવો પડતો! એ બિચારાને પાછળવાળાઓના સગવડ સાચવવા ખાતર ખુંધું બેસવું પડતું, એમ રોજની પ્રેકટીસથી તે સહેજ ખુંધો પણ થયો હતો તેમાં વળી અક્કલ પણ વધુ પડતી હોવાથી ટીચરને દરરોજ તરેહતરેહના સવાલો પૂછતો ને સ્મશાન જેવી શાંત કલાસમાં હસાહસ થતી જેનાં થોડાંક સેમ્પલો હું અત્રે રજુ કરૂં છું.

"સાહેબજી, જાને ભૂગોલમાં એમ લખીયુંચ કે અંગરેજના રાજમાં સુરજ આથમતો નથી એ ખોટુંચ; કારનકે, આય આપરા મુંબઇમાં બી અંગરેજનું રાજ છે પછી સુરજ

કામ આથમી જાયચ ? વલી ગુજરાતના ઇતિહાસમાં બી એમ લખીયુંચ કે ભુવરે સુરપારને ફેરવાની તજવીજ કરી પન તે ફુત્યો નહિ ! તો શું તોપોને બંદુકોની કાની માતીરા પન ફુતના હોસે ?"

એક વખતે શિક્ષકે વર્ગમાં સવાલ પૂછયો; "બોલો ઉરાંગ ઉટાંગ ક્યાં થાય છે ?"

એકદમ કાવસજી ઉઠયો અને બોલ્યો : "મુંબઈમાં વિકતોરિયા ગાર્દનમાં સર !"

ક્લાસમાં ખુબ હસાદસ થઇ. એક મીયાં ભાઈના છોકરાએ કહ્યું. "સા'બ, યે ક્લાસમેં બી ઉરાંગ ઉટાંગ હય !"

"ક્યાં છે ?" તેની પાસે બેઠેલા છોકરાએ પૂછ્યું. પેલા મીયાંએ કાવસજી તરફ આંગળી દેખાડી એટલે શિક્ષક સહિત છોકરાઓ ખૂબ હસ્યા.

"ભણવામાં નથી સાર
ખરે એ નવરાના ધંધા !"

એવી માન્યતા કાવસજની હોવાથી ભણવાની માથાકૂટ પડતી મૂકી. કારણ કે થડ ઉપરથી ડાળાં ઉપર ચદતાં એ ચાર વખત પાછો પડયો એટલે કે થર્ડ સ્ટાન્ડર્ડમાંથી ફોર્થમાં જતાં એને ચાર વખત નાપાસ યાને નાસીપાસ થવું પડયું ! તેથી કંટાળો આવ્યો અને ભણતર તરફ એને વૈરાગ્ય ઉત્પન્ન થયો ! સીનેમામાં ડોરકીપર તરીકે ધંધે વળગ્યો. જ્યારે કલકત્તાની પ્રખ્યાત માદન કંપનીએ 'શીરીં-ફરહાદ'ની ફીલ્મ ઉતારવા માંડી, ત્યારે કાવસજીએ તો એમજ ધારેલું કે 'ફરહાદની ધેરવાલીએ જરા વધુ છાંતા પાની લીધું હોસે ને બિચારો ફરહાદ રવરો રઝલીને મોરેથી ધેર આવીયો હોસે ને બારના ખૂબ ખખરાવ્યાં હોસે પન બૈરૂં સુઇજ રીયું હોસે જેથી ફરહાદને પરોસમાંથી સીરી (સીડી) લાવવી પરી હોસે, અને તે સીરી ઉપર ચઢીને ઉપલી બારીએથી ધેરમાં ગયો હોસે તેની આય ફીલમ હોસે!' પણ જ્યારે એણે ફીલ્મ જોઇ ત્યારે એને સમજાયું કે નહિ આય તો 'લવ'ની કીસ્સા કહાની છે! અને ત્યાર પછી ફરહાદની

કાની લવ કરી જગજાહેર થવાનો મનમાં ઇરાદો કરી લીધો. કાવસજીનો ઇરાદો કોઇથી રોકી શકાય નહિ એવો હતો. અમને તો નાનપણથીજ એની કાર્યસાધક પદ્ધતિ અને દૃઢ મનની સ્કૂલ લાઇફમાંથીજ ખાત્રી થએલી હતી.

ખીસ્સામાં એક પાઇ પણ ન હોય છતાં ભૈયા પાસેથી ચેવડો પડાવવો હોય, તો કાવસજી કોઇ છોકરા સાથે અમસ્તો લડી પડતો, અને લડતો લડતો ભૈયાની છાબડી તરફ અથડાતો. ભૈયાજી પોતાની છાબડીને બચાવવા લડનાર છોકરાઓને છોડાવવા પ્રયત્ન કરે એટલે બીજા છોકરાને કાવસજીએ શીખવી રાખ્યું હોય તે પોસ ભરીને નાસે ! આ રીતે નાનપણથીજ પોતાનું કાર્ય એ ગમે તે રીતે પુરૂં કરતો જેથી એનો ફરહાદ બની જવાનો ઇરાદો પણ એ પૂર્ણ કરે તો નવાઇ નહિ !

ફરહાદ બનવાનો મેનિયા લાગ્યા પછી, કાવસજી કોઇ શીરીંની શોધમાં નીકળ્યો. તે પાલવા બંદર પર ગયો, અને જે કોઈ પારસી બાનુ નજરે પડે તેને પૂછી જોતો : " શું આપનું નામ શીરીન છે ? "

પેલી બાઇ એના મોઢા સામું તાકીને જોતી પછી હસીને ચાલી જતી. કોઇ વળી એમ કહેતી કે " મુવો હાફમૅદ છે કે શું ? "

પણ એક તોફાની છોકરીએ કાવસજીને જરા ક્રોસ કરવા માંડયો: " હાજી, મારૂં નામ શીરીન છે. તમુંને શીરીનના નામ સાથે શું કામ છે ? "

" દીયર, બે અદબીની માફી ચાહુંછ ! હું ફરહાદ પોતેછ અને શીરીનની શોધમાં નીકલાયોછ ! તમો મલી ગયાં એ માતે ખુદાનો સુકરાના ગુજારૂંચ અને પોતાના લવર તરીકે મને કબૂલ કરશો એવી આશા રાખુંચ ! " કાવસજીએ ગળગળા થઇને ઘુંટણીએ પડતાં પોતાના પ્યારનો પહેલો સીન રજુ કર્યો.

" કાંઇ વધુ પરતાં છાંતા પાની લીધાંચ દેખું ! આસક પરનારનાં કોઠાં જોવાં હોય તો ? કોઇ આસકના બૂટની પાલીસ કરો પછી આસક બનતાં સીખસો ! ઘેરમાં કોઇ તમારી સગી ના ઉતી તે આમ પારકી પોરીઓ ઉપર આસક પરવા નીકલી પરીયા મરેરે ? હું આસક

પરતો! બસ્તેગીયો તારાં કોહાં પર કાગરા પરે!" છોકરીએ કાવસજીને ઉધડો લીધો

"માય દીયર, સીરીન! મને આમ ગાળોથી ના નવાજ! હું ખરા જીગરથી આસક પરવાનો ઇરાદો કરીને જ ઘેરમાંથી નીકલીયોચ. માતે તને કરગરીને કેઉંચ કે મારો લવ કબૂલ કર!" તેની સાડીથી પોતાનાં બનાવટી આંસુ લૂછતાં લૂછતાં કાવસજીએ કહ્યું.

"મેર મુવા પાગલ, મારી બસ્સો રૂપિયાની સારી બગારી! જા, દૂર થા!" કહી એક થપ્પડ મારી ને ચાલતી થઈ અને ફરહાદ કાવસ પોતાનો ગાલ પંપાળતો બોઘાની પેઠે ત્યાંજ ઉભો રહ્યો

"એક તમાચો ખાવો પરીયો એમાં સું વિસાત? અસલ ફરેહાદને તો બિચારાને આખો પહાર તોરવો પરેલો! પન, એ તો ગઇ!...પાલના બંદરપર વિજલી ચમકીને ચાલી ગઈ!"

"પાછું ફરી જોયા વિના જકરી લીધો જંજીરથી;
બારી નજર નાખી નહિ તો પન વિંધાયો તીરથી!"

"એ...ગઈ......એ ગઇ છતાં, એની છબી, આવે નજરમાં!" અરે! પન એની છબી તો નજરમાં જ રહી ગઇ. જો ખીસ્સામાં રહી ગઈ હોત તો કામ લાગત! ચાલો હવે તો છબીને બદલે તપખીરના દાબલીથીજ દેમાગને રોસન કરીએ."

(ખીસામાંથી ડબ્બી કાઢી તપખીર સુંઘતાં વિચારે છે)

"એ પોતાનું એડ્રેસ બી નથી આપતી ગઈ તો હવે સોધ સી રીતે કરવી?" આ પ્રકારના વિચારમાં ને વિચારમાં કાવસ પોતાની રૂમપર ગયો. આખી રાત શીરીનના ગમમાં બીછાનામાં આળોટતો રહ્યો પણ ઉંઘ ન આવી. સવારમાં ઉઠીને દાદરપર ઉતરી રહ્યો હતો તેવામાં ત્રીજા માળાપર રહેનાર બમનજી બતકાંવાલાની પોરી સામે મળી. તેનું નામ શીરીન હતું એ કાવસજીને યાદ આવ્યું; એટલે કાવસજીએ તેના તરફ નજર ઠેરવી. તેણે મનમાં વિચાર્યું કે: "આય ઠીક પરસે. એકજ બીલ્ડિંગમાં રહેચ તેથી તેને મેલવતાં વાર પન નહિ

લાગે.” જલ્દી જલ્દી બજારમાં ગયો. નાસ્તાપાણીથી પરવારીને રૂમમાં આવી તેણે ‘લવ લેટર’ લખી કાઢ્યો, અને માળામાંના એક છોકરાને બે પૈસા આપવા કરી ત્રીજા માળવાળા બમનજી બતકવાલાની છોકરી શીરીનને હાથોહાથ પહોંચાડવાની તાકીદ આપી મોકલ્યો.

છોકરાએ જઇને કાગળ શીરીનને આપ્યો. તે વખતે તેનો બાપ બમનજી પણ પાસે બેસીને ચાહ પી રહ્યો હતો.

“કોન્નો કાગર છે. સીરૂ દીકરા?” તેણે પૂછ્યું.

“પપ્પા, વાચ્યા વગર સું જનાય? પન અકસરતો ઘનાજ સોજ્જા દેખાયચ. જુઓ, વાંચી સમજાવું‘ચ.”

“ડીયર સીરીન...” તેને આગળ વાંચતી અટકાવીને, ચાહનો કપ જમીન પર પટકી બમનજી રૂસ્તમની અદાથી પગ ઠોકીને બોલ્યો.

“હેં......એં! ડીયર! અને તે મારી શીરીનને માતે લખનાર કોન માયનો પૂત આ ધરતીમાં પાકયોચ?”

“પપ્પાજી, ગરમ ના થાઓ, જરા કાગર પૂરો સમજો તો ખરા?” શીરીને કહ્યું.

“થીક છે, ચાલ આગર વાંચ જોઉં એ મારા દીકરાએ સું બારીયું‘ચતે!”

શીરીન આગળ વાંચવા લાગી.

“.........હું નકલી ફરહાદ આજે સ્ટા. ટા. ૮॥ વાગેથી તારા પર એકાએક દાદર પરથી ઉતરતાં આસક પરી ગયોચ. ગોયા એમ સમજ કે તારા લવમાં લાચાર બની ગયોચ! માઇ સ્વીતી! (મારી મધુરી) તારી રજા વગર હું તારી ઉપર આસક પરી ગયોચ તે માતે આય એમ વૅરી સૉરી! (હું ઘણો દિલગીર છું) કારન કે લવ યાને પ્રેમનાં ઘનાંય પોથાં ઉચકી જોયાં તેમાં એકે થેકાને એવું લખીયું નથી કે આસકો પોતાની માસુકની રજા લઇને પછીજ આસક પરે! હું પન એક ખાનદાની આસક હોવાથી આસકોના એ પુરાના રેવાજને બન્ને હાથે વલગી રહ્યો છેઉં. તું જાનેચ કે હું અસલ યાનેઓરીજીનલ

ફરહાદ કરતાં કોઈ રીતે પાછો પરૂં એમ નથી. તું કદાચ મારા ઉપર બદનક્ષીનો કેસ કરીસ; તો ભલે જેલમાં જઇસ પન તારો પ્યાર મારા દિલમાંથી જરાય પન ઓછો થવાનો નથી. જુના જમાનામાં થઇ ગયેલા સધરા આસકોમાં 'વીન' આવવાનો મારો વિચાર છે. માતે મારી સમજદાર સીરીન તું પન મારા આ ભલા વિચારને મલતી થજે અને આ તારા સાચ્ચા આસકને નાઉમેદ ના કરતી. નહિ તો મારે ઍકૂએનો દરીયો પુરવો પરસે. તારા જવાબની રાહ જોતો ભોંયતલીયે પાંચ નંબરના રૂમમાં હું ઉભો છું માતે વેલાસર જવાબ આપી આ તારા જલ્તાજીગર આસકને થંદો કુલ્ફી જેવો બનાવી દે!

લી. હું છું તારો ઉમેદવાર
કાવસ ઉર્ફે ફરહાદ."

કાગળ વંચાઈ રહેતાંજ બમનજીનએતો હાથમાં બાંયુ લીધો અને કાવસજીની ધૂળ ખંખેરવા તે નીચે ઉતરવા બાંયો ચઢાવી કમર કસીને પેંતરો ભરવા લાગ્યો, પણ શીરીને તેને રોક્યો.

"પપ્પા ઉતાવલા ન થાવ! એ આસક પરતા માતીરાને અહીં બોલાવીએ અને એવું કામ સોંપીએ કે આસક પરવાનું ભૂલી જાય!"

કેટલીક સમજાવટ પછી બમનજી શીરીનના મતને મળતો થયો અને શીરીને એક પત્ર તરતજ લખી કાઢયો.

"દીયર ફરહાદ! આપનો પ્યારથી છલાછલ ભરેલો લૅટર વાંચી હું ઘન્નીજ ખુશ થઇ છેઉં. હું પન કોઇ ફરહાદનીજ યાદમાં ઉતી તેવામાં ખોદાયજીની મહેરબાનીથી તમારો લવ-લૅતર મલીયો. ભલે, તમારા લખાનને માન આપી હું તમુંને ઇજન દેઉંચકે આવ કાગર વાંચીને તરત ઉપરના માલામાં મારી રૂમમાં આવીને મલો. મારા પપ્પા તમુંને ધોલઝાપત કરશે નહિ તેની હું ગેરંતી આપુંચ. લી૦ હું છું આપની સ્વીટી શીરીન."

કાગળ તેજ છોકરાની સાથે કાવસજીની રૂમમાં પહોંચાડયો. વાંચીને તરત કાવસજી તો કોટ, પાટલૂન, કૉલર, નૅકટાઇ ચઢાવીને

હાથમાં હૅટ ઝાલીને ધમધમ કરતો ઉપર ચઢી ગયો. નમી નમીને બમનજીને સલામ તથા શીરીન સાથે શેકહેન્ડ કરી. બમનજી કંઇ બહાનું કાઢી અંદરના ઓરડામાં ચાલ્યો ગયો. હવે ફરહાદ જરા ટટ્ટાર થયો, અને શીરીન તરફ પ્યારના શબ્દબાણો છોડવાની તૈયારી કરવા લાગ્યો.

"ડીયર, શીરીન! આમ મુંગા ઢોરની કાની કીયાં સુધી ઉભી રહીશ? તારા ગુલાબજાંબુ જેવા હોઠોને, તકલીફ લઇ, લવનાં રસ ગુલ્લાં કયારે ખવરાવીશ? શીરીન! પ્યારી શીરીન! ખરેખર સમર વેકેશનના ફુરસદના વખતે મહાબલેસરના કોઈ બંગલામાં બેસીને ખોદાયજીએ તારો બ્યૂટીફુલ ચહેરો બનાવીયો હોસે!

"હકને ઐસી ચાંદસી સૂરત બનાઈ આપકી;
હું દિલોજાંસે મૈં શયદા, કસ્મ તેરે બાપકી!
ખૂબ હોગી જોડી દેખો, બિચ્છુકી ઔર સાપકી;
કુચ્છ નહીં આશિકકો પરવા, પુન્યકી યા પાપકી.
મસ્ત ઇન્સાંકો કયા પરવા તબેલેકી ઔર થાપકી;
હે યેહ એન્જીનકો ઝુરૂરત થોડીસી કુચ્છ ભાપકી!

હવે શીરીને ફાટેલા દાડમની જેમ પોતાના લાંબા દાંત દેખાડ્યા; "લ્યો, તમે તો સાએર પન છેઓને શું? અરે! હું ઓવરઈ જાઉંરે તમારી અક્કલપર!"

"અરે! હજુર તમે મારા ભાસનો સમજસો ત્યારે તો ચસ્કી જસો! આય, ઉર્દુ સાએરી તો અમારે વંસપરંપરાથી, ખજુરાં પરથી તારી ઉતરે એમ, ઉતરી આવેલીચ! અમારા બપ્પાવાના બપ્પાવાના બપ્પાવા જામાસજી જંપર કવિ ફિરદોસીના ઉસ્તાદ થાયચ. ગિરનાર પર અસોકે કોતરાવેલા લેખની નીચે આય બાબતનો લેખ કોતરાવેલોચ!"

"ડીયર ફરહાદ, આમ ભોંદો મારવો છોરી દઇ ને કોઈ લવની ગોફતેગો કરો."

"ઓહ, માઈ સ્વીતી! લવને માતે તો આય બંદો ધરતીપર આવીયોચ!"

"ઈશ્કકે બંદે હૈં હમ મઝહબ હમારા પ્યાર હય;
ઈશ્કકે ખાતિર હમ બેવરા પીનેકો ભી તૈયાર હય."

"આય દારૂનું પીથું સમજીને દોરી આયાચ કે સું ?"

"દીયર શીરીન! માસુકનું ઘેર ને દારૂનું પીથું એમાં કાંઈ ફેર નથી! કારન કે, માસુકના ઇસકનો કેફ દારૂના ઘેન કરતાં કોઇ દરજ્જે ઉતરે એમ નથી! ગુલીસ્તાનમાં પન સેખસાદી ચાચા ફરમાવેચ કે:-

"દિલમઝ ફિરાક ખુંસુદ તું ફિરાદ દીદાબાસી.
એ પ્રેમના પંખીરા તું હરદ્વાર જાય કે કાસી?
છે ઇશ્કના અંધા તે નહિ સમજે માય કે માસી;
છાકતાની કાની, પ્રેમીની અક્કલબી જાય નાસી!"

"દીયર, ખરેખર તમારી કવિતા સમજીને તો ફીરદોસી, સેખસાદી, ને ઓમર ખય્યામ પન પોતાની કબરમાં ખૂશ થઇ ગીયા હોસે! હુંબી ખુસ ખુસ થઇ જાઉંચ: પન આય તમારૂં બગલાની ચાંચ જેવું લાબું નાક આપરા લવમાં, કબાબમાં હારકાની કાની, આરૂં આવેચ!"

"શીરીનમાઇ, તમે તમારા દાંતબી આઇનામાં જોયાચ કે નંઈ? જાઓ પેલા આઇનામાં જોઇ લેવ; પછી મારા નાકની ફરિયાદ કરો. યેહ તો 'જૈસે કો મિલે તૈસા!' તમારા જેવી સીરીન માતેજ ખોદાયજીએ મારા જેવો ફરહાદ પેદા કરીયો હોસે! માતે હવે આય તમારા આસકને વધારે ના તલપાવો!"

શીરીને ફરહાદ તરફથી પોતાનુ મોઢું ફેરવી લીધું અને ગાવા માંડયું:—

"મારી સામે ન જોસો જરાય, નજર મને લાગે રે;
તમારૂં મોન્નું જોતાં કંતાલો થાય, પ્રેમ નહિ જાગે રે!"

હવે ફરહાદ ગાયનમાં જ જવાબ દેવા લાગ્યો:—

"પ્રેમ કરવામાં કહો નુકશાન થાશે આપનું;
હા કહેવામાં લુંટાએ, શું તમારા બાપનું?"

"એય, કેમ આગર વધીયો કે? દીકરીને બદલે બાપ વેર પહોંચી ગીયો! ઉભો રહે તું આસકનો થતો!" એમ કહીને બમનજીએ

તો અંદરના ઓરડામાંથી બહાર આવી કાવસજીને બોચીમાંથી પકડયો. કાવસજી તો કંપવા લાગ્યો!

"બપ્પાવા, પન આય બોચ્યું છોરી દેવને! જેંતલમેન માનસ ઓને આમ સું કરોચ? પોતાના ઘેર જમાઈનું આવું અપમાન!"

"કેમ તારી પાવલી પરી ગઈચ કે સું?" બમનજી વધુ તપ્યો. "તું વરી મારો જમાઇ કેવારનો થાયો? દીકરા આય જરા બોચ્યું પકરીયું એતલામાં તો લેવતાની કાની તરફરવા લાગી ગીયાને આસક પરવા નીકલીયાચ! અસલ ફરહાદને તો મોતની બી બીક ના ઉતી ને તું તો પીંપલાના પત્તાની કાની ધરૂજી રીયોચ!"

"તમારા જેવા બાવલની ગાંઠ જેવા અરીમ ધરીમ ઇન્સાન પાસે મારૂં સું ગજું?"

"હા દીકરા, પન તમે ફરહદ બનવાને મેદાને પરીયાચ તો ફરહાદ જેવું કંઇ કામ કરી દેખારસો?"

"હજી, આય સેવક પોતાનો જાન બી દેવાને તૈયાર છે!"

"તારો જાન લઇને મારે ફાંસીએ નથી જાનું! પન જો આય સીરીન કે'ય તે સરત કબુલ હોય તો તારા લગન એની સાથે કરાવી આપું."

"કબુલ છે!"

"તો જુઓ," શીરીને પોતાની શરત રજુ કરી.

"અસલ ફરહાદે પહાર ખોદીને નહેર તૈયાર કરી ઉતી તેવૂં કામ તો તમે સું તમારા બપ્પાવાના બપ્પાવા આવે તો એ બને એમ નથી; જેથી તમારાથી બને બની સકે એવું આસાન કામ સોંપુંચ. નીચે બોંયતલીયેના નલપરથી રોજ વપરાય એતલું દસ બાર માતલાં પાની તમારે માથે માતલું મૂકીને ભરી લાવવું. આમ એક મહિના સુધી કરી બતાવસો ત્યારે તમારા કેસપર વિચાર કરવામાં આવસે."

"અરે! પન હું તે તમારો કોઈ ઘાટી કે નોકર છેઉં તે આવું કામ કરૂં? આ કામ સોંપતા પહેલાં મારા પોઝીસનનો પન વિચાર કરીયો કે નંઈ!"

"ખરા આસકોને પોઝીસનની પરવા હોતી નથી!"

"અરે! સું વાત કરોચ? અસલ ફરહાદ આય વીસમી સદીમાં હોત, તો તે બી આવું પાની ભરવાનું તો ના જ કબુલ કરત!"

"આટલી નજીવી સરત કબુલ થતી નથી, તો બીજી આથીએ અઘરી સરતો કબુલ સી રીતે કરસો? જાઓ ફરહાદ સાહેબ, તમે આસક થયાં અને ઘોડ્યું બાપનું કપાલ! જાઓ થંદું પાની પીને સુઈ જાવ!"

"પન હું જાનું તો ખરો કે બીજી સરત કઇ મુકોચ?"

"અસલ ફરહાદે તો પહાર તોર્યો ઉતો; પન જાઓને તમને છેક નંઈ જેવું કામ સોંપુંચ. જાઓ વખારમાંથી એક કોયલાનો બસ્તો ઉથાવી લાવો."

"હેં......એં! સું મને હેલપાતીવાલો ધારીયો? "આસક હુવે હેં હમ તેરે, નોકર તો નહીં હેં!"

"આટલું બી નથી થતું; ત્યારે તમે સું ધાર મારવાના ઉતા?"

"કાલે ઉથીને તમે તો કેવકે મારા બુટની પાલીસ કર! ચાર પગે ઘોરો બનીને મને આખા મુંબઇમાં ફેરવ! તો સું આય બનવા-જોગ બાબત કહેવાય?"

હવે બમનજી પાછો વચ્ચે ટપકી પડયો.

"ત્યારે કોન તારો બાપ તને ઝાલવા આવેલો કે દીકરા તું આસક પરવા ચાલ? બે ચાર કરીઓ ગાયનની અંઇસી તંઇસી તફરાવીને પારકી પોરીને પતાવી ફોસલાવી ફરહાદ બનીને મેદાને પરીયાચ! તારાં જેવાં બેજાના ચરકેલ પોરીયા તો ફરહાદની કબરપર છ મહીના આલોતે તો બી દહારો ના વલે!"

"સીરીન! દીયર! હું તને છેલ્લીવાર કરગરીને કેઉંચ કે જો મારા પ્યારને આ પરમાને ઠોકરે મારસે, તો હું ઝેર ખાઇને મરસ?"

"તો બેસક અસલ ફરહાદની કાની મર્યા પછી સીરીનને તારી સાથે કબરમાં સુવારસ; પન જીવતા જીવત જો સીરીન મેલવવી હોય તો ફરહાદની લાયકાત પેદા કર." પાછો બમનજી બોલ્યો.

"સીરીન તું કેમ બોલતી નથી?"

"મારા પપ્પા બોલેચ તે થેરૂંચ તે પાછી હું બોલું? આસક પરવું હોય તો લાયકીના સર્તિફીકેત લઇને હાજર થાઓ."

"પન, આસક બનાવવાની એકબી કૉલેજ મુંબઈમાં નથી; પછી સર્તિફીકેત કયાંથી લાવું?"

"અમારી તરન સરતો કબુલ કરો એજ તમારી લાયકીનું સર્તિફીકેત!"

"બે સરત તો જાને મારા સવમાનનો ભંગ કરે તેવીચ તેથી કબુલ કરતાં જીવ ચાલતો નથી. પન સમજાવો જોઉં તમારી ત્રીજી સરત સું છે?"

"એક મહીના સુધી વાસન માંજવાં અને ઘેરમાંથી ઝારૂ કા'રવી."

"આવી થર્દ કલાસ સરતો તો આ દુનિયાં સરજાઈ ત્યારવેરથી આજ દિન સુધી કોઈ પન માસુકે રજુ કરી હોય એવું કોઇબી લવની હીસ્તરીમાં લખ્યું નથી!"

"પન તમારા જેવા ફોર્થ કલાસ આસકોને માતે તો આ સરતો બીલકુલ ફીત છે!" બમનજીએ પાછું વચ્ચે પડતું મૂક્યું.

"થીક છે, ચોવીસ કલાક વિચાર કરી જોવસ."

"ભલે ચોવીસ કલાક વિચાર કરીને પછી જવાબ દે પન જો સરત કબુલ કરીસ તો થીક છે નહિ તો પારકી પોરીને ફોસલાવવાનો કેસ કરસ અને તારાં હારકાં ખોખરાં કરસ તે જુદાં! જા, હાલ રજા દઉંચ પન કાલે પાછો જવાબ દેવા હાજર થાય તેના બદલામાં આય તારૂં રીસ્તવૉચ આપી જા. હાજર થઇસ તો પાછું મલસે."

"પન બાવાજી, એ તો હું મારા એક ફ્રેંદ પાસેથી માંગીને લાવીયોચ."

"તે મારે સું? તમારા હરખાઓ ફૂનરાં જેવા આસકને એતલીબી નસીયત ન હોય?"

"હાય! અફસોસ! સીરીન હું જાઉચ! જાઉચ!" પોણોસો રૂપિયાનું ઘડીયાળજ ફકત કાવસજી પાસે જમીન જાગીર જે ગણો તે તેમાં હતું. તે આમ ગયું જેથી દિલગીર થતો ચાલ્યો ગયો.

શરતો કબુલ થાય એવીજ નો'તી અને બમન જેવો દાદો માણસ ઘડીયાળ પાછી આપે એની પણ ખાત્રી શી? આ કારણથી આપણો કાવસ ઉર્ફે નકલી ફરહાદ રાતોરાત બીસ્તરો બાંધીને બીજે ક્યાંક રહેવા ચાલ્યો ગયો. સવારમાં ત્રણ માસના ચઢેલા ભાડા માટે ચાલીના માલિક ફરદુનજી ફરફરીયાએ પોક મૂકી; ત્યારે ત્રીજા માળની બારીમાંથી શીરીને જોયું અને તેણે એ વિષેની પોતાના બાપ બમનજીને વાત કરી. બમનજીતો એ સાંભળીને બેપરવાઈથી હસવા લાગ્યો; ત્યારે શીરીન ગમગીન બની બેઠી હતી; બે ત્રણ જગાએ માગાં થયાં હતાં છતાં બમનજીની નફટાઈ તથા શીરીનના લાંબા દાંત ને શિઆળ જેવું લાંબું ડાચું હોવાને લીધે ચોકઠું બેઠું ન હતું! હવે જ્યારે કાવસજી જેવો ફરહાદ ફરી નીકળીને આપોઆપ ઘેર આવ્યો ત્યારે બમનજીએ તેને ખેરવી કાઢ્યો. ભાઈને કોઈ દે એમ ન હતું ને બાઈને કોઈ લે એવું ન હતું, જેથી આ જુગતની જોડી જામતાં સહેજમાં અટકી ગઈ!

શીરીને બમનજીને કરગરીને કહ્યું; "વહાલા પેદર, તરન ચાર બેકાનેથી મારાં કિસ્મત ફુટી ગયાં પછી આય બિચારો ચાલી ચલવીને આવીયો તેને નાઉમેદ કાંય કરીયો? બિચારો સીનેમામાં દોરકીપર છે જેથી તમુને બી તો મફત સીનેમા જોવાનું મલતે."

"ત્યારે તારે પહેલેથી કહેવું ઉતું ને કે મારે એની સાથે અદરાઈ જવુંચ? હું શું જાનું કે તું બી તેને ચાહેચ? ચાલો, હવે ચાર પાંચ દિવસમાં તો તેને મુંબઈના બધા સીનેમાઓમાં ચક્કર લગાવીને હું સોધી કારીસ. પછી છે કાંઈ? પન પેલો માલાવાલો એના નામની પોક પારેચ તે સરૂજ? એવા ચીનના સાહુકાર સાથે અદરાઈને સું સુખી થઈસ?"

"બાવાજી, તમે પન છ માસ થીયાં અનાજ વાલાના ને ઘેર ભારાવાલાના પૈસા કયાં ચુકવીયાચ?"

"હું સમજુંચ! સીરીન બધું સમજુંચ! કાલના છાપામાં જાહેર ખબર છપાવીને તારા ફરહાદને બોલાવસ."

બમનજીએ પણ પોતાના મનમાં વિચાર્યું કે છોકરી જુવાન થઇ છે અને ગરીબાઇને લીધે કોઇ સારા ઘરનો છોકરો તેને પસંદ કરે તેમ નથી. બીજે દિવસે તેણે છાપામાં નીચે મુજબ જાહેર ખબર છપાવી.

"તાકીદે હાજર થાઓ!

નકલી ફરહાદને માલમ થાય કે તારા ગુમ થવાથી શીરીનને ઘણો ગમ થયોચ. માતે તે ગમ દૂર કરવા હાથમાં લીધેલું કામ પરતું મૂકીને તાકીદે હાજર થાઓ. લી. તેનો બાપ."

ફરહાદ ઉર્ફે કાવસજી એક થર્ડ કલાસ હોટલમાં સાંજનું ખાણું લઇ રહ્યો હતો, તેવામાં તેની પાસેના ટેબલપર બેઠેલા બે મીયાંઓ એક છાપામાંની ઉપલી જાહેર ખબર વાંચીને હસતા હતા. એકે બીજાને કહ્યું:

"બમ્બઇભી કોઇ અજબ શહેર હય! દેખો, યે કોઇ નકલી ફરહાદ કે ગુમ હોનેસે શીરીં ગમમે ગિરફતાર હય!"

"હાં...યાર." બીજાએ કહ્યું "કોઇ અજબ ઉલ્લૂ હોના ચાહિયે"

એ વાત તરફ આપણા વાર્તાના નાયક કાવસજીનું લક્ષ ગયું. તેમની સામે થોડીવાર સુધી જોયા પછી કહ્યું: "જરા મહેરબાની કરીને છાપું દેખાડસો?"

પેલાઓએ છાપું આપ્યું. બમનજીએ છપાવેલી જાહેર ખબર વાંચતાંજ તે એટલા બધા ઉમંગથાં આવી ગયો કે બે ત્રણ પ્લેટ તથા પાણીના ગ્લાસ વગેરે ટેબલપરથી ભોંયપર નાખી દઇને હોટેલની બહાર દોડયો. હોટેલમાં બેઠેલા તેની રીતભાત જોઇને આશ્ચર્ય પામ્યા, અને પોતપોતામાં વાતો કરવા લાગ્યા. "કોઇ હાફમૅડ જેવો લાગે છે" હોટેલના માલિકે જમણના તથા કરેલા નુકસાનના પૈસા માગવા માટે પોતાના નોકરને પછવાડે દોડાવ્યો. આગળ ખરડાએલા હાથે દોડતો

ફરહાદ અને પાછળ હોટલના બૉયને દોડતો જોઇને રસ્તે જતા લોકો હસવા લાગ્યા. અંતે પાછળ પડેલા બૉયની નજર ચૂકવીને ફરહાદ બમનજીને ઘેર પહોંચ્યો, અને હાંફણ ચઢી જવાથી આરામ ખુરસીમાં પડયો. પણ પેલો વેઇટર (બૉય) પણ પુરેપુરો ચાલાક હતો. તે પોતાનું નિશાન ચૂક્યા વગર કાવસની પછવાડે છુપાતો છુપાતો ચાલતો હતો. કાવસજીના બેઠા પછી તરતજ તેણે તેનો હાથ પકડી લીધો !

"તું વરી કોન મુવોચ ? કાવસજીનો કોત શા સારૂ ખેંચેછ ? તે ફાતી જાસે તો પૈસા ભરવા પરસે" શીરીને પેલા બૉયને કહ્યું.

"બાઈ, યેહકોઇ પાગલ આદમી હય; હોટલસે બરતન તોડકર બીલ દીએ બગેર ભાગ આયા હય." ખુલાસો કર્યો.

એટલામાં ફરહાદનો દમ જરા હેઠો બેસતાં તે બોલ્યો: "તુંમારા બાપ પાગલ ! પાગલ કિસકો કહેતા હૈ ! હમકો અર્જન્ટ કામ થા તો હમ ચલા આયા ? તુમારે શેઠકો હમારે જૈસા જેન્તલમેન ઘરાકકા ઇતનાભી ભરોસા નહીં હય; કે તુમકો હમારે પીછાડી દોરાયા ? મુંબઇના હોતલવારાઓબી જબરા દુકાલીયા દેખું ! લે ચાલ હવે ભસી મર કે તારૂં કેટલા પૈસાનું બીલ છે ?"

"શેઠ, ખાનેકા બીલ બારા આના હય ઔર બરતન તોડે ઉસકા સવા રૂપયા. તો દો રૂપીયા લાઓ."

"ખાવાનું તો અર્ધું બાકી ઉતું માતે હાફ ચારજ આપસ અને વાસન તો આપો આપ એકસીદંત થવાથી ભાંગી ગીયાં તેના પૈસા સાનો માગેચ ?"

ખૂબ રકઝકને અંતે શીરીનના ચહેરાપર કંટાળો દેખાવાથી ફરહાદે પોતાની માશુક પોતાને કંજુસ ન ધારી લે એ હેતુથી એક રૂપિયો આપીને વેઇટરને પતાવવા માંડયો, પણ તે તો દોઢને જ વળગ્યો જેથી બમનજીએ વચ્ચે પડી સવા રૂપિયામાં પતાવ્યું. બોય પૈસા લઇ ચાલતો થઇ ગયો.

"૭ માસમાં તમારી લાયકી સાબિત કરો પછી શીરીનની શાદી તમારી સાથે નક્કી કરી દઉં" બમનજીએ કહ્યું.

"પાછી લાયકાતની વાત આગલ આવી!" ફરહાદે મુંઝઇને કહ્યું. તે પરથી બમનજીએ ખુલાસો કર્યો.

લાયકાત એટલે જાને બીજું કંઇ નંઇ પન ૭ માસમાં સારી જેવી રકમ બેન્કમાં જમા કરાવી મને બેન્કની પાસ-બુક દેખારો એટલે સીરીન તમારી સમજો. આય રીસ્ત વૉચ બી શાદીને દિવસે તમુને પ્રેઝન્ત તરીકે આપસ!"

"કબુલ છે, હજાર જાનથી કબુલ છે! મારી સીરીનની ખાતર છેલ્લે બીજું કંઇ નંઇ બને તો સીનેમા જોવા આવનારનાં ખીસ્સાં તપાસીને પન બેન્કમાં કંઇબી જમા કરીને ૭ માસ પછી આવે છે! આવે છે! તમારે આંગને ધામધુમથી વરઘોરો લઇને આય તમારો નાચીઝ તાબેદાર, ખબરદાર, હોશિયાર કાવસજી ઉર્ફે ફરહાદ! આય બાબત તમારાં ભેજાંમાં નોંધી રાખસોજી!

"બાદ મુદત કે નવેદ વસ્લે યાર આને કો હે,
માય દીયર સીરીન કે વાસ્તે ક્રતબી લાનેકો હે;
સારીને બ્લાઉઝકા ઓર્દર કાપરીયાકે ઘર જાનેકે હે,
તારી ને ભુંજેલા બુમલા દીનરપાર્તીમેં ભાનેકો હે;

આજની આ ખુશાલીમાં બીજું કંઇ તો તૈયાર ન હતું; જેથી વાસી ગંડેરી કબાટમાંથી કાઢીને બમનજીએ શીરીનને રજુ કરવાનો ઑર્ડર કર્યો. પછી બધાં મોઢું મીઠું કરીને વિખૂટાં પડયાં.

શાદીની તૈયારી થવા લાગી. વાંચક! તને પણ ફરહાદની શાદીના મેળાવડામાં પધારવાનું ઇજન છે, તો વેળાસર ઘેરથી જમી પરવારી મંડપની શોભામાં વધારો કરવા સહકુટુંબ પધારવાનું ન ચૂકતો!

તા૦ ક૦ ફરહાદના કપાળમાં નહિ પણ તેના ખીસામાં ચોંટ્યો ચોંટાડયા ઓછામાં ઓછો એક રૂપિયો ખીસામાં ઘાલી લાવજો. કડકા બાલુસોનાં ખીસાં બહાર ગેટકીપર તરીકે ઉભા રહેલા ફરહાદના સસરા બમનજી જાતે તપાસશે. જેના ખીસામાંથી કાંઇ પણ નહિ નીકળે તેને લગ્ન મંડપમાં દાખલ ન કરતાં પોલીસને સ્વાધીન કરવામાં આવશે. મંડપમાં ઘોંઘાટ કરવાની છૂટ છે! પણ જો કોઇ વધુ ધાંધલ કરશે તો બમનજી જાતે બાંબુવડે ખબર લઇ નાખશે એ યાદ રાખશોજી! લગનનાં મેળાવડાનું એડ્રેસ યાને સરનામું નીચે મુજબ છે:—

બાબરદેવા ટેરેસ, દાઉદગની રોડ–મુંબઇ

*

# હરિશ્ચંદ્ર નંબર-૨

આ હડહડતા કળિયુગમાંએ કોઈ સત યુગનું સીધું-સાદું ને સરળ ઇન્સાન નીકળી આવે છે; ત્યારે સુધરેલા માણસો તેને હબગ, ઓર્થોડોક્સ જંગલી, મૂર્ખ કે ગધેડાના વિશેષણોથી નવાઝે છે. જો કે ગધેડાનું વિશેષણ મારી નજરમાં કંઇ તુચ્છ નથી. કારણ કે ભલભલા ઋષિ મુનિઓ અને મોટા મોટા અસહકારી નેતાઓ કરતાં પણ ગર્ધવોમાં વિશેષ સહન શકિત હોય છે. ગમે તેટલો માર વેઠવો છતાં શાંતિથી પોતાનું કાર્ય કર્યે જવું એતો એજ કરી શકે! જગત મૂર્ખ છે અને જગતનાં માનવી પણ મૂર્ખ છે કે ધીરજ અને સહનશીલતાના પાઠો શીખવનાર ગર્વવરાજ જેવા મહાન પ્રાણીને નીંદે છે! અસ્તુઃ

હું કંઇ આપણી વાર્તાના પ્રવાહથી બાજુ પર નીકળી ગયો છું. તમે જોયુંજ હશેને કે નદીઓમાં પણ ચોમાસામાં પુષ્કળ પુર આવે છે ત્યારે પ્રવાહમાં તણાઇને આવતાં મોટાં લાકડાંઓને પણ પ્રવાહ કિનારે હડસેલી દે છે; તેમ હું પ્રવાહના વહેણના જોરથી કિનારે નીકળી ગયો છું; તો તમારી ફરજ છે કે મને પકડીને પાછો પ્રવાહની વચ્ચે નાખી દયો. મોટી મોટી મીટીંગોમાં પણ તમે જોયું હશે કે વકતાઓને મુખ્ય વિષય પર બોલવાની સમજ ન પડે; ત્યારે બોચી ખંજવાળતાં ખંજવાળતાં (માથામાં જુવો હોતી નથી છતાં) જુદાજ વિષય પર ઉતરી પડે છે. શ્રોતાઓ શાંત ઘેટાં જેવા હોય તો બધું સહન કરી લે પણ તીખાં ભજીયાં જેવા યંગ કૉલેજીયનો હોય તો; તરત વકતાને

એવું આડું અવળું બકતા અટકાવી કાન પકડીને સીધી સડક પર ખેંચી લાવે !

હું પણ હવે મુદ્દાની વાત પર આવી પહોંચ્યો છું. જાણે બોલ્યો રતન ડોહીનો મગનીયો, અરે ! મગનીયો શેનો હવે તો મગનલાલ કહો ! કારણ કે મોઢા પર મૂછો પણ આવી ગઈ છેને ! હા, એ મગન-લાલ, દેખાવે ગમે તેવા હતા પણ વિચારે મક્કમ હતા નેપોલીયન જેવા અચળ મનના હતા. એ ગુણ એમને એમના માતુશ્રી રતનડોશી પાસેથી વારસામાં મળ્યો હતો. રતન ડોશીની મક્કમતાનો એક દાખલો અત્યારે ટાંકી બતાવીશ તો અસ્થાને નહિંજ ગણાય ! મગનલાલ છેકજ નાના જ્યારે 'મગના' ના રૂપમાં હતા; ત્યારે કોઈ પાડોશીના આંગણામાં 'છી' કરીને નાસી આવેલા. એટલાજ મુદ્દા પર પાડોશણ અને રતન ડોશીની વચ્ચે જંગ જામેલો તે એક અઠવાડિયા પર્યંત લંબાએલો ! આઠ દિવસે પણ સામી ત્રણ બૈરીઓ અને રતન ડોશી એકલી હોવાથી ગળું બેસી ગયું; ત્યારેજ લડાઇનો અંત આવ્યો ! તો પણ મુક અભિનયથી લડાઇના સીન્સ ભજવાતા હતા. એક અંગુઠો બતાવે તો બીજું કોણી બતાવે ! આ પ્રમાણે મક્કમતા રતન ડોશીએ પુષ્કળ કેળવી હતી તે મગનલાલને વારસામાં આવી મળી.

હરિશ્ચંદ્રની ફીલ્મ જોયા પછી મગનલાલે તો પ્રતિજ્ઞાજ કરી લીધી કે "ગમે તેમ થાય પણ સત્ય છોડવું નહિ !" કલિયુગમાં સતયુગનો પ્રયોગ ભજવવાનું મગનલાલે નક્કી કર્યું, અને જ્યાં મગન-લાલ જેવા દ્રઢમનવાળા માણસે પ્રતિજ્ઞા લીધી કે તે ફરે ? ભલે દિવસે સુરજ ફરે, રાત્રે ચંદ્ર અને તારા ફરે, સીમમાં ઢોર ચરતાં ફરે, ઘાણીએ બળદ ફરે, દેવાળીઆની પાઘડી ફરે પણ મગનલાલની પ્રતિજ્ઞા તો નહિજ ફરે !

મૂળજી જેઠા મારકીટમાં વેલજી નાનજીને ત્યાં મગનલાલ મહેતાજી તરિકે કામ કરતા હતા. સત્યની પ્રતિજ્ઞા લીધા પછી બીજે દિવસે સવારમાંજ એક બાઇ સાડી લેવા આવ્યાં "કોઇ સારી દેશી સાડી

નાવો." મગનલાલ મે'તાજી ચોપડો પડતો મૂકીને ઉઠયા, અને એક પછી એક દેશી સાડીઓ બતાવવા લાગ્યા; પણ પેલી બાઇને સાડી પસંદ ન પડી. એટલે સોપારી ચાવતાં ચાવતાં શેઠ બોલ્યા.

"કાલે પેલી નવી ગાંસડી આવી છે તેમાંથી બતાવો"

"પણ તે તો જાપાનીસ છે દેશી નથી!"

"બેસ બેસ ડોબા, તને અંગરેજી આંકડા પણ કયાં વાંચતાં આવડે છે? (મેડીન જાપાનના મારકાને દેખાડતાં) આ જો ને તારી આંખો નથી? અમદાવાદની જ્યુબીલી મીલનો માલ છે તેને જાપાની કહે છે? ધોળે દિવસેજ ધેટાંને ઉંટ ઠેરવે એવો છે ને! બેસ બેસ તું તારે ચોપડામાં માથું ફોડ!" એમ કહી શેઠજી જાતે ઉઠયા અને અષ્ટમ પષ્ટમ સમજાવી પેલી બાઇને દેશી કહીને જાપાનીસ સાડી પહેરાવી દીધી. મગનલાલ મે'તાજીને પોતાની આગલે દિવસે પ્રતિજ્ઞા લીધેલી યાદ આવી. શેઠના ગુસ્સાના ડરથી કંઇ બોલી શકાયું નહિ. પણ પેલી બાઇ દુકાનની બ્હાર નીકળી કે તે તેની પાછળ ગયા અને બાઇને કહ્યું.

"બહેન, શેઠે ગમે તેમ કર્યું પણ હું અસત્ય નહિંજ બોલું; એ સાડી જાપાનીસ છે!" એટલું કહીને મગનલાલ મહેતાજી તો દુકાનમાં આવીને શાંત ચિત્તે બેઠા. પેલી બાઈ તો પાછળને પાછળ આવી, અને શેઠને તતડાવવા લાગી, શેઠની ઉપર સાડી ફેંકતા બોલી:

"શરમ નથી આવતી, ધિક્કાર છે તમારા જેવા દેશદ્રોહીઓને દેશી કહીને મને જાપાનીસ સાડી આપી!"

"પણ તમે શી રીતે જાણ્યું કે એ દેશી નથી?" કંઇક ફીક્કે ચહેરે શેઠ બોલ્યા.

"આ તમારા મે'તાજીએ કહ્યું. ખરેખર! બધા હિંદી વેપારીઓ આ મે'તાજી જેવા સાચું બોલનાર હોય તો હિંદનો ઉદ્ધાર થયા વગર રહે નહિ!" શેઠજી તો મે'તાજી તરફ ડોળા કકળાવવા લાગ્યા, અને બાઇને સાડીના પૈસા પાછા આપતાં ગણુ ગણુવા લાગ્યા;

"એવા બેવકૂફ માણસો વહેપારી લાઇનમાં હોય; ત્યારે તો થઇ રહ્યો વેપાર!" તે બાઇના ચાલ્યા જવા પછી શેઠે મે'તાજીની ખબર લેવા માંડી.

"કેમ મે'તાજી કોઈ દિવસ નહિ ને આજે તમને એ શું ગાંડપણ સુઝયું? શું કંઈ તમારી ડાગળી ચસકી છે કે આવું ડહાપણ ડો'ળી બેઠા!"

"નહિ શેઠજી, મેં સાચું બોલીને આપને પાપમાં પડતા બચાવ્યા છે!"

"લે બેસ સત્યવાદીની પૂછડી! મોટો સત્યવાદીનો અવતાર ન જોયો હોય તો આ તારી ડોશીની શરમે જવા દઉં છું! જો હવેથી આવું ટાયલું કર્યું તો નોકરી ગુમાવશે!" શેઠનો ગુસ્સો જોઇને મે'તાજી શાંત બેઠા પણ પોતાની પ્રતિજ્ઞામાં તો દૃઢ રહેવાનોજ નિશ્ચય કર્યો.

અર્ધાએક કલાકમાં બીજું ઘરાક આવ્યું તેને શેઠે એક ધોતી જોટો બતાવીને બીજો એક જોટો પહેરાવી દીધો; કે જે અંદરથી એક જગ્યાએ સ્હેજ ફાટેલો હતો. ઘરાક પણ ઉતાવળીયું હતું; જેથી પૈસા આપીને માલ બગલમાં મારી ચાલતું થયું. ચા પીવાને બહાને મે'તાજી ઊઠયા અને પેલા ગ્રાહકને જઇને કહી દીધું કે "ભાઈ આ આપણા વેપારીઓ પર ભરોસો રાખી ગમે તેવો માલ ઉઠાવી લેવો નહિ; જુવો એ તમારો ધોતી જોટો અંદરથી સ્હેજ ફાટેલો છે." પેલા ગ્રાહકે પ્રથમ તો મે'તાજી તરફ આશ્ચર્યની નજરથી નિહાળ્યું, પણ પછી ધોતી જોટો ઉઘાડીને જોતાં વાત ખરી પડી. મે'તાજી તો કહીને પાસેની હોટલમાં ચાહ પીવા પેઠા, અને પેલો ગ્રાહક તો લાલ પીળો ને વાદળી થતો દુકાને પહોચ્યો. ધોતીયું અફાળી વાર ઘટોત્કચ્છની સ્ટાઇલથી બોલ્યો.

"તમારા જેવા વહેપારીઓ તો હુલ્લડમાં લુટાઇ જાય એજ સારૂં!"

"પણ સાહેબ, આટલો ગુસ્સો કેમ કરાય?" શેઠે નરમાશથી કહ્યું

"ગુસ્સો ન કરૂં તો શું તમારૂં મેંઢા જેવું મોઢું જોયા કરૂં?" ઘરાક બોલ્યો.

"મારા સાહેબ, અમે કંઇ તમારી બોલી સાંભળવા આ વેપલો માંડયો નથી !" શેઠ સહજ ગરમ થયા.

"વેપલો માંડયો બાપનું કપાળ ! એકદમ લુચ્ચાઇ કરવા માંડી છે, આવા ધંધા કરવા કરતાં તો લ્યો આ કાતરથી મારૂં ખીસ્સું કાતરી લ્યો !"

(શેઠની કાતર તથા પોતાનું ખિસ્સું દેખાડીને.)

"પણ છે શું ?"

"છે શું તે જુઓ ? આ ધોતી જોટો તો અંદરથી ફાટેલો છે ! સારૂં થયું તે તમારા મેં'તાજીએ આવીને કહ્યું નહિ તો હું તો એને ગામ લઈ જઇનેજ ઉઘાડત." એટલામાં ચાહ પીને મહેતાજી આવ્યા તેમને ગળી જવા વાઘની જેમ ગુસ્સો કરતાં પેલાં ઘરાકને તો પૈસા આપીને પતાવ્યો; પણ મહેતાજીની ધૂળ ખંખેરવા માંડી. "એ ડોબા, હમણાં તો તને તાકીદ આપી હતી ને તેં પાછા તારા ચબાબલા વેળા ચલાવ્યા કે ? બસ તારા જેવો ચાડીયો માણસ મારી દુકાનમાં ન જોઇએ ! સવારના બોણામાં મારે કેટકેટલું સાંભળવું પડયું. તમારા જેવા નાલાયક નોકરોજ શેઠની ફજેતી કરાવે." શેઠ મગનભાઇ પર તપ્યા.

"પણ શેઠજી, જરા ઉંડો વિચાર કરશો તો સમજાશે કે જગતમાં જુઠનો જય થતોજ નથી. કોપિમાં પણ આપે ઘુંટયુંજ હશેને કે "સત્યનો જય અને પાપનો ક્ષય !"

"જા જા, કોપિવાળી ? એ કોઈ તમારા જેવા ધર્મઘેલા માણસે લખ્યું હશે. વહેપારને એવી કહેવતો સાથે કંઇ નિસ્બત નથી અને જો વહેપારી સાચું બોલે તો પછી તાળાંજ દેવાય !"

"ત્યારે એવા જુઠના વહેપારમાં પરિણામ શું આવે ?"

"પરિણામ જે આવવાનું હોય તે આવે પણ આજ દિન સુધીનો પગાર લઇને તું તારે કોઈ સાધુના મઠમાં જઇને બેસ !"

"જેવી આપની મરજી." હિસાબ કરી પગાર લઇને મગનભાઈ ઘેર ગયા. શેઠ હસવા લાગ્યા. "ઉલ્લુ કંઇનો! ગોદા ખાસે; ત્યારે પાંસરો થશે! જાણે હરિશ્ચંદ્રનો અવતાર!"

ઘણા દિવસ થયા પણ મગનભાઇને બીજે કયાંય નોકરી ન મળી. પૈસાની તંગી અને બીજી બાજુથી ડોશી લગ્નને માટે ઉતાવળ કરતી હતી. દિવસે દિવસે મગનભાઇને માથે ઘણી આફતો આવી. શરીર પર કપડાંનું ઠેકાણું ન હતું અને પગરખાં પણ ફાટી ગયાં હતાં. જેમ જેમ અંકટો વધતાં ગયાં; તેમ તેમ મગનભાઇ મનમાં ખુશી થતા હતા કે "અસલ હરિશ્ચંદ્રને પણ કંઈ ઓછાં દુ:ખ પડયાં નો'તાં? તેનાં કરતાં આ દુ:ખતો ઓછું કહેવાય!" અંતે પેટની વેઠ કરવા એક વ્હોરાજીની દુકાને કાલાવાલા કરીને ઘુસી પડયા! પણ પોતાની પ્રતિજ્ઞાને પણ સાથેજ લેતા આવ્યા હતા. વહોરાજીનો ધંધો રંગ વેચવાનો હતો. એક દિવસ કોઈ ઘરાક રંગ લેવા આવ્યું;

"પિસ્તોલ છાપનો પાકો જામળી રંગ આપો."

"મે'ટાજી ઉપરસી જામલી રંગનો ડબ્બો કા'ડી આપો." મે'તાજીએ ઉપરથી ડબ્બો લાનીને આપ્યો. ઘરાકે પૂછ્યું "શું કીંમત લેશો?" શેઠે કહ્યું "સવા રૂપીએ રટલ!"

"ઓ બાપરે! આટલો મોંઘો માલ તે પરવડે?"

"અરે! મારા શેટ, અસ્સલ જરમની માલ છે."

"પણ દસ આને રતલ હોય તો હું ખરીદું!"

"શું વાટ કરોસ, જરમન માલના ડસ આના હોય, સાલો સું કરકીનો વખટ આવી લાગોસ શેટ; એક વખટ એવો ઉટો કે ટમેજ એ માલના પાંચ રૂપીયા ખુશીડી આપી ડેટા ઉટા!"

"તે હું નહિ બીજા! મેં તો આજેજ પહેલ વહેલી તમારી દુકાન જોઇ છે."

અંતે રકઝક કરતાં બાર આને તે રંગ ઘરાકને પધેડયો. ઘરાક ખુશી થઇને ચાલતો થયો. ગયા પછી શેઠ હસ્તાં હસ્તાં બોલ્યા "લે જો આય, અડધો કલાક રકઝક કરી તો આંથ આના કમાયા!"

"હેં......એં? શું બાર આનાના વેચાણમાં આઠ આના નફો? શેઠજી આ તો સારૂં ન કહેવાય!"

"એવું ના કરીએ તો આટલો બદ્ધો ખરચ કેમ પુરો ઠાય?"

"પણ આ તો ચોકખોજ અનીતિનો વહેપાર કહેવાય?"

"ટમારાં જેવા વેડીયાં ઢોર વેપલો કરે ટો સું કમાય? અંઇસી ટંઇસી કરીને બે ડોરીયાં પેડા કરવાનાં. બાકી એ ટમારી નીટિ, પ્રીટિને વલગી રહીયે ટો માંખો મારવી પરે માંખો!"

મગનભાઇ વિચારમાં પડયા કે "મારા દીકરા બધાજ વહેપારીઓ જુઠા! ખરેખર! આ દુનિયાં જુઠ પરજ નભી રહી છે. બુદ્ધદેવે સંસારત્યાગ કર્યો હશે, ભરથરીએ રાજ્ય છોડયું હશે, તે આ જુઠા સંસારથી કંટાળીનેજ!" એટલામાં ટપાલ આવી, વાંચી રહેતાં શેઠે મે'તાજીને હુકમ કર્યો.

"સીસોટી છાપના બાર ડબ્બા મોકલવાના છે. અપની પાસે ડસ ડબ્બા સિલીકે છે ટો બે ડબ્બા સીસોટી મારકાના ખાલી પરેલાચ ટેમાં આપરે પેલો ભેલસેલ કરીને ડેસી રંગ બનાવેલ ટે ભરી ડેજો, ને બપોર પછી અંઇસી ટેસીન પર પારસલ રવાના કરાવી ડેજો."

"પણ શેઠજી આ તો ચોકખી દગાબાજી કહેવાય!"

"લે જા હવે સટવાડીની ડીકરી, મારા ડીકરા પેલા સટવાડી હરિસચંડરની જેમ ટારીબી ખોપરી ગંડી થઇચકે સું?"

"માફકર જો સાહેબ, મારાથી આવું ખોટું કામ નહિ થાય."

"ટો ટમારા જેવા જીડ્ડી ઇન્સાનસી અમારી ડુકાનમાં નોકરી પન નંઇ ઠાય!"

"શેઠજી તે દિવસે તમે આપણા નાના શેઠ ઇસુફઅલીને તો શિખામણ આપતા હતાને કે "ચોરી કરવી નંઇ, જુઠું બોલવું નંઇ, આપના ડીનમાં એવા કામોને હરામ ઠેરવેલાસ! તે શું ભુલી ગયા?"

"એટો પોરીયાઓને શિખામન દેવાની વાત છૂટી, ને આયટો વેપારની વાટ છે! વેપારમાં ઢરમનું પૂછરૂં પકરી રાખીએ ટો ન બને!"

અંતે વાદવિવાદમાં ગરમાગરમ સ્વરૂપ ધારણ કરતાં શેઠ છેક ૯૯ ડીગ્રી પર આવી પહોંચ્યા.

"મારો ડીકરો પંદર રૂપીઆની નોકરી કરેચ ને મીજાસ રાખેસ મોટા અમીર જેવો. જા બાવા જા, કોઇ મંડીરમાં બેસીને માલા ફીરાવ કે ટારો જનમ સફલ ઠાય!" અંતે મગનભાઇને ત્યાંથી પણ રજા મળી. મુંબઇ જેવા શહેરમાં નોકરી–ધંધા વગરનાં માણસોની ઘણી કફોડી હાલત થાય છે. છતાં હજુ મગનભાઇ સંતોષ રાખીને બેઠા હતા, અને હરિશ્ચંદ્રની સાથે પોતાની સરખામણી કરીને મનમાં આનંદ અનુભવતા. "હરિશ્ચંદ્રને તો ચંડાળને ઘેર વેચાવું પડયું હતું, અને મારે હજુ તેવું થયું નથી માટે ગમે તેમ થાય પણ ટેક છોડવો નહિ!" વળી પાછી કેટલીક રખડપટ્ટીને અંતે એક ગુજરાતી પેપરની ઓફીસમાં પંદર રૂપીઆની કલાર્કની જગ્યા મળી. ત્યાં પણ થોડા દિવસમાં "સત્યના પ્રયોગો" અજમાવવા માંડયા.

પેપરમાં તંત્રીએ જાહેર ખબર લખી હતી કે ઉભરતા લેખકોને પણ અમારા પત્રમાં સ્થાન મળશે. લેખો અમારા પત્રને અનુકુળ નહિ હોય તે એક આનાની ટીકીટ મોકલવાથી પાછા મોકલવામાં આવશે. આજકાલ ગુજરાતમાં લેખક બનવાનો મેન્યા ઘણાઓને લાગ્યો છે. પુરૂં પાંચ લીટી ડિકટેશન પણ ખરૂં ન લખી શકે તે આજે લેખક તરિકે પ્રકાશમાં આવવાના પ્રયત્નો કરે છે. એવા અનેક આબરૂના ઉમેદવારોના લેખો દરરોજ આવતા, અને તેમાં આનાવાળી ટીકીટો પણ આવતી. બે ચાર લેખકોને સ્થાન મળતું, બાકીના ફાઇલમાં બંધાતા અને ટીકીટો કામમાં વપરાતી. પેલો લેખક બે ત્રણ વખત કાગળ લખીને ત્રણચાર આના બગાડે, છતાં ભાગ્યેજ તેને લેખ પાછો મળતો! કેટલાક તો તમે અપ્રમાણિક છો એવી ધમકી પણ આપતા તે બધુંએ મોટા પેટવાળા તંત્રીજી ગળી જતા! આ રીતે અહરનિશ

રૂપીઆ દોઢ રૂપીઆની ટીકીટો હજમ થતી. તે મગનભાઇથી કેમે કરી સહન થતું નહિ ! એક દિવસે સમો વિચારીને બોલ્યાઃ-

"તંત્રી સાહેબ. આપ તો નીતિ, પ્રમાણિકતા, ન્યાયપ્રિયતા, સત્ય વગેરે વિષયો ઉપર લાંબા લાંબા નિબંધો લખો છો અને આ બિચારા લેખકોની ટીકીટો હજમ કરતાં અચકાતા નથી ?"

"એવું ટાયલું તમારે શા માટે કરવું જોઇએ ? તમને પેપર લાઇનનો અનુભવ નથી. એ નિબંધો ને અગ્ર લેખો લખાય છે તે ફક્ત પેપરોનાં કોલમો ભરવા લખાય છે. એ પર વાંચકો અમલ કરે તો તેમની મરજી પણ અમે તે ઉપર અમલ કરવા બંધાએલા હોતા નથી. કારણ કે પેપરોના તંત્રીઓ પણ કોઇ સંસાર ત્યાગિ બાવા નથી ? તેમને પણ પેટ તો હોય છેને !"

"પણ પ્રમાણિકતાથી પેટ ભરાય છે પછી આવું કરવાની જરૂર ?"

"તમારી સાથે માથાફોડ કોણ કરે ? ભાઇ આ કળિયુગ છે ! અત્યારે તમને એકપણ ધંધો એવો નહિ મળે કે જેમાં અપ્રમાણિકતા ન હોય અને એક પણ માણસ એવો નહિ મળે કે જે પુરેપુરો સત્યવાદી હોય !"

"સાહેબ, આપ ભૂલો છો. સત્યવાદી તો હું પોતેજ છું."

"ત્યારે કોઇ વખતે કસોટી કરીશું કે તમે કેવાક સત્યવાદી છો ?"

વાત ચાલતી હતી એવામાં કોઇ પારસી ગૃહસ્થ પોતાની દારૂની દુકાનની જાહેર ખબર છપાવવાની તાતચીત કરવા આવ્યા. તંત્રીશ્રીએ તોપ છોડવા માંડી.

"જુવોને સાહેબ પણ જાણે અમે પ્રથમ તો એવી જાહેર ખબર લેતાજ નથી કે જેથી પબ્લીકને હાની પહોંચે."

"મારા સાહેબ, આપ ભૂલ કરોચ ! અત્યારે તો દરેકે દરેક પેપર અમારી એદવરતીઝમેન્ત છાપેચ તો શું તેવનમાં કોઈ એદીતર તમારા જેવા સમજદાર નહિ હોય ?"

"આપનું કહેવું ખરૂં છે, પણ પાપને ઉત્તેજન દેવું એ અમારા ધર્મશાસ્ત્રમાં મહાન પાપ મનાય છે."

"ધરમ, ધરમ સાનો કરીયા કરોચ ? તમારા લેખકો, કવિયો ને તંતરીઓજ બાતલાંનાં બાતલાં હજમ કરી જાયચને ! બીજાઓ બાર મહીનેબી દોરીયાં નંઇ આપતા હોય ને આપરે તો એદવાન્સ આપીએચ. માતે છાપવી હોય તો બીલ બનાવી કા'રો."

પ્રથમ નાણાં મળવાના વાક્યે તંત્રીના મોઢામાં પાણી આવ્યું.

"તમારા જેવા આબરૂદાર વહેપારીને ના પાડી શકતો નથી ! જાઓ મહીને એક પેજના દોઢસો રૂપીઆ લઇશ, છે પછી કંઈ ?"

"અરે ! સું ગામમાંબી રહેવા દેવાનો વિચાર છે કે નંઇ ?"

"અમારે ત્યાં એકજ દામ છે."

"એમ તો બધા વેપારીઓને ઘેર એકજ દામ હોય છે ! પન પાછલથી ઘરાકો સાથે રકઝક કરીને રૂપીઆને માલ પાંચ–છ આનામાં અપાયચ અને તેમાંએ એક બે આના નફો તો હોયજ ! એવા આપના ઇન્ડીયન વહેપારીઓ ! માટે બાવા, સીધા સીધા જે લેવું હોય તે ભસી મરોને ?"

"જુવો, તમારી પાડોશમાં ઓલ્યો કેમિસ્ટ રહે છેને તેની પાસેથી પણ દોઢસોજ લઇએ છીએ."

"અમારી પરોસમાં વલી કયો કેમિસ્ત મુવોચ ? નંઇજી અમારી પરોસમાં તો ચના મમરાવાલા ભારભુંજાની દુકાન આવેલીચ !"

"તમારી પાડોશમાં એટલે તમારી લાઇનમાં હશે."

"અમારી આખી લાઇનમાં કોઈ કેમિસ્ટની દુકાનજ નથી !"

"ત્યારે તમારી સામેની લાઇનમાં હશે ?"

"હવે, ચૂલામાં ગીયો કેમિસ્ત ! તમારો છેવટનો ભાવ જણાવી દયોને?"

"જાઓ તમારી બે આંખોની શરમે પાંચ ઓછા લઇશ."

"નંઇજી આપરે તો ચોકખા વાત કે'વાવાલા છે. બીજાઓને ચાલીસ આપીએચ તો જાવ તમને પીસ્તાલીસ આપીસ."

"એંસીમાં એક દોઢીયું પણ ઓછું નહિ લઉં. શું બીજાઓની પેઠે અમારે છેતરપીંડી કરવી છે? અમારી તો દશહજાર કોપી છપાય છે!"

"પન તેમાંથી બે ત્રણ હજાર તો ગાંધીને ત્યાં પરીકાં બંધાવા જાતી હોસે?"

"નહિં, દશ હજારમાંથી ભાગ્યે જ બે પાંચ કોપી ફાઇલમાં રહે છે!" એટલામાં મગનભાઈ બોલી ઉઠયા.

"અરે! નહિરે શેઠ, અમારા એડીટર સાહેબ તો હદ કરે છે! કોપિ ફક્ત અઢી હજાર છપાય છે, તેમાંથી માંડમાંડ બે હજાર ખપે છે, અને પાંચસો તો ઑફીસના કાતરીયામાં ધૂળ ખાતી પડી રહે છે!"

"જા, તારા જેવા ગમાર માણુસની જરૂર નથી!" તંત્રી સાહેબ તપ્યા.

"પણ, સત્યની કસોટી કરવાના હતા તેનું શું થયું?" મગનભાઈ બોલ્યા.

"એ તારા સત્યને નાખ દરિયામાં ને તું એ જઇને પડ!"

"બિચારા પરમાનિક માનસ પર આવો ગુસ્સો ન કરવો જોઇએ." પારસીએ મગનભાઇની તરફેણ કરી.

"અરે! શેઠ જવા દોને એનું તો જરા ભેજું ચસ્કેલું છે! માથા પર પાગલપણું સવાર થાય છે; ત્યારે આમ ઓડનું ચોડ વેતરી નાખે છે! એવા માણુસોને રાખવાથી કોઇ વેળા ધંધાને ધોકો લાગે! એ તો જાણે ઠીક છે કે આપ સમજુ માણસ હોવાથી એની વાત પર ધ્યાન ન આપો પણ કોઈ બેવકૂફ હોય તો એનું ખરું જ માનેને?"

"ખરૂં માને શું? ખરૂં જ છે! માંડ માંડ એક પેજના મહીને ૩૦–૩૫ જાહેર ખબરના મળે છે, ને શેઠ પાસેથી એંસી પડાવવા ધારો છો એ શું વાજબી છે?" તંત્રી, મગનભાઇને છત્રી લઇને મારવા દોડે છે.

"ઉભો રે માળા ગંડા!" મગનભાઇ ચાલ્યા જાય છે, અને પારસી પણ "વિચાર કરીને જનાવીશ" એવું કહીને ચાલ્યા

જાય છે. મગનભાઇ તો ગયા તે ઠીકજ થયું પણ પારસી ગ્રાહક હાથથી ગયો એ તંત્રીજીને રૂચ્યું નહિ; એટલે એમણે પેપરમાં જાહેર ખબર પણ કરી "મગનભાઇ ગગનભાઇ નામનો એક હિંદુ ઉમર પચ્ચીસ વરસ, રંગ શ્યામ, ડાબી આંખ સહેજ વાળ્યા ખુણમાં ખેંચાએલી, જમણી આંખ સ્હેજ ઇશાનમાં ગએલી, નાક હદ કરતાં ટુંકું અને કાન હદ ઉપરાંત લાંબાં, કોટ ચાઇનાસીલીકનો પણ ચાર ઠેકાણેથી ફાટેલો ટોપી ટાલકી આગળથી સ્હેજ તૂટેલી, જોડા લગભગ વગર તળીઆના છે. એ પ્રકારનો માણસ અમારી ઑફીસમાંથી ચાલ્યો ગયો છે. મજકુર માણસ દીવાનો હોવાથી કોઇએ નોકરી પર રાખવો નહિ!" આ જાહેર ખબરને પ્રતાપે ઘણી જગ્યાએ ધક્કા ખાતાં પણ મગનભાઇને નોકરી નજ મળી. છતાં સત્યની પ્રતિજ્ઞા જરા પણ ઢીલી થઇ ન હતી. અંતે કીસ્મત જાગ્યું અને કોઇ યુનાની હકીમને ત્યાં દિવસના આઠ આનાની છુટક મજુરીથી દવા ખાંડવાની સર્વિસ મળી.

હકીમજી હિંદુસ્તાની હતા એટલે ફેંકાફેંકીમાં પાછી પાની તો કરેજ શાના? ઘરાકોની સંખ્યા ઝાઝી ન હતી. ગુજરાન જોગું મળી આવતું. એક દિવસે કોઇ મોટા પેટવાળા મારવાડી મહાશય મોટરમાં પધાર્યા. હકીમજી પણ હુક્કાને પડતો મૂકી દાઢી મૂછો સંવારીને સામે લેવા ગયા ને કુશળતાના સમાચાર પૂછવા લાગ્યા.

"કહીયે, શેઠજી ખૈયર તો હય? કિસ લિયે યે ખાદિમકે મકાન પર તશરીફ લાયે?"

"હકીમ સાબ થમેરો નોંમ સુણકે અમે અઠે આવીયો હે, ઓ ડાકટર લોકકી દવાઇસે અમેરો પેટ નહિ સુધરીયો; તો ઓ અમેરા નોકર પઠાણ ખુધ્ધુખાને થમેરો નોંમ દીયો કે ઓ હકીમજી મુરદેકોબી જીવટો કરી નાખે અૈસો હે! થો બસ થમેરી દવાઇસે અમેરા પેટ છોટા કર દીયો. અમ અૈસો ઇનોંમ દેંગો કે ટમ ખુશી હોઇગો."

"જીજી, યેહ તો હમારે બાએં હાથકા કામ હય! ભાવલપુરકે રાજા સાહબકા પેટ બળે પીપ જૈસા હો ગયા થા, બળે બળે યુરપકે

ડાક્ટરોંસેભી કુચ્છ ન સુધરા, ઔર યેહ આપકે ખાદિમને મુરશિદકી દુઆસે તીન પુડીયાં ખિલાકે તીન દીનમેં અચ્છા કર દીયા ! ઉસકે સિલેમેં રાજા સાહબને બળા ઈન્આમ દિયા ઔર સુન્નેકા મેડલભી દિયા કમ અઝ કમ દસ તોલેકા તો મેડલ હે !"

"ઓ મેં બી તો દેખું કે કૈસો મેડલ હે ! અમેરો પેટ અચ્છો હો જાયગો થો થમેરે વાસ્તે અમેબી ઐસો મેડલ અરપન કરેગો."

"અજી, વોહ તો હમારે ઘર પેહલા લડકા હુવા ઉસકી ખુશનુદીમેં દાઇડો દે દિયા ! આજભી તો જાવરેકે નવ્વાબ સાહબકે તરફસે તાર આયા હય કે હમારે ચચાજાનકા પેટ બહોત બઢ ગયા હય, આપ ફોરન આઇયે જો કહોગે વોહ આપકા ચાર્જ ઓર ફસ કિલાસકા કિરાયા બી દિયા જાયગા !"

ગરજને લીધે મારવાડી, હકીમજીની વાત ડોકું હલાવતાં સાંભળ્યે જતો હતો પણ ખાતરી કરવા બોલ્યો.

"એ સૌ, નવબશાબકો તારબી થમારે ઉપર આયોહે ? અમકો તો દિખાવ ઉસમેં હું લખ્યો હે !"

"જા, બે અંદરકે ટેબલસે નિકાલઆ." મગનભાઈ તરફ હકીમજીએ આંખ મારીને કહ્યું એટલે હવે મગનભાઇને બોલ્યા વગર છૂટકોજ ન હતો.

"સાબ અમતો અહીં એક મહીનેસે રેહતા હે પણ કોઈ દિ તમેરે ઉપર કોઈકા તાર આવતોં નંઇ જોઇલા હે !"

"ઉલ્લુ કહીંકા ! તુ કયા ચોબીસોં ઘંટે યહાં ચીપક રહેતા હય ?" હકીમજી તપ્યા.

"અરે ! સાબ અમેરે જેસે સાધારણ ઘરાકોંકા ઠેકાણા નંઇ ને નવ્વાબ ને રાજા ઐસે કંઇ પરવારતે હે કે અહીં તાર કરે ?"

હકીમજી ઘણા તપ્યા અને મગનભાઇને થપ્પડ મારતાં બોલ્યા.

"ચલે જાઓ ! ઐસે બેઅદબ નૌકરકી હમેં જરૂરત નહિ !"

"પણ સાબ ! અમેરી એક મહીનેકી ચઢેલી મજુરી તોઆપી દો ?"

"હમારે સામને ગુસ્તાખી કી હય ઉસકે જુરમાને મેં તેરી મઝદુરી નહિ દી જાયગી તાકે ઔર કિસી જગે ઐસી બેઅદબી ન કરે!" મગનભાઇ તો રોતી સુરતે ગયા, સાથે વહેમ પડવાથી મારવાડી પણ "ફીર મીલેંગે!" કહી ચાલતો થયો. અનેક જગ્યાએથી હંકાયા પછી હવે મગનભાઇને પણ લાગ્યું કે "સાલું દુનિયાભરમાં જ્યાં જઇએ ત્યાં અપ્રમાણિકતા, અસત્ય, જુઠ અને ફેંકાફેંકીનું જ રાજ ચાલે છે. સત્યને કોઇ સુંઘતુંએ નથી, અને જો કોઇ અમારા જેવું એકલદોકલ સત્યનો સંઘરો કરે, તો ખરેખર ધક્કા ખાવા પડે છે." પ્રતિજ્ઞાના સ્ક્રૂ કંઇક ઢીલા થયા હતા. સાથે ભૂખના દુઃખે મગનભાઇની શારીરિક સ્થિતિ પણ નબળી પડતી જતી હતી.

વળી પાછી કેટલીક દોડધામને અંતે કોઈ કાછીયાને ત્યાં વેંગણાં બટાકા તોલવાના કામ પર નીમણુંક થઇ. એક દિવસ મ્યુનિસિપાલીટીવાળા કાટલાં તપાસવા આવ્યા, અને પુછપરછ કરવા માંડી તો મગનભાઇએ પોતાની સત્ય પ્રિયતાની સજન જુની આદત પ્રમાણે કહી દીધું કે "સાહેબ આતો દેખાડવાનાં કાટલાં છે, તોળવાનાં કાટલાં તો જુવો પેલા કંડીયાની નીચે છે!" પરીણામે જુઠ્ઠાં કાટલા રાખનાર કાછીયાને દંડ થયો; જેથી મગનભાઇને ત્યાંથી પણ પાણીચું મલ્યું!

"માળો છેકજ અક્કલનો બટાકો છે ને? ઓ વેંગણદાસ! તું મોટો હાચનો અવતાર છે તે જા રખડી ખા કોઇ કાંદાના મૂલેએ તારો ભાવ નહિ પૂછે!" અને થયું પણ તેમજ બિચારા સત્યવાદી મગનભાઇને ક્યાંએ નોકરી ન મળી. અંતે ચિંતામાં ને ચિંતામાં બીમાર પડ્યા. કોઈ પાડોશીએ ભાડાની ગાડી કરી ધરમાદા હોસ્પિટલમાં હડસેલી દીધા ત્યાં ડાક્ટરી સારવારથી સ્હેજ આરામ થયો.

હવે એમને ખાતરીજ થઇ કે "આ હડહડતા કળિયુગમાં દુનિયામાં સુખેથી રહેવું હોય, તો દરરોજ થોડો થોડો જુઠનો ઉપયોગ કરવો! સતયુગનો હરિશ્ચંદ્ર પણ જો આ યુગમાં હોય; તો બેવકુફ ગણાય અને રવડી રઝળીને ભૂંડે હાલે મરે! કોપિવાળાઓએ પણ સત્યનો જય

છાપવું પડતું મૂકી જુઠનો જય છાપવું જોઇએ ! જુનાં ધર્મશાસ્ત્રોમાં પણ થોડોક સુધારો કરવો જોઇએ કે "અસત્ય મેવ જયતે"

સંધ્યા સમયે આ લેખને "તમામ શુદ્ધ" કરૂં છું તે વખતે એક તરફ મસ્જીદના મિનારેથી અલ્લાહો અકબરનો બુલંદ અવાજ સંભળાતો હતો; ત્યારે બીજી બાજુ મંદિરમાંથી ઘંટનો નાદ અને શંખનો સૂર સંભળાતો હતો; ત્યારે પાડોશના કોઇ શોખીન યુવકના ઘરમાંથી ગ્રામોફોનની રેકર્ડમાં વાગતું હતું કેઃ—

"આ દુનિયા છે દંભ ભરેલી
ઉપરથી પૉલિસ કરેલી;
દંભીના પોબાર, લુચ્ચી દુનિયા
ભોળા થાશો તો ખાશો પુરો માર!"

અને સામેના છાપરા ઉપર કાગડાએ પોકાર્યું "કા કા!" એટલે હા હા! એ વાતને મારો ટેકો છે. દૂરના ઉકરડાપર આળોટતાં ગર્ધવરાજે પણ ટેકો દેતાં પોકાર્યું કે "હોંચા–હોંઓં…ચી!" એટલે કે હાજી હાઆજી! આપની વાતને હું વધુ ટેકો આપું છું. છેવટમાં થોડું લખ્યું ઘણું કરીને વાંચવાની નોટીસ આપતાં પહેલાં જણાવવાની રજા લઉં છું; કે આ લેખમાં ચર્ચાએલા મુદ્દાઓ જો અસત્ય ભાસે તો વાંચકેને સત્ય બોલવાની છુટ છે પણ જો સત્ય ભાસે તો અસત્ય બોલવાની સખ્ત મનાઈ છે. બસ હવે લેખકના વિચારો અહીંથી અટકે છે; જેથી કલમને ટેબલ પર પટકે છે.!

*

# નથુભાઇ!

નથુભાઇ અમારા ગામમાં અજોડ પુરૂષ ગણતા. એમની જ્ઞાતિમાં ભૂત પૂર્વે થઇ ગએલા મહાપુરૂષ ગાંગાતેલી અને મહાશક્તિ શ્રીમતી ગંગલી ઘાંચણ કરતાં આબરૂમાં એક ડગલુંએ એઓશ્રી પાછળ ન હતા! એમના જેવું ભયંકર ભેજું ધરાવનાર બીજું કોઇ અત્યારે હયાત હોય એમ અમને તો ખાતરી નથી! એમનો દેખાવ મનુષ્ય કરતાં 'ગણપતીબાબા મોરીયા'ને ઘણો ખરો મળતો આવતો હતો! તફાવત એટલો હતો કે ગણપતીને સુંઢ હોય છે; ત્યારે એમને સુંઢ નથી. દુંદતો બંનેની સરખીજ ગણાય! એમના મુરબ્બી પણાનો વટ નજરો નજર નિહાળ્યા પછી ગમે તે માણસ બેધડક કહી શકે કે હીટલરનું જર્મનીમાં જે સ્થાન છે તેવુંજ સ્થાન અમારા ગામમાં એમનું ગણી શકાય! હીટલરમાં અને નથુભાઇમાં તફાવત એટલોજ કે તે હિંસાવાદી છે અને નથુભાઇ અહિંસાવાદી છે! તેણે તોપના ગોળા નહિ છોડયા હોય એટલા એમણે મોઢેથી બંબગોળા ફેંકયા હશે! સાંભળ્યું છે કે તેને જોઇને લોકો ડરી જાય છે પણ એઓશ્રીને જોઇને તો લોકો તો હસી પડે છે!

એમનું ભેજું સાઠ સાઠ વરસ વિતાવ્યા છતાં સલામત હતું અને એમની જીવ્હા સાઠ સાઠ વરસ ભૂકો પડયા છતાં એક ચોખાપુર પણ ઘસાઇ ન હતી! જે કમનસીબ માનવ પ્રાણી એમની જાળમાં ફસાતું તેના બાર વાગી જતા. એમની વાત ચીતનાં થોડાંક સેમ્પલ ચાખી જુઓ. બે ત્રણ યુવાનો મુંબઇ મેચ જોવા જતા હતા; તે પૈકી એક યુવાન

એમના કોઇ સ્વર્ગવાસી મિત્રનો પુત્ર હતો, તેને ટાંગામાં જતો જોઇને એમણે ચોરે બેસીને તપખીર તાણતાંજ બૂમ પાડી

"ચમનીયા! ઓ દીકરા ચમનીયા! શીદ જાયછ!"

"મુંબઈ મેચ જોવા."

"તું તો જબરો શોખીન નીકયળો? તારા બાપાને પણ જબરો ગીલ્લીદંડાનો શોખ ઉતો. અરે! બબે દહાડા સુધી દાવ ન છોડે એવી તારા બાપાને ગીલ્લીદંડાની લત ઉતી હકીકે હું હમયજો રાજ્જા? ને મારી બેટી આ ફીરકેટ તે વખતમાં ના ઉતી તેથી ગીલ્લી દંડાથી દિલ ના બહેલાવીએ તો બીજું કરીએ પણ હું! કેમ બોયલો નંઇ રાજ્જા?"

"હશે, પણ મારો ટાઇમ થઇ જવા આવ્યો છે, માટે આપને કામ હોય તે કહી નાખોને?"

"જોને, દીકરા આવે તીવારે હારૂં જોઇને એક તરબુચ લેતો આવજે જરા ગરમાની મોસમ છે તો ઠીક પડહે! ને તારી કાકી હારૂ હેરખાણુ એક મુંબાઇનો હલવો પણ લેતો આવજે! ને જુની હડમાન ગલીને નાકે આપણા ગામવાળો બોયલો મગનલંબટંગો પાનની દુકાન કાઢીને બેઠોચ તેને મારા તરફથી રામરામ કહેજે! ને આપણા રામહંકર મે'તાજીનો પોયરો બોયલો ચંદુડો મૂળજી જેઠા મારકીટમાં મે'તાગીરી કરેચ તેને કેજે કે તારા બાપાએ નથ્થુકાકા પોંહેથી ઉધાર ભેંસ ખરીદીચ તીને પાડો આયવોચ! તીનો ઓળખીતો એક સાધુબાવો છે તે ચોપાટી પર પડયો રહેચ, તીને મારા તરફથી એકાદ ચલમ ગાંજાની પીવરાવીને પણ એકાદ નંબર લેતો આવજે ગઇ સાલે કાળી ચૌદશને દાડે તીણે આપેલો તીયો ખરો પયડો ઉતો હોવે રાજ્જા? તો આવેળા ચૂકતો ના! તારે પણ પરીક્ષામાં પાસ થવું હોયતો તીની પોંહેથી મંતરનો દોરો લઇ આવજે! મારૂં નામ લઇશતો તરત કોંમ કરી દેહે! ને વળી હાથે હાથે પેલા આપણા ગામવાળા હીરાયા હજામના સાળા ભગલાને પીલાઉસ પર જઇને હેરકટીંગ સેલુણમાંથી હોધી કાઢીને તયણ રૂપીઆ લેતો આવજે! મારો દીકરો ગઇ દિવાળી પર ઉછીના

લઈ ગયો હતો, તે હજુ પણ મોકલ્યા નથી ! તને જે ખરચ થહે તે આપી દઇહું ભૂલતો નંઇ રાજ્જા !"

"પણ હવે મારો છુટકો કરશો ? મારા સાથીએ। તો સ્ટેશને પણ પહોંચી ગયા હશે !"

"અરે ! એમાં ગભરવાનું હું છે રાજ્જા ! ગાડીઓનો કંઇ દુકાળ છે ? એક ગઇ તો બીજી બે કલાક પછી આવીને ઉભી રહેશેજ ને ? તારા બાપની હારે મારે કેટલી મિત્રાચારી ઉતી તેની તને હી ખબર ? અરે હારેમાઠે પરસંગે મારે ગામ પરગામ જવું હોય; તો તેમનીજ પાઘડી હું પહેરી જતો, અને કામપરસંગે મારા પગરખાં તેઓ પહેરી જતા. અરે પોંકની મોસમમાં અમે ઘણીએ વાર હારે પોંક ખાવા જતા. અરે હા...આ ભૂલ્યો ઓયલો ! જામલી મહોલ્લામાં કાસમ રંગરેજ રેચની તેની દુકાને જઇને તારી કાકીનો હાલ્લો લઈ આવજે ! ચંદુડાને કે'જે એટલે તે તેની દુકાન બતાવહે. જો રાતો ચણોઠી જેવો રંગ ના હોય તો પાછો દે જે નહિ; તો તારી કાકીનો મીજાસ ભારી છે હોં...ઓં રાજ્જા !"

"બહુ સારૂં ! જેટલું યાદ રહેશે તેટલું લાવીશ, પણ એટલા બધા પૈસા મારી પાસે ક્યાં છે ?"

"ના યાદ રહે તો કાગળમોં લખી લે, અને પૈહા તો ભગલા પોંહેથી ત્રયણ રૂપીઆ મળહે, ને વધારેની જરૂર હોય, તો જા તારી કાકી પોંહેથી લઇ આવ. હા...આ પણ જો ધારાસભા તરફ જવાનું થાય તો રાવ-બહાદુર હંકરભાઇને રોંમ રોંમ કહેજે ! ને મારા તરફથી હંદેહો કેજે કે વોટ લેતી વખતે તો રોજ અમારા આંગણાની ધૂળ ઝેણી કરતા ઉતા, ને હવે તો ભાવ પણ પૂછતા નથી ? ભલા માણસ બીજું કંઇ નંઈ તો એક લાલડેળાંની લૂમ તો મોકલાવો ! કહેજો કે તમારી ખાતર તો ઢેડ ભંગીઓને ઘેર પણ ધક્કા ખાવા પયડા ઉતા !"

"પણ આવા મોટા માણસને તે આવી વાત કહેવાય !"

"કેમ ના કહેવાય? અરે તારાં જેટલા અંગ્રેજી ચોપડા હું ભણ્યો હોઉં તો મોટા ગવંડર લાટની હારે પણ વાત કરી લાખું હું; હમયજો રાજ્જા!"

"આવી નકામી વાત સારૂં મારો ટાઇમ નાહક બગાડો છો?"

"નકામી હાની! આતો કામની વાત છે! હાં...આં! ભુલાભાઈ દેહઇ મળે તો તીમને કહેજે કે જરૂરથી પોંકની મોસમમાં પોંક ખાવા પધારે! મારૂં નોંમ દઇશ તો જરૂર તે ઓળખહે!"

"બહુ સારૂં, લ્યો હવે હું જઇશ!" એમ કહી ચમનીયાએ ગાડીમાં બેસવા બારણું ઉઘાડયું; ત્યાં તો ફરીથી નથ્થુકાકા બોલી ઉઠ્યા.

"જો ચોપાટી તરફ જવાનું થાય તો બાબુલનાથના મંદીરવાળા મહારાજને મારા તરફથી નમસ્કાર કહજે ને આવતી વેળા દહેણું કે ગોલવડ ટેશણેથી એકાદ ડઝન ચીકુ જરૂરથી લેતો આવજે, હારે હારે જો સસ્તાં મળે તો બહેર એક વંતાક પણ લેતો આવજે. વંતાક ઘણાં હારાં થાયચ!"

"હવે કંઇ બાકી છે? કહો તો આખું મુંબઇ બાંધી લાઉં! જાઓ જરા ઘેર જઇ પૈસા અને પછેડી લઇ આવો!"

"માળો આજકાલનો પોયરો મારી પણ મશ્કરી કરવા લાયગો ને હું! અરે તારા બાપાને તો એક કામ કહીએ ને દહ કરી નાંખે! ને તું તો કંઈ હાંભળતોએ નથી?"

"વારૂ, હવે જઇશ." એમ કહીને ચીમનીયાએ ગાડી હંકારાવી દીધી. સ્ટેશને જતાં ટ્રેન આવી ચુકી હતી. માંડ માંડ હાથ લાગી. મનમાં નથ્થુકાકાને પાંચશેર પાંચશેરની સંભળાવતાં મુંબઈ તરફ રવાના થયો.

* * * *

નવરાસની વખતે તેમની પાસે બેસી ગપ્પાં મારવાનો અમારે પણ ઠીક ઠીક સંબંધ હતો. એક વેળા અમારા એક લેખક મિત્ર પરોણા તરિકે પધાર્યા હતા. તેમને લઇને હું ગામમાં ફરવા નીકળ્યો. કમભાગ્યે અમે એમની નજરે ચઢ્યા પછી પૂછવુંજ શું? એઓ

સાહેબ એટલા પર ગુણપાટ બીછાવીને પલાંઠી મારીને બેઠા હતા, અને પોતાને પીવા માટે આસેતરીના પાનની બીડીઓ બનાવી રહ્યા હતા. મને પૂછ્યું. "એ ભાઈ કોણ છે ?"

"મુંબઈના એક પ્રખ્યાત લેખક છે."

"એમનું નામ શું છે ?"

"નામ સાથે આપને શું કામ છે ? "રફીક" એમનું ઉપનામ છે અને એજ ઉપનામથી લેખ તથા કવિતાઓ પણ લખે છે."

"હેં...એં ! હવે મીયાં ભાઇઓ પણ કવિતા લખતા થયા છે ! તો ઓયલા દલપતરામને નરમદા શંકરનાં પેયરાં શું કરશે ?"

"અરે ! મીયાંભાઇઓ તો હવે મોટાંમોટાં પુસ્તકો લખે છે ! શું સમજ્યા ?" મેં કહ્યું, એટલે નથ્થુકાકા આશ્ચર્ય પામતાં બોલ્યા

"હાં...આં, ઓયલો નાજની પઠાણનો કિસ્સો કોઇએ લયખોય ખરો ! પણ ભઇસાબ ખોટું લાયગું હોય તો માફ કરજો ! જરા મને વધુ પડતી વાત કરવાની આદત છે. ઘરમાં આવો ને ચા બા પીને પછે જાઓ."

"નહિ, અત્યારે જ અમે ચ'હ પીને આવ્યા છીએ. જરા ગામમાં ફરીશું" મેં કહ્યું.

"વારૂ, ભલે જાઓ, પણ હાંભળ્યુંચ કે તમારા મુંબઇમાંથી આવતે વરહે કોઇ પાર્યાએ ધારાસભાની ઉમેદવારી કરવાની હામ બીડીચ. હું એ ખરી વાત છે ? મારા બેટા હીજડાઓ પણ ધારાસભામાં જાય, તો પછે અમારા જેવા ખાનદાની માણસોને તો મરવાનો જ વારો આવે ને રાજ્જા ?"

"આપે કોના મોઢેથી સાંભળ્યું છે ?" મી૰ રફીકે પૂછ્યું.

"ઓયલા ભોળાશંકર ભટ્ટ પોંહેથી." નથ્થુકાકા ઉવાચ

"ભાંગની ધૂનમાં તેમણે કંઈ ગોળો ગબડાવ્યો હશે ?" મેં કહ્યું.

"ઓહે, પણ ઓયલો છાપાનો ફેરીયો શંકરીયો કેતો ઉતો કે "મસ્તફકીર" નામના મુંબઇમાં લેખક છે તે કાશીની જાત્રાએ જવાના છે, તે મુસલમાન થઇને કાશીએ કેમ જતા ઓહે ?"

"તે મુસલમાન નથી, હિંદુ છે."

"હેં...એ, ત્યાર અત્યારે હુધી તો હું તેમને મુસલમાન જાણુતો હુતો! વારૂ પણ તમે લગન બગન કયરાંચ કે નંઇ રાજ્જા?" મી. રફીકને નથ્થુકાકાએ પુછ્યું.

"મારો હાલમાં લગ્ન કરવાનો વિચાર નથી."

"અરે! એમ તે થાય? જુવોને જર્મનીવાળો હીટલર વાંઢો હોવાથી ગમે તેવા હુકમો કાઢતો ફરે છે! લગન કયરા વગર માણુહ કરેલ ગણાતો નથી! ને વળી હોંભયળીંચ કે તમારા મુંબઇમાં તો વાંઢા માણુહને કોઇ ઘર પણ રહેવા દેતું નથી રાજ્જા! પરણુવું ને પટલાઈ કરવી તો હઉ કોઇને ગમે ને તમેજ એક ના કહોચ? ભઇ, આજકાલના ભણેલા પણ અજબ ભેજાં રાખેચ હોં! અરે, હું કેઉં રાજ્જા, જો ન કરે નારાયણુને મારી ઘરવાળી મરી જાય, તો આપણે તો બીજું લગન કરીજ લાખીએ રાજ્જા, હું હમયજા રાજ્જા?"

"જેવા જેમના વિચાર."

"અરે! હું કેઓચ? આપણા ગઇકાલના રાજા આઠમા એડવર્ડ કરતાં તમારા વિચાર બઉ મોટા? તેમણે બૈરી ખાતર રાજપાટ છોડી દીધું ને તમે તો પરણવાનું ના કહોચ? વાહરે વાહ! ભયણા પણ ગણ્યા નહિ તે આનુંજ નામ!"

"નથ્થુકાકા, સામા માણસને ખોટું લાગશે કે નહિ તેનું પણ આપને ભાન છે કે નહિ? મી. રફીક માઠું ન લગાડશો. એ તો સાઠ વરસ થયાં છે એટલે એમજ હોય! જરા મગજના......"

"હા, ભાઈ જો ખોટું લાયગું હોય તો માફ કરજો, હું કરું સાળો મારો સ્વભાવજ ભડભડીયો છે રાજ્જા! જુવોને રફીકમીયાં આયવા છો તો બે ત્રણ દાડા થોભી જજો. અમારા ગામના મુખીનો પોયરો પરણુવાનોચ તેના લગનમાં હુરતવાળા રઝાકમીયાંનું બેંડ આવવાનુંચ તે જરાક હાંભળવાની મઝા આવહે રાજ્જા!"

"નહિ, મારાથી થોભાય એમ નથી. આજે સાંજની ગાડીથીજ જવાનું છે."

"અરે એમ તે થાય? બેકાર ભઇ, હાંજે જરૂરથી એમને ચા પીવાને તેડી આવજો હોં? ઘરની ભેંહનુ દૂધ છે પછે આપણે હું વાંધો છે? હેં, કેમ બોલતા નંઇ રાજજા!"

"વારૂ, ઠીક પણ હવે જઇ શકું?" મેં કહ્યું.

"એ ઠીકબીક નંઇ ચાલે! હાંજે આવવુંજ પડહે હોં? હાઆ! પણ એ તો હું પૂછવાનુંજ ભૂલી ગયો કે તમને લેખકના ધંધામાં હું પગાર મળેચ? હો દોઢહો ખાણુ મળતા ઓહે નંઇ વારૂં?"

"અરે! લેખકના ધંધામાંતો એક પાઇની પણ પેદાશ નથી, ઉલ્ટા ગાંઠના કાગળને ગાંઠની શાહી વાપરવી પડે છે!" મી. રવીકે કહ્યું.

"ત્યારે તમારા લેખનો કરતાં તો ઓલી હુરતની અમારી ધંચણો હારી કે હાંજ પડે ટેશણ પર મજુરી કરીને આઠ બાર આના કમાઇ લાવેચ!"

"પણ વિદ્યા એ સરસ્વતી કહેવાય અને સરસ્વતીની કીંમત ન અંકાય!"

"ત્યારે છાપાવાળાતો પૈહા લીધા વગર છાપું આપતા પણ નથી તેનું કેમ?"

"તેતો વહેપાર કરે છે."

"તો તમે પણ વહેપાર કરો!"

"આપણાથી એમ ન થાય." મી રવીકે કહ્યું.

"તો ભૂખે મરવું પડે રાજજા!" નથ્થુકાકાએ ફેંકયું. અંતે મહામુસીબતે તેમના સપાટામાંથી અમે છુટયા અને છુટકારાનો દમ લેતા ઘરભેળા થયા.

* * * *

સદ્‌ભાગ્યે એક વેળા અમારે મુંબઇ જવાનું થયું. નથ્થુકાકા ખાસ વલસાડી ગોળનાં માટલાં ખરીદવા માટે વલસાડ જતા હતા. સુરતના સ્ટેશનેથી ટ્રેન ઉપડતાંજ નથ્થુકાકાએ પોતાની જાત બતાવવા

ગાડી. એમની સામે એક કાઠીઆવાડી ગૃહસ્થ બેઠેલા હતા, તેમની સાથે વાર્તાલાપ આરંભ્યો. તે ગૃહસ્થ આધેડ વયના હતા; અને તેમની સાથે એક યુવાન સ્ત્રી હતી.

"કેમ ભાઈ કાઠીઆવાડથી આવો છો કે?"

"હાજી!" પેલા ગૃહસ્થે કહ્યું.

"મુંબઈ જાઓચ કે આગળ પરદેહમાં જવાનો ઈરાદો રાખોચ?"

"મુંબઈ જઈએ છીએ!"

"ભાઈને કેઉક આપનું નામ હું છે રાજજા?"

"વેલશીભાઈ."

"આપના બાપનું નામ?"

"રતનશીભાઈ"

"મુંબઈમા હું ધંધો કરોચ?" મેં નથુકાકાના કાનમાં કહ્યું "હજામતનો!" તેમણે મારા તરફ ડોળા કકડાવ્યા.

"કટપીસની દુકાન છે." પેલો ગૃહસ્થ બોલ્યો.

"એ ધંધામાં આજકાલ ઠીક ઘી કેળાં છે, નહિ રાજજા?"

"હવે ઈ બધુએ ઠીક સે. પરમેસરની મહેરબાનીથી દાળ રોટલી મળ્યા કરે સે."

"આ બાઈ તમારી દીકરી છે કે?" તેણે અચકાઈને બોચી ખંજવાળતા અધુરો જવાબ દીધો.

"ના...જી મારી ધ..."

"તમારાં ધણીઆણી છે! માફ કરજ્યો, તમારી મોટી ઉમરને લીધે ભાઈને કેઉક એમની નાની ઉમર દેખાવાથી એવું પૃછાઈ ગયું!" પેલો ગૃહસ્થ તો નથુકાકાથી કંટાળી ગયો હતો; જેથી છાપું આડું રાખી નથુકાકાની વાતોથી રક્ષણ મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યો એટલે છાપું ખેંચતાં નથુકાકા બોલ્યા.

"મારી વાતથી આપને ખોટું તો નથી લાગ્યું?"

"ઈ તો અંજાણમાં બધુ હાલે!"

"એ તમારાં બીજી વારનાં ધણીઆણી ઓહે કેમ ખરૂની રાજ્જા ?"

"મને તમારી આવી વાતું પસંદ નથી. પારકી પીડા તમારે શા માટે જોઇએ ?" કાકા ખસીયાણા પડયા, અને પેલો ગૃહસ્થ પણ આ પીડાથી છુટવા નવસારીનું સ્ટેશન આવતાં પોતાની પત્નિ સહિત બીજા ડબામાં ચાલ્યો ગયો.

કાકાને ચૂપ રહેવા કરતાં મરવું પસંદ પડતું; તેથી વાતો કરવાનું સાધન ગોતવા લાગ્યા. બીડી સળગાવી આળસ મરડીને ઉઠયા અને દૂર ખૂણામાં બેઠેલા એક સાધુ મહારાજ પાસે અડંગો લગાવ્યો.

"કેમ મહારાજ, કહાંસે આવતે હો ?" મહારાજે ચલમનો દમ લગાવી શાંતિથી જવાબ ફેંકયો.

"હરદ્વારસે આતા હું, બીચમેં ડાકોરજી કે દર્શન કિયે. અબ મુંબાપુરીસે હોકર રામેશ્વરકે દર્શનકી ઇચ્છા હય ફિર જગન્નાથજી જાઉંગા."

"તમ લોગકું અચ્છી મઝા હે રાજ્જા ! વગર ટીકીટસે સબ જગે ફિરનેકા !"

"મઝા હય તો આપભી સાધુ બનજાઓના ? કિતના દેહ કષ્ટ ઉઠાના પડતા હય વોહ હમારા આત્મા જાનતા હય !"

"અચ્છાતો ઓ આત્માકા દુઃખ દુર કરને કે વાસ્તે તમ ગાંજા પીતે હેં ?"

"હાં...જી, જૈસે આપ લોગ શરીરકી થકાન દુર કરને કે લીયે તાડી-તારૂ પીતે હેં !"

"અરે ! મહરાજ એ હું બોયલા ! અમ તો શીવકે ભકત હે ભકત ! હું હમયજા રાજ્જા ?"

"ભકત હેં તો ફિર કિસીકા દિલ કયું દુઃખાતે હેં ? વોહ બિચારા ભલા ગૃહસ્થ તુમ્હારી બાતસે પરેશાન હોકર દુસરે ડિબ્બેમેં ચલા ગયા ! "કાજી દુબલે કયું ? તોકે સારે શહેર કી ફિકરસે" જૈસી આપકી બાત હય. સચ હય કે વૃદ્ધાવસ્થામેં હાથ પૈર નહિ ચલતે કિંતુ જીભ્હા બહોત ચલતી હય !"

"હું કરીએ મહારાજ! મારી બેટી જીભને જ્યાં હોય, ત્યાં બોલી પડયા વગર ચાલતુંજ નથી રાજ્જા!" એટલામાં ટંન ટંન ટંન ઘંટો વાગ્યો અને વલસાડનું સ્ટેશન આવી લાગ્યું જેથી ન છુટકે નથ્થુકાકાને ઉતરવું પડયું. વાંચક બિરાદર! તને પણ આવા કોઈ નથ્થુભાઇનો જરૂર ભેટો થયો હશેજ? જેમ જ્યાં ગામ હોય ત્યાં ઢેડવાડો હોયજ; તેમ જ્યાં ગામ હોય ત્યાં આવા એકાદ નથ્થુભાઇ પણ હોય છેજ!



## જીવણકાકાનો ઇન્ટર્વ્યુ !

ઈન્ટર્વ્યુ ઘાંચી, ગોલા, કુંભાર, હજામ, વાઘરી, ચમાર, ઢેડ, ભંગી વગેરે સાધારણ ધંધાદારીઓના લેવાતા નથી; પણ બડેખાંઓ, ચેરીમેરીવાળાઓનાં લેવાય છે. અલબત્ત કોઇ ચમાર દાઢીઆંદાર બની જાય; તો તેનો પણ ઈન્ટરવ્યુ લેવાય! હવે રહી જીવણકાકાની વાત તો એ વિષે કેહેવાનું એ કે મારા વાંચકોમાંથી કોઈ એઓશ્રીથી અજાણ્યું નહિ હોય. કારણકે જેમ ગોવરધનરામનું ફેવરીટ પાત્ર મીર્યાં જમાલ હતું, કનુમુન્શીનું પ્રિયપાત્ર કાક હતું, જાગીરદારનુ હેત વારંવાર મકનદાસ પર ઢળતું; તેમ મારો ફેવરીટ ઘોડો જીવણકાકા છે! જીવણકાકાને આ પહેલાં એક, બે ને ત્રણ વાર પબ્લીકમાં રજુ કરી એમની હર્રાજી બોલાવ્યા છતાં એ બારદાન પાછું 'અબ્દુલ કરીમકા જુતા' ની જેમ મારે નસીબે લખેલું હોવાથી તમારી આગળ ઝાસું છું! અસ્તુ:

જીવણકાકાના આંતરદર્શન અને બાહ્યદર્શનનું વિગતવાર બ્યાન ઘણી વેળા કરી ચૂકયો હોવાથી, આજે તો મુદ્દાની વાતપર જલ્દી આવી લાગું છું. એ પણ આપણા જેવા બે પગા મનુષ્ય છે. 'બહુ રત્ના વસુંધરા' જેવી કિંવદંતિ એમને નિરખતાં કે અનુભવતાં ખરી લાગે છે. જોકે એમને વાંદરા જેવું પૂછડું નથી, છતાં કેટલાક પેટ બળ્યા શાએરો એમને નિરખતાંજ વદે છે કે:-

'તારીફ઼ ઉસ ખુદાકી જીસ્ને ગધ્ધા બનાયા;
કયા દિલરૂબા બનાયા કયા ખુશનવા બનાયા!'

આટલા ઉપરથીજ એમનું વ્યક્તિત્વ તમારી આગળ ખડું થઈ ગયું હશે. ડરબી લૉટરીમાં મેંજ એમને નાખ્યા હતા. પણ એમનું કિસ્મત સીધું ઉતર્યું; જેથી સવા લાખના ધણી થયા, અને હું તો જેવો હતો ને તેવો દોડકાં છોલતોજ રહી ગયો! એમને પૈસા મળ્યા, એટલે મોટર પણ વસાવી એટલે સરકાર તરફથી રાવ બહાદુરનો ખિતાબ પણ મળ્યો! કાલના થર્ડ ક્લાસ જીવણકાકા આજે મોટાં માણસની પંક્તિમાં મુકાયા. અને મોટાની પંક્તિમાં મુકાયા, પછી લોકોમાં એમના નામની કીંમત અંકાવા લાગી. ટાઇમ્સનો રિપોર્ટર એમનો ઇન્ટરવ્યુ લેવા આવ્યો હતો; જો કે રાવબહાદુર થયા હતા પણ એમનો સ્વભાવ તો ભડભડીયોજ રહ્યો હતો. કોઇએ કહ્યું છે કે 'સ્વભાવનું ઓસડ નથી' તે વાસ્તવિક છે. બહારથીજ અવાજ આવ્યો.

'રાવ સાહેબ ઘરમાં છે કે?'

'ઘરમાં નથી ત્યારે ક્યાં મસાણમાં સિધાવ્યા છે? મારો સાળો આ ખિતાબ મળ્યો ત્યાર પછી તો લોકો જંપવાજ દેતા નથી!'

કટાણું મોઢું કરીને બારણું ઉઘાડ્યું રાવબહાદુર જીવણકાકા બડબડ્યા.

'રાવ બહાદુર સાહેબને મારે મળવું છે જરા ખબર આપશો.' નાઇટ ડ્રેસમાં સજ્જ થએલા જીવણકાકાને રાવ બહાદુરના નોકર સમજીને રિપોર્ટરે કહ્યું.

'તમે કોઈ અક્કલના બારદાન છો? તમને એટલુંએ ભાન નથી કે રાવ બહાદુર હું પોતેજ છું.! નોકર તો દૂધ લેવા ગયો હશે!'

'આઇ એમ વૅરી સૉરી? હું દિલગીર છું, માફ કરજો સાહેબ!'

'હવે, એ તમારૂં માફને બાફનું ટાયલું પછી કરજો, ને પહેલાં કહી નાખોને કે તમે શા માટે આવ્યા છો?'

'આપનો ઇન્ટરવ્યુ લેવા!'

'એ વળી હું લફરૂં છે? મારો બેટો આ ખિતાબ મળ્યા પછી તો લોકોએ મારા નાકમાં દમ આણ્યો છે! કાલે ઓલી ખોડાં ઢોરની પાંજરાપોળના સક્રેટરીએ 'માન પત્થર' કોણ જાણે ભારે ભારે

સંસ્કૃતના શબ્દોમાં છપાવીને કાચમાં મઢાવીને મને આપ્યું, તે બદલ લોકુંના કહેવાથી પાંચસો રૂપીયા આપવા પડ્યા ! બહુ બહુ તો એ ‘માનપત્થર ’નો કાગળ ને કાચ રૂપિઆ હવા રૂપિઆનો ઓહે ! પેલી ‘પરમલડે બેરીની ‘ અસ્પતાલ ’ નું ઉઘરાણું થીયું, તીમાં ‘ કલેટણ ’ ના કહેવાથી બસ્સોને એકવાન ઓકવા પયડા. ને વળી હવે તમારૂં બાકી હતું તે તમે જીવ લેવા આવ્યા છો !’

જીવણકાકાએ જાણ્યું કે કોઈ ઉઘરાણુંવાળો આવ્યો હશે.

‘ નહિ હું તો આપનો ઇન્ટરવ્યુ લેવા આવ્યો છું. ’

‘ એ વળી ઇન્ટરવ્યુ કઇ બલાનું નામ છે ? ’

‘ તમે તમારે હું પુછું તેના જવાબ આપોને ! ’

‘ તે હું કંઇ તમારા બાપનું ખાધું છે, તે જવાબ આપીએ ? હવારના પહોરમાં હજુ તો ચાએ ઢીંચ્યો નથીને આયવા કોઇના ઘરની વાતો પૂછવા ? તમે કોણ કોઈ ભાટ ચારણ છો ? ’

‘ નાજી, હું તો મુલકમશહુર ‘ ટાઇમ્સ ’ છાપાનો પ્રતિનિધિ છું, આપનો કીંમતી અભિપ્રાય પૂછી છાપામાં છપાવીશ, અને સાથે આપની છબી પણ પ્રગટ કરીશ ! ’

‘ એમ છે ? ત્યારે તો રાખો જરા ચા પીને હારો ડગલો અને પાઘડી પહેરીને ખેહ નાખી આવું, તમે આય ઓટલા પર બેહો ! અયલા એય રેંમલા ! આ છાપાના છબીવાળાને બહેવા ઘરમાંથી કોથળો લાવ તો !’ કોથળો આવ્યો છતાં રિપોર્ટર પાટલુન બગડવાની ધાકે ન બેઠો એટલે રામલાએ દિર્ધદ્રષ્ટિ વાપરી એક સાડા ત્રણ પાયાની, ખડખડ પાંચમ ખુરસી આણીને તે પર રિપોર્ટરને બેસાડયો. ઉપર ગયા પછી જીવણકાકાને આદરસત્કાર કરવાની સુઝ પડી જેથી ઉપરની બારીમાંથી ડોકું લંબાવીને પૂછ્યું ‘ ચા બા પીશોકે ? ’

“ નાજી, એવી કંઇ તકલીફ કરવાની જરૂર નથી ! ” રિપોર્ટરે ઉંચું જોઇ ને જીવણકાકાને કહ્યું

'અરે! એમાં તકલીફ હાની? ચા વધે તે તો નોકર ચાકર પી જાય છે; ત્યારે વળી તમને પીવરાવવી એમાં વાંધો શો?' સામાવાળાનું અપમાન થાય છે કે નહિં તેની દરકાર જીવણુકાકાને નો'તી. રામલો ચાહનો કપ લઇને આવ્યો. રાવબહાદુરને ખોટું લાગશે એમ સમજીને રિપોર્ટર ચા પી ગયો થોડી વારમાં ફોટો પડાવવાની આશામાં વરઘોડામાં જતા સાજનીયા જેવો ડ્રેસ પહેરીને જીવણુકાકા નીચે પધાર્યા ને રિપોર્ટરને કહ્યું.

'લ્યો, ચાલો હેંડો!'

'ક્યાં?'

'ક્યાં તે છબી પડાવવા તમારા છાપામાં!'

'અરે! નહિ સાહેબ, ત્યાં આવવાની જરૂર નથી. તમરી છબી તૈયાર હોય તે મને આપજો; પણ પ્રથમ તમને પૂછું તેના જવાબ આપો.'

'એટલે એમજને કે દહ રૂપીયાની છબી મફતમાં લઇ જવી છે?'

'નાજી, એ તો બ્લોક બનાવ્યા પછી પાછી મળશે!'

'એ બ્લોક વળી હું?'

'છબીનું બીબું!'

'તે કાંઇ પણ મતલબ વગર આટલા ઉંડા પાણીમાં ઉતરવાની તમને હી જરૂર પડી? મારૂં હાળું જરૂર કંઇ દાળમાં કાળું ઓહે?' કેટલીક રકઝક અને સમજાવટ પછી જીવણુકાકા ઇન્ટરવ્યુ આપવાને તૈયાર થયા. ઘરમાંથી બીજી ખુરસી મંગાવીને સામે બેઠા અને રિપોર્ટરે કાગળ પર કલમ ચલાવવા માંડી.

'આપનું પુરૂં નામ શું છે?'

'રાવબહાદુર જીવણલાલ ચીનમલાલ અરજી લખવાવાળા.'

'અરજી લખવા વાળા એ શું તમારી અટક છે?'

'નહિ બાપદાદાનો ધંધો છે?'

'સારૂં, આપની એઇજ કેટલી છે?'

'એઇજ એટલે હું?'

'ઉંમર:'

'તો એમ હીધું હીધું ભહી મરોને? એકાવન વરહ ? પણ હું તમને પુછું, કે ઉંમર તો લગન કરવાવાળાની પુછાય?'

'ઇન્ટરવ્યુમાં પણ ઉંમરની જરૂર પડે છે! હા, વારૂ તમને પરણ્યાને કેટલાં વરસ થયાં?"

'છવ્વીહ વરહ!'

'કેટલાં બાળકો છે?'

'તે ઓયલા તીજી સાલ વસ્તી ગણત્રા આયવાતા તીને પૂછી જોવું ઉતુંને?

'આપને કહેવમાં શું વાંધો છે?'

'કંઇ ઓછું થઇ જાય તો?'

'તમે આવડા મોટા સરકારના ખિતાબધારી થયા ને એવા વહેમમાં માનો છો?'

'કેમ નહિ?'

'પણ એતો લખાવવુંજ પડશે.'

'ચાલ લખ ત્યારે ચૌદ છોકરાં!'

'હેં......એં ચૌદ છોકરાં? ત્યારે તો આપ પણ ખાસી એક ધરમશાળાના માલિક જેવા ગણાઓ!

પણ એમાં ભડકી શેના ગયા? કાલના છાપામાંથી વાંચીને અમારો મહેતાજી કે'તો ઉતો, કે તુરકીના મલકમાં એક માણહને ૪૩ છોકરાં છે તેથી તો આંય થોડાં છેને?

'ઠીક, આપનું બીઝનેસ શું છે?'

'બીઝનેશ હું??

'ધંધો.'

'વળી પૈસાદારોનો ધંધો હું? ખાવું, પીવું, સુવું ને મોટરમાં ફરવું! લોટરી લાગ્યા પહેલાં બબ્બે આનામાં અરજી લખી આપવાનો ધંધો કરતો હતો; પણ હવે પૈસાદાર થયા પછી કાંઇ ધંધો કરતો નથી. કોઇ બે પૈસા મળે એવો ધંધો હોય તો તમેજ બતાવોને?'

'ઠીક છે, તે પર પછી વિચાર કરીશું! પણ સ્વરાજની બાબતમાં આપનો શો વિચાર છે?'

'સ્વરાજ એટલે બધાનું રાજ! એમજને?'

'હા.'

'ત્યારે તો હરકારને કઇ દેજો કે સવરાજ બવરાજ આપવાની કંઈ જરૂર નથી! મારા દીકરા બધા ઘર ઘરના રાજા બની જાય તો પછી કોઇ કોઇનું હાંભળેય હાના?'

'હિંદના ભાવી બંધારણ વિષે આપનો શો મત છે?'

'તે હિંદવાળો જાણે, હું શું જાણું!'

'પણ બધા મોટા માણસો પોતાના અભિપ્રાય આપે છે ને?'

'તેમની પાસે વધારાનો અભિપ્રાય હશે તે આપતા હશે?'

'સારૂં, દુનિયાની બેકારી ટાળવા સંબંધી આપનો શો વિચાર છે?'

'પેલી વલાયતમાં મોટી લડાઇ જરમન વાળા હામે થઇ હતીને તેવી ફરીથી મલકે મલકમાં લડાઇ જગાડો ને એ બેકાર લોકોને તેમાં સપાઇ બનાવીને લડાવી મારોનિ કે ખપી જાય કે પીડા ટળે?'

'વારૂ, આર્થિક પરિષદ વિષે આપનો શો મત છે?'

'ઇ આર્થિક હું ને પારિષદ હું?'

'એટલે આખી પૃથ્વિ ઉપરથી પૈસાની તંગી દૂર થઇ પૈસાની રેલમ છેલ શી રીતે થાય એ નક્કી કરવા માટે યુરોપમાં મોટા મોટા ઉમરાવોની એક સભા મળી હતી તે વિષે આપનો મત પુછું છું.'

'તો એ ઉમરાવોને પુછવાની નથી પડીને તમે શા હારૂ ફિકર કરી મરોછો!'

'આવી બાબતોમાં આપ જેવા મોટા માણસોના વિચારો પબ્લીક આગળ અમારે રજુ કરવા જોઇએને?'

'તો ઈમાં તે હું ધાડ મારવાની છે કે વળી પરિષદ બોલાવવાની પંચાત કરવી પડે? આ તમે બધાં છાપાંવાળા આઠ દિવસ છાપાં છાપવાનું બંધ કરો અને સરકારનો હુકમ લઇને નોટો છાપવા માંડો ને કે પૈસાની તંગાશ આપોઆપ મટી જશે!' રિપોર્ટર હસવા લાગ્યો 'સોનાના ચલણ વિષે આપ શું કહો છો!'

'હાંભયળુંચ કે બધા મલકની સરકારો સોનું માંગેચ. આમ સરકાર લોક સોનાનો હંધરો કરહે તો પછે બૈરાંનાં દાગીના હેના કરાવીશું? લોઢાના! માટે સરકાર મા બાપને વિલાયત કાગળ લખો; તો મારા તરફથી સલામ કહેજો ને એટલો સંદેશો પહોંચાડી દેજો કે સોના ને બદલે પિત્તલનું ચલણ ન ચાલે? બંન્નેનો રંગ પણ હરખોજ છે ને?'

'વારૂજી, પણ આય મહાત્મા ગાંધીજી ઢેડ ભંગીને તમારી ઉંચ વર્ણમાં મેળવવા માંગે છે તે હરિજન ચળવળમાં તમે માનો છો?'

'અરે! તમને હું કેઉં? ગાંધીજી જેવું હમજદાર માણહ થઇને આવું વર્ણહંકર જેવું કરે તે કેમ પાલવે? માળો બોલ્યો જુનાગઢ-વાળો નરસિંહ મહેતો ને તેનો પાડોશી આ પોરબંદરવાળો મોહનદાસ ગાંધી હરખા પાયકા હરખા! કળજુગ જેટલું ના કરાવે તેટલું ઓછું. બાકી વાણીઆ, બ્રહ્મણ તે ઢેડનું પાણી પીએ? ને મંદીરમાં એ માળા ઢેડ, ચમારોને દાખલ કરીએ તો દેવ વટલાઇ નો જાય!'

'સમાજ સુધારકો વિધવાઓને પુનર્લગ્ન કરવાની સલાહ આપે અને જુના વિચારના સનાતનીઓ વિધવાઓને વૈધવ્ય પાળવાની શિખામણ આપે છે એ બાબતમાં આપનો શો મત છે?

'હું કંઈ વિધવા નથી કે એ બાબતનો મત આપી હકું? વિધવાઓ જાતેજ પોતાનું ફોડી લેહે એમાં બીજાઓએ માથું મારવાની હી જરૂર?'

'જર્મનીમાં હીટલરે માથું ઉચક્યું છે અને યહુદીઓને પકડી પકડીને દેશ બહાર કરે છે એ વિષે આપ શું કહો છો?'

'ભેંસનાં શીંગડા ભેંસને ભારે; તેમાં આપણને શું ?'

'જાપાને ચીન પર ચીલ ઝડપ ચલાવવા માંડી છે અને આખા કોળાનું શાક કરવા માંગે છે એ સંબંધમાં આપ શું કહો છો ?'

'બળીઆના બે ભાગ એતો જગતનો નીયમજ છે એમાં હું નકામું શુંક ઉરાડું તે શા કામનું ? ચીનમાં જોર હોય તો જાપાનને પાછું હઠાવે પણ બાપલા ! આવી પારકી પીડા તારે નાહક શું કરવા જોઇએ !"

'ચાલો ત્યારે આપણી વાત કરીએ !"

'હજુ વળી કંઇ બાકી છે ?'

'હાજી, ઇંગ્લેંડ જે હિંદને ફેડરેશન આપવા માંગે છે; તે તમારે કબૂલ છે ?'

'અરે ! ગોરા સાબ જે આપે તે કબુલ ! અને કબુલ ન કરીએ તોએ કયો ભા આપણી દરકાર કરે એમ છે ?'

'આગલી ધારાસભામાં મેમ્બર તરીકે આપ ઉમેદવારી કરવાના છો ?'

'ના બાપા ! એ લફરૂં વળી હું કરવા જોઇએ ? આ રાવબહાદુર થયા એટલામાંતો ઉત્તરાણુંમાં રકમો આપીને હુંસ નીકળી ગઈ ! તે વળી ધારાસભાનો મેમ્બર થાઉં તો જલ્દીજ દેવાળું ફુંકવાનો વખત આવેને !'

'વારૂ, આજકાલ ખાનદાની યુવક, યુવતિઓ સ્ટેજપર કામ કરે છે અને ફીલ્મોમાં ઉતરે છે એ બાબતમાં આપ શું કહો છો ?'

'એમાં હું શું કહેવાનો હતો ? એ તો ભાંડ ભવૈયા ને તરગાળાનું કામ છે ! પછી આ કળિકાળમાં તો જેટલું ન થાય એટલું ઓછું ! પણ હવે આ માથાઝીક કયાં સુધી લંબાશે ?'

'હવે સમાપ્ત કરૂં છું !'

'તો તારો પાડ; પણ હવે ફરીથી આવી પારકી પંચાત કરવા પધારવાની તકલીફ ના લેતો બાપલા !'

'વારૂ, હવે છેલ્લી એક વાત પૂછું છું !'

'વળી હજુ પૂછવાનું બાકી કહ્યું? ચલ, તો જલ્દી કહી નાખને!'

'નર્મદ શતાબ્દમાં આપે ભાગ લીધો હશે?'

'નહિ.'

'કેમ?'

'એવાં તો હજારોએ લફરાં એ તમારા છાપાંવાળા કાઢે છે. કેટલામાં ભાગ લઈએ? અને વળી કંઈ મફત લેવાય છે? નામ પર માણે કંઈને કંઈ ઝીંકવું પડે ને! એવા મેળાવડા કરતાં તો મદારીનો તમાશો જોવામાં ઠીક મઝા પડે છે; કારણ કે તેમાં કંઈ મોટી રકમ આપવી પડતી નથી! મદારી ટોપી ફેરવે ત્યારે એકાદ ઘસાયેલું દોઢીઉં નાંખી દઈએ તોએ ચાલે અને ન આપીએ તો પણ કોઈ ફરજ પાડતું નથી!'

'આપ ક્રિકેટમાં રસ લો છો?'

'નહિ, હાફુસ પાયરીની કેરીમાં રસ મળે છે એવો રસ ક્રિકેટમાં મળતો નથી!'

'આપ કેવું વાંચન પસંદ કરો છો?'

'અભિમાન્યુનો ચક્રાવો, મડાપચ્ચીસી, નંદબત્રીસી, સદેવંત સાવળંગા, ગજરામારૂ વગેરે!'

'આપે કોઈ વેળા રેડીઓમાં લેક્ચર આપ્યું છે?'

'ના હું લેક્ચરમાં કોઈ દિવસ રડ્યો નથી!'

'સ્ત્રીઓ સમાનતાના હક માગે છે એ વિષે આપ શું કહો છો?'

'એમાં હું શું કહેવાનો હતો? બૈરાને ભાયડા આજકાલ સમાનજ થઈ ગયાં છે ને! જુવોને ઓયલા તમારા કૉલેજવાળા છોકરા, મરદોની ખાસ નિશાની મૂછ ગણાય તેને તો મુંડાવી નાખે છે, અને બૈરાંના જેવા વાંકાચુંકા સેંથા પાડે છે. ને હાથમાં ઘડીઆળ બાંધે છે હવે બૈરામાં ને એમનામાં શું ફેર? અને જે ફેર હતો, તે સુધરેલાં બૈરાંઓએ કાઢી નાંખ્યો છે! મરદો જેવા બુટ બૈરાં પહેરે છે, ને લાંબા વાળને કપાવી મરદો જેવાં ફરવા લાગ્યાં છે! ફકત એટલુંજ રહ્યું કે હાફી ઘાઘરા મરદો પહેરે ને બૈરાં ઝભ્ભો પહેરે કે પછી તમે કહો છો તેવો સમાન હક મળી જાય!

મારો દહરો હળહળતો કલજુગ નહિ તો બીજું હું? બૈરાં મોટર ને હાઇકલો ચલાવે ને કોરટોમાં વકીલ બાલેસ્ટર પણ બને, ને ભાયડા શાક સમારે ને ઘોડીઆં ખેંચે પછી તે હજુ તમારે બીજા શા હકો અપાવવા છે??

'સંતતિ નીયમનમાં આપ માનો છો?'

'સંતતિ નીયમન એટલે હું વળી?'

'અમુક હદમાંજ છોકરાં પેદા કરવાં?

'તે પાછા આપણે ભગવાનના હગા દીકરાએ ખરા ને કે આપણી મરજી પડે એટલા છોકરાં પેદા કરી હકીએ! જાઓ મારાભાઈ તમારા જેવા નાસ્તીકોથી તો થાયકા બાપા! હવેથી આવી નકામી માથાઝીંક કરવા પધારતા ના! તમારા લોકોને લીધેજ પેલા સાબ લોકો લખેચ, એવું 'નો એડમીશણ'નું પાટીઉ આજે દરવાજા પર લટકાવી દેવું પડહે!' રિપોર્ટર 'સાહેબજી!' કહીને ચાલતો થયો; અને કાકા 'હાશ!' કરીને ઓટલા પરજ બેસી પડયા.



# કરસન કમીશન !

[ હિંદમાં ભૂતકાળમાં વિલાયતથી સાયમન કમીશન આવ્યું હતું; તેના પ્રત્યુત્તરમાં ભવિષ્યકાળમાં અહીંથી કરશન કમીશન મોકલવામાં આવ્યું છે ! આમ ભૂત અને ભવિષ્યના જોડાણમાં વર્તમાન વિસરાઇ ગયો છે, અને આપણો અત્રેનો વર્તમાન પણ વિસરવા જેવોજ છે ને ? લેખક ]

ઈ. સ, ની પશ્ચિમે ૧૯૫૧ માં સ્વરાજ મળી ગયા પછી હિંદની હાલત એકદમ સુધરી ગઇ હતી, અને વિલાયતની હાલત બગડી ગઇ હતી, ત્યારની આ વાત છે. (વાંચકે ભવિષ્ય કાળને વર્તમાનમાં ખેંચી આણવો પડશે, વાયરલેસના યુગમાં સમયને ટુંકો કરવો એ કંઇ અઘરું કાર્ય પણ નથી ! )

સ્વરાજની પૂર્વે સને ૧૯૩૦ માં જ્યારે અમે તો નાનાં નાનાં બાળકો વાનર સેનામાં "હુપા હુપ !" કરતાં હતાં; ત્યારે ધારાસણાની પહેલી ધાડમાં એકવીસ ડાંગો ખાઇને સહિસલામત પાછા પધારેલા અમારા કરસનકાકા આજે સાઠની ઉપર ત્રણ વધી ગયા છે; છતાં અમારા પરગણામાં મેજીસ્ટ્રેટ અને મુન્સફનું કાર્ય પોતે વગર સંકોચે કર્યા જાય છે. એમના ઇન્સાફનું એકાદું ઉદાહરણ તમારા માટે બસ થઇ પડશે.

અમારા ગામના ધોધા કુંભારનો ગધેડો ખોવાયા પછી તેણે બે ત્રણ પેપરોમાં ગધેડાના ફોટા સહિત જાહેર ખબરો પ્રગટ કરાવી હતી. કે " ગધેડો લાવીને હાજર કરનારને પચ્ચીસ રૂપિઆ ઇનામ આપવાનું

જાહેર કર્યું હતું. છતાં ગધેડાનો પત્તો ન લાગ્યો, અને ગધેડા કરતાં પાંચ ગણી કીંમત છાપાંવાળાઓએ જાહેર ખબર છપાવવાની લીધી; ત્યારે ઘોઘાએ પેપરવાળાઓ ઉપર ફરિઆદ કરી કે "આટલા બધા રૂપિઆ હજમ કરી ગયા છતાં ગધેડાનો પત્તો લાગ્યો નથી માટે મારા પૈસા પાછા અપાવવા!" વાંચકે ભૂલવું ન જોઇએ કે સ્વરાજની સરકારમાં ઠેર ઠેર ખેડુતોનેજ બધા હોદ્દા આપવામાં આવ્યા હતા. આ દેશમાં મેજોરિટિ ખેડુતોનીજ છે, અને એમની મદદથી સ્વરાજ પ્રાપ્ત થએલું હોવાથી આ વ્યવસ્થા યોગ્યજ કહી શકાય! અને કદાચ કોઇ અભાગ્યા એને અયોગ્ય કહે તો તેનું સાંભળે પણ કોણ?

દરેક ગામમાં પંચ ઇન્સાફ કરતી, અને તાલુકામાં એક સરપંચ ઇન્સાફ કરે. કોઇ પગાર લેતું નહિ! કરસનકાકા અમારા પરગણાનાં ઓનરરી મુન્સફ, અને મેજીસ્ટ્રેટ હતા. ગધેડાની ફરિઆદ એમની કોર્ટમાં રજુ થઇ; ત્યારે પોતે પોતાના પ્રાઇવેટ ચેમ્બરમાં પોંક અને ચટણીનું ટીફીન લઇ રહ્યા હતા. ઘોઘા કુંભારની ફરિયાદ સાંભળ્યા પછી પેપરોના એડિટરોને બોલાવ્યા અને ધમકાવ્યા "હેં...એં...મારા ભઇ હવરાજની હરકારમાં આવું અંધેર ચાલી હકે? કાંતો ગધેડો લાવી આપો; નહિ તો પૈહા પાછા આપો!" અંતે પેપરવાળાઓને પૈસે ગધેડાને ગોતવા ડિટેક્ટિવ રોકવો પડયો આ છે કરસનકાકાનો રોકડો ન્યાય!

એક દિ ઓસરી પર બેસી તડકે ટાઢ ઉડાડતાં બધા પટેલીઆ વાતે વળગ્યા હતા. કરસનકાકા પણ દાતણની ચીરી મોંમાં ઘાલીને "ઓ......આ" કરી રહ્યા હતા.

"કાં' કરહનકાકા હાંભયળું કે?" પુંજા પટેલે વાત શરૂ કરી.

"પણ કંયા વગર તે હી વાત હાંભળું?" દાતણની ચીરીને દૂર ફેંકતાં કરસનકાકા બોલ્યા.

"છાપામાં ખબર આવીચ કે વલાયતમાં દુકાળ પયડોચ ને લોકેદ કામ ધંધા વગર ભૂખે મરેચ."

"તે ઇમનાં નસીબ આપણે હું કરીએ?"

"ઈ તો ખરૂં, પણ જ્યારે આપણા લોકું ભુખે મરતા, છટાણે ગોરા લોકું આપણી વ્હારે ધાયા ઉતા, તમે તે દિ ક'યેલું ને કે પહેલાં આપણા લોકુંને મદત કરવા કોઇ "હાઈમણુ કમીહણુ" આવેલું તે હવે આપણા મલકમાંથી ઇ મલકમાં એક કમીહણુ મોકલવું જોયે ! ક્યતો આજ ઇમનો વારો તો કાલે આપણો વારોએ આવે !!" અરજણ દરજીએ પરોપકાર વૃત્તિ જાહેર કરી.

"ત્યારે તમે કો' તે દિ આંયથી કમીહણુ મોકલીએ; પણ કમીહણુમાં કુણુ કુણુ ઝાય ?"

"જુઓ, કમીહણુના પરમુખ તો ઝાણે તમે નક્કીજ, ને બીજા મેમ્બરૂંમાં આ અરજણીયો પોતે પછી બીજો ઓલ્યો કરજણીયો ભરવાડ, હીરો હજામ, ઘોઘો કુંભાર, ગગો ઘાંચી, ભગો ગોલો ને બીજા તમે કો'તે ?" અરજણે ખુલાસો કર્યો.

"માળા, નામ તો બધાંએ ખાનદાની ગણાયવાં ! બધાએ નાતના પટેલીયા છે; પણ બીજી કોમુંનાએ એક બે મનીખ લેવાં ઝોઇએના ?"

"ત્યારે પારહી કોમમાંથી બમનજી બતકાંવાળા અને મુસલમાનોમાંથી મમદુમીયાંને હારે લઇ જઇહું !"

અંતે વિલાયત કમીશન મોકલવાનું નક્કી થયું 'કરસન કમીશન' ની તડામાર તૈયારીઓ છાપામાં છપાવા લાગી. વિલાયતના "ડેલી મેઇલ" તથા 'ઇવનીંગ ન્યુઝ' માં કરસનકાકાના ફોટા સહિત એમની તારીફ છપાવા લાગી. અહીંના પણ અનેક છાપાંઓ કરસનકાકાનો ઈન્ટરવ્યુ પ્રગટ કરવાને પડાપડી કરવા લાગ્યાં. "ટાઇમ્સ"માં એમનો ઇન્ટરવ્યુ છપાયો હતો તેનો ગુજરાતી તરજુમો નીચે રજુ કરું છું.

"આપ વિલાયત શા માટે જાઓ છો ?" ટાઇમ્સના રિપોર્ટરે પૂછ્યું.

"ઝખ્ખ મારવા ! મારા દિકરા આ દેશમાં દોઢ ડાહ્યા ઘણા પાકેચતો ! આખો મલક જાણેચ કે વલાયત અમે હું કરવા જઇએંચ ! તો તું પાછો નાનો કીકાએ ખરોને તે અજાણ્યો થઇને પૂછેચ ?"

"પણ કાકા, અમારે તો પેપરમાં આપના વિચારો પ્રગટ કરવા જોઇએને!" રિપોર્ટરે આગળ લંબાવ્યું.

"ઇ પેપરવાળાઓ પણ માળા' હજામ જેવા હોયચ તો! લોકુંની ખાનગી વાતું પણ છાપી નાંખેચ!" અરજણે કાકાની વાતને ટેકો આપતાં કહ્યું.

"પણ તમે વચ્ચે શા માટે બોલો છો? અમારે તો કમીશનના પ્રમુખ સાહેબના વિચાર જાણવા છે!" રિપોર્ટર બોલ્યો.

"તે ઈ અમારા ખાંનગી સકરેટરી છે. ઈમનું બોલવું પણ હાંભળવું પડહે, ને ના હાંભળવું હોય તો કાંયો ગગો તમને આંય તેડવા આવેલો?" કરસનકાકા બોલ્યા.

"ચાલો, એ તો ઠીક પણ; ત્યાં જઇને તમારૂં કમીશન શું કરશે?" રિપોર્ટરે પૂછ્યું.

"આંયના દેશી અસ્તરાથી વિલાયતની બેયું મુંડશે!"

"આપ મશ્કરી જવા દો અને સીધી વાત કરો."

"હું કપાળ હીધી વાત કરૂં? આજ આઠ આઠ દન થયાં નતદન સુરજ ઉગે કે એકાદ છાપાવાળો જમની પેઠે આવીને ઉભો હોયજ! પૂછી પૂછીને હુંસ કાઢી નાંખે; ત્યારે ઝંપવા દે! હું તમારા બાપનું કાંઈ લીધું ખાધું છે તે ઝંપવાએ દેતા નથી?" કાકા ઉકળ્યા.

"આપના વિચારો પબ્લીક સન્મુખ રજુ કરવા એ અમારી ફરજ છે." રિપોર્ટર બોલ્યો.

"પણ અમારે આગળથી બધું કહેવું નથીને? કારણકે "ભસા કુત્તા કાટે નહિ ને ગાજ્યા મે' વરસે નહિ."

"તો પણ કંઇ કાર્યક્રમ તો નક્કી કર્યોજ હશેને?"

"હા, લે હાંભળ! મારા દિકરાને પારકી પંચાતમાંજ રહ પડે છે! જો આંયથી તારી કાકી પોંહે ઢેબરાંનું ભાથું બંધાવી લઇશ. ઇ પરમાણે બધા મેમ્બરૂં પોતાના ઘેરથી ભાથાં બાંધી લેશે; પછે આગબોટમાં હારે હારે, ખાતા ખાતા ને ગાતા ગાતા વલાયત જઈહું.

પછે તીયાં કોઈ ભેમણીયા વીહીમાં મુકામ કરી પગપાળા આખો મલક જોઈ વળહું, ને જેને જેને જે જે દુઃખ ઓહે તે પુછી જોઈહું. બધી નોંધુ કરીને પાછા આયવા પછે ઇ લોકુંને મદતની જરૂર ઓહે તો મદદ કરીહું!" રિપોર્ટ લીધા પછી કેમેરા વડે કરસન કાકાનો ગ્રુપ સહિત ફોટો લેવાનો રિપોર્ટરે વિચાર જણાવતાં કહ્યું.

"આપના બધા મેમ્બરોનો ભેગો ફોટો લેવાનો વિચાર છે."

"પણુ બધા તો રાતે ભેગા થાય છે. મમદુ તો છકા પંજા કરેવા ગમે તંઇ રખડતો ઓહે, ને બમન તો બતકનાં ઇંડાં વેચવા નીકળી પયડો ઓહે, ને કરજણીઓ તો બકરાં ઘેટાં ચગાવવા ગીયોય ઓહે, તો પછે બધા હારે હી રીતે છબી પડાવહે?" કાકાએ ખુલાસો કર્યો.

"ચાલો ત્યારે જે બે ચાર અત્યારે હાજર હોય તેને એકઠા કરો." બે ચાર મેમ્બરોને ભેગા કર્યા.

"અલ્યા, હીરા, ગગા, ભગા, અરજણ તમે બધા ઠીકઠાક થઇને આયવા છોને?" કરસન કાકાએ પૂછ્યું.

"કેમ બાપા, હું તો કોથળી લાવવાનું જ ભૂલી ગયો છું?" હીરે ખુલાસો કર્યો.

"તે આંય કયાં કોઇનું માથું મુંડવું છે? છતો વલાયત જવાના છીએ તેથી સબી પડાવવાની છે!"

બધા ઠીકઠાક થઇને બેસે છે. ત્રીજે દિવસે પેપરમાં ફોટો જાહેર થયો. જેથી કરસનકાકા લાકડી લઇને પેપરવાળાને પાંચ શેરની સંભળાવતા, સંભળાવતા તેની ઑફિસ તરફ ગયા. રસ્તામાં જે ફેરીયા પાસે પેપર જુવે તેની પાસેથી ખુંચવી લઇને ફાડી નાખે! અંતે એ વરઘોડો પેપરના ઑફિસે જઇને અટકયો! ખુરસી પર બેઠેલા એક કોટ, પાટલુનવાળા માસ્ટરનું બોચું કાકાએ પકડયું.

"કેમ અલ્યા! બહુ ફાટી ગયા છોને? મારા દિકરા ધોળે દિ આંધળા થયા છો કે હું? ચહમા ચઢાવીને જુવો હું મારે નાક નથી?" કરસન કાકા તપ્યા.

"પણ આપ કોણ છો? આમ એકદમ અડબંગની જેમ ચોંટી પડો છો! હું શું જાણું? હું તો ક્લાર્ક છું."

"ત્યારે ઓલ્યો છબી પાડવા આવેલો તે કીયાં ગયો?"

"પણ તમે બોચ્ચા છોડોને! જુઓ સામે મેનેજર છે એમને પૂછો." કાકા તેને છોડીને મેનેજર પાસે ગયા.

"તમે તે માણસ રાખો છો કે ગધેડા? તમારા માણસે એવી તે કેવી છબી પાડી કે છાપામાં મારૂં નાકજ નથી દેખાતું!" મેનેજરને ઠપકો દેતાં કાકા બોલ્યા.

"અ...હલો! મી. કરસનદાસ! "**કરસન કમીશન**" ના પ્રેસીડન્ટ આપ પોતેજ છો? થેંક્યુ, ઘણુંજ સારૂં થયું કે આપની મુલાકાત થઇ!" મેનેજરે શેકહેંડ કર્યા.

"અરે! હું મારાને તમારા બાપનું કપાળ હારૂં થયું? મારી છબીમાં નાકજ નથી! લ્યો હાથ ફેરવીને ખાતરી કરી જુવો, મારે નાક છેકે નથી?"

"આઇ એમ વૅરી સૉરી! સાહેબ, હું ઘણોજ દિલગીર છું કે આપના નાકની જગ્યાએ છપાતાં શાહીનો ડાઘ પડી ગયો છે; તેથી કપાઇ ગયું હોય એમ ભાસ થાય છે!"

"પણ મારા ભઇ વિલાયતનાં બૈરાં જોહે કે આવો નકટો માણહ કમીસણનો પરમુખ થઇને આવેચ; તો મારી કેવી હાંસી મશ્કરી થહે?"

"તે માટે આપ બેફીકર રહો, અમે કાલના પેપરમાં ખુલાસો કરીશું કે "**કરસન કમીશન**" ના પ્રેસીડન્ટ સાહેબ જાતે નકટા નથી, પણ છપાતી વખતે નાક પર ડાઘો પડી ગયો હતો."

"ત્યારે હારૂં, નહિ તો ગામમાં રહેવું ભારે પડહે!"

"એય બૉય! કાકા માટે જરા ઠંડી સોડા લાવતો." મેનેજરે બૉયને હુકમ કર્યો.

"રે'વા દયો એ તમારાં હોડા, લેમણુને દરિઆમાં નાખો! હું કંઇ મને વટલેલ, ભખલેલ ધાર્યો?"

"ત્યારે આપ વિલાયતમાં જઈને શું પીશો ? ત્યાં તો ડગલે ને પગલે સોડા લેમન લેવી પડશે."

"નંઇ હું કોઇ દિ એ વટાળને મોમાં નંઇ ઘાલું. આંયથી પાણીનું એક પીપ ભરી જઈહું; હવરાજ લેવા ઓયલા માલવીયાજી દૂધની બાટલીયું ભરી ગયા ઉતાને ઈ પરમાણે!"

"તો આપની મરજી."

કાકા ઘેર ગયા. બીજા અતવારે ધામધૂમથી એમનું કમીશન વિલાયત જવા આગબોટમાં બેઠું. કાકાનો ડ્રેસ જરૂર વિલાયતમાં છાપ પાડશે એવી દરેકને ખાતરી હતી. એમનું સ્વદેશી ચોઅગલું અને રાતી રાસ્બરી જેવી પાઘડી ભલભલી મડમોને મોહ પમાડશે! એમનાં લાંબાં ચાંચવાળાં પગરખાં મોટા મોટા લોર્ડ લોકોનું પણ ધ્યાન ખેંચશે!

ભર દરિએ આગબોટ હંકારાયા પછી બે ત્રણ મેમ્બરોને ઉલ્ટી થવા લાગી. કરસનકાકાએ પણ ઉલ્ટી શરૂ કરી, અરજણીયાને ભાંડવા લાગ્યા.

"માળો" કયારનો જોયા કરે છે! આ તારા બાપાની તો ઉલ્ટી કરી કરીને હુંસ નીકળી જાય છે; પણ પાણીનો લોટો હરખોયે આપવાની હુઝ પડતી નથી! અયલા મમદુ, જા આગબોટવાળાને કહી લાખ કે આગબોટ પાછી વાળે! એને કે'ક તારે જોઇએ તે પૈહા લે પણ પાછો ઘર ભેળો કર બાપલા! વિલાયતવાલા સુલામાં ગીયા! કોઇની ખાતર મરી જવાનું નથી! પરોપકાર કરવા જતાં હુંસ નીકળી ગઇ! અલ્યા, કોઈ ટળોને! જાઓને તમારા દાદાને કહોને કે આગબોટ પાછી વાળે!"

"ચેહ, તો મેલ સ્ટીમર હય! કોઈ દેશી ખટારા નહિ હય કે પિછી મુળ લી જાય!" અમદુમીયાં બેલ્યા "મીયાં, તમે પણ ભાજીકા પાણી દેખું ? મેરા જેસા હોય તો આગબોટ વાળાકુ તયણ થપ્પડ મારકે પાછી ફેરાવું." કરસનકાકાએ હિંદીમાં ફેંકયું.

"એવા મોટા જોરાવર હોય તો જાવની અંઇ સાના કેવારના કુતરાંની કાણ્ણી હો...ઓ...ઓ ! કરીયા કરોચ ?" બમનજીએ કાકા તરફ ફેંક્યું.

આ પ્રમાણે લડતું ઝઘડતું કમીશન પંદર દિવસે ઇંગ્લાંડને કીનારે ઉતર્યું. દૂરથી લંડનની મિલોના ધૂમાડા નિરખીને કાકા કેડ બાંધતાં બોલ્યા, "અલ્યા, વ્હેલા, ઉતરો કોંય આગબાગ લાગી હોય એમ જણાયચ !"

"પણુ આગ લાગી હોય તો આ લોકો આમ ઠંડે કલેજે હાના ફરે ? કોઇ દસ પંદર કુંભારોએ એકી હાથે પાંચ પચીહ નેંભાળા હળગાયવા ઓહે !" ધોધા કુંભારે ખુલાસો કર્યો.

"સાળા," કુંભારને જ્યાં હોય ત્યાં નેંભાળાજ નજરે પડે ને ?" કાકા બોલ્યા. એવામાં ધનાધન તોપોના ધડાકા થવા લાગ્યા. કાકા તો ચમકી ઉઠયા, કાનોમાં આંગળીઓ ઘાલી દીધી ને આંખો પણ મીંચી ગયા. લગભગ ૧૦ મિનીટે તોપોના અવાજ બંધ થતાં આંખો ખોલીને જોયું તો સેંકડો નરનારીઓ ફુલોના હારતોરાથી કાકાનું સ્વાગત કરવા તૈયાર હતાં.

"અલ્યા અરજણીયા, આ તોપું કેમ ફુટતી ઉતી ? કેમ કંઇ જરમનવાઓ હાથે ફરીથી હળગી કે હું ? એમ હોય તો આંયથીજ પાછા વળવામાં માલ છે દીકરા ! આગળ જતાં કાંઇ હેકાઇ જઇ હું તો ઘેર મગનાની બા રાંડહે !" ધ્રુજતા અવાજે કાકા બોલ્યા.

"ધમ ડરી શું જાઓસો ? ઇતો આપના માનમાં એકવીસ તોપું ફોડી ઉતી !" અરજણે ખુલાસો કર્યો "હેં...એં...શું એક રાજા જેટલું મને માન !" ખુશીમાં પાઘડી પડી ગઇ; જેથી પાસે ઉભેલાં ગોરાં હસવા લાગ્યાં ! કાકા તો ખુશીથી પાગલ જેવા બની ગયા. એક વખત તો "અહોહો ! આટલું બધું માન ! અરજણીઆ મને તો હપનેએ ખબર નોં'તી કે આટલું બધું માન મળહે ?" કહેતાં કહેતાં વિકટો-રીઆમાંથી ઉથલી પડયા.

ફીલ્મોવાળાઓએ કેમેરા ચાલુ કર્યા. એક કેમેરા ઉપર એમની દૃષ્ટિ પડતાં "નાસ બાપલ્યા, ઠાર માર્યા!! એમ કહીને ગાડીમાંથી કૂદીને નાસવાની તૈયારી કરવા લાગ્યા.

"અબે, ચાચા કયોં ભાગતે હો! યેહ કોઇ મશીનગર્ન નહિ હય! યેહ તો કેમેરા હય!" મમદુમીયાંએ કાનમાં કહ્યું.

"અરે! અરજણ, આપણે તો જાણુતા ઉતા કે આ લોકો કામ ધંધા વગર ભૂખે મરેચ; ટાંણે આ બધા ફુલહાર ચ્યોંથી આયણા? ને ફીલ્મું ઉતરે ને આ લાખું મોટરૂં ને ગાડીયું દોડા દોડય કરેચ એ ચ્યોંથી? માળા' આ તો જબરા પૈહાદાર દેખું?" અંતે એક ફર્સ્ટ ક્લાસ હોટલમાં કમીશનને ઉતારો આપ્યો.

"અયલા ગગા, હું આપણે હરગમાં ફરીએચ કે ધરતી પર?" ભગા ગોલાએ કહ્યું.

"ઇ બધું તો ખરૂં પણ મારાં બેટાં આંયનાં બૈરાં હું ગોરાં ગોરાં હાબુની ગોટી જેવાં સે?" હીરા હજામે પોતાનો કીમતી મત જણાવ્યો.

"બૈરાં આવાં નાજુક છે ને માળા માટીડા તો હાવ જરખ જેવા છે!" ઘોઘા કુંભારે કહી લાખ્યું.

આગબોટમાંથી ઉતરતાંજ એક નોંધવા લાયક બનાવ બન્યો હતો. લોકો કરસનકાકા સાથે શેકહેંડ કરવા આવ્યા, ત્યારે એમણે વિચારેલું કે "આપણામાં કેટલું પાણી સે ઇ માપવા આ લોક આપણા હાથ દાબેસે!" તેથા પોતે એક હાથનો આંચકો મારીને મી. બોલ્ડવીન નામના એક બુઢ્ઢાને ઢાળી પાડવાનો પ્રયત્ન કર્યો; પણ ઉલ્ટાં એમનાં આંગળાં મચકાઇ ગયાં! બૂમો પાડે તો હિન્દનું પાણી જાય જેથી અરજણના કાનમાં કહ્યું.

"અરજણ, પથારીએ જઈને આંબા હળદર ઘહી લાખજે બાપલા! આંગળા ઉતરી ગયાં સે. માળા બહુ ભૂંડા લોક! ઇમને તે આપણે હું મદદ કરવાના ઉતા?"

એક બ્યુટીફુલ મેડમ શેકહૅન્ડ કરવા આવી; ત્યારે કાકાએ પાછો હાથ ખેંચી લીધો. "અમે એની હાથે હાથ મેળવવા માંગતા નથી!" કાકા બોલ્યા.

"પણ એતો બાનું છે." ઈંટર પીંટરે ખુલાસો કર્યો.

"તે બાલ કપાવેલાચ, તે હી રીતે માલમ પડે કે ઇ બૈરૂં છે કે માટીડો?" તેણે ફરીથી કાકા તરફ હાથ લંબાવ્યો એટલે કાકા બમનજીના કાનમાં કહેવા લાગ્યા.

"બમનજી, હવે હું કરવું? ઇ તો પારકું બૈરૂં છે! ઈનો હાથ કેમ ઝલાય? અમારા શાસ્તરોમાં તો જેનો હાથ ઝાલીયે તે તેનું બૈરૂં થઇ સુયકુ! તો ઇ લાખું બૈરાંઓના હાથ ઝાલીને ઉં હું કરૂં? ને આટલે દુર દેદ આવીને મગનાની બાને બેવફા નિવડું તો મારી જણુતીને લાછન લાગે!"

"લે, બેસ બેસ હવે ગાંગો સાનો થાયચ? આવાં ધોલા બતાસા જેવાં રૂપાળાં બૈરાં સેંકન કરવા આવે એ તો ખુસ નસીબ કે'વાય! દીકરા કરસન ખોદાયજીના સુકરોના માન કે આવા પરસ્તાનમાં આપના જેવા ડોકરાઓને હુરો સાથે હાથ મેલવવાનો ચાન્સ મલેચ!" બમનજીએ અભિપ્રાય આપ્યો.

"ડોકરો તારો બાપ! માળો બૈરાં જોઇને ગાંડો થયોચ કે હું?" કાકાએ તેને ઠપકો આપ્યો.

તેજ સાંજે જાહેર સભા ગોઠવાઇ હતી. લાખો માણસની મેદનીમાં કરસનકાકા બોલવા ઉભા થયા. લાઉડસ્પીકરને નિરખીને બોલ્યા. "આંય બધાં લુંગળાં હાનાં ટાયગાંચ?" ઇંટર પીંટરે એમના કાનમાં ખુલાસો કર્યો. પછી કરસન કાકાની ઓળખાણ અંગ્રેજીમાં કરાવી, કમીશનનો હેતુ જણાવ્યો. કરસન કાકાએ ભાષણ ચાલુ કર્યું. સાથે બીજી બાજુ ઇન્ટર પીન્ટરે પ્રેક્ષકોને અંગ્રેજીમાં તરજુમો કરીને સમજાવવા માંડયાં. પણ આપણે તો ગુજરાતી જાણતા હોવાથી કરસન કાકાનું મૌલિક ભાષણજ રજુ કરૂં છું.

"ભાઇઓ ને બુનો! અમે તો છાપામાં વાંસેલું હેતું હાંભળેલું કે તમારો મલક સેક ભૂખડી બારહ થઇ ગયોચ, લોકોને ચણા મમરાના હોંહાસે, ને આંય આવીને જોયેંચ તો ઘી રેળાં એ! (આ મુલકમાં ઘી થતું જ નથી. લોકો માખણનોજ ઉપયોગ કરે છે અને કેળાં પણ પાકતાંજ નથી! ઇંટર પ્રીંટરે કહ્યું) હું મારા બોલ પાછા ખેંચી લઉંસ. એક વાત મારા મનમાં ખટકયા કરેચ, અને તે એકે માટીડા બધા પગની પાનીથી ગળા હુધી ઢંકાઇને ફરેસ ને બૈરાં ઉપરથી છાતી હુધી ઉઘાડાંને નેચેથી ઢાંઘો હુધી ઉઘાડાં ફરે એતું હું કારણ? જો બૈરાંનાં લુગડાં આંય બરાબર ન મળતાં હોય તો કાઠિઆવાડથી હાડી ને ઘાઘરા તમારે જોઇયેં તેટલા અમે મોકલવા તૈયાર સીંએ!

આંયનાં બૈરાં તો હાવ બેહરમ થઇ ગીયાં હોય એમ ઝણાયસે! જુવાને મોટા મનીખની, હહરા કે જેઠની લાજ કાઢવાનું તો હમઝતાંજ નથ્ય! બૈરાંએ તો મુઢાં ઢાંકવા જોયેં, ત્યારે આંય તો મૂઢું ને મોંથું ઉઘાડાં રાખીને ફરેસ! લાંબા બાલ એ પદમણીની નિશાંની ગણાયસે; ત્યારે આંય તો ઝાણી જોઇને બાલ કપાવીને હંખણી જેવાં દેખાઇ સે! અમરાં મલકનાં બૈરાં તો ચુલા ચક્કીમાંથી પરવારે તીયારે બ્હાર નીકળે તે પણ મોટા ઘુંઘટ તાણીને, ને આંય તો રખડેલ ઢોરની પેઠ્યે ઝીયાં હોય તીયાં ફરતાંજ ફરેસ? જો તમારા મલકનને આથી વધારે હુખી કરવો હોય; તો આ બધાં બૈરાંને ઠેકાણે પાડવા જોયેં! આંય માટીડાની ખોટ હોય તો બીજા મલકના હારા હારા માટીડા ગોતી કાઢીને નાતરે દેવાં જોયેં!

અમારા હિંદુસ્તાનતા દેહી રાજાઓતો કયારનાએ ઇ વાતું માટે કેડ બાંધીને તૈયાર બેઠાસે! મેં આંય આવીને હાંભળ્યુંચ કે આંય કામ ધંધા વગર લાખું ને કરોડું માણહ બેકાર બનેલાસ. પણ ઇવાતું મારા ધીયાનમાં આવતી નથ્ય, છતાં હાસું હોય તો એનો કંઇ ઇલાજ નથ્ય! પરમેહરની પરાથના નતદન કરવી જોયેં અમારા દેહના મા'તમા ગાંધી કેતા ઉતા તેમ હરિભજન વગર ઇ લોકોનો દિ વળવાનો નથ્ય! હ્યો સાલો હું ભજન ગાઉં ને તમે બધા ઝીલો." ખિસ્સામાંથી મંજીરા

કાઢીને વગાડતાં વગાડતાં ભજનની ધૂન જમાવે છે. "રામ ભજન રોકડ નાણું રે વહેપારી સંતો—રામ૦"

કોઇ ભજન ઝીલતું નથી તેથી કાકા પ્રેક્ષકો પર તપે છે.

"માળાં, બધાંજ નાસ્તિક એકઠાં થયાંસ ! અરજણીયા કરજણીયા બધા હાલો આ નાસ્તિકોના મલકમાં હું દિ વળવાનો ઉતો ! મરતાં હોય તો મરવા દયો, એ મારા બેટમજીઓને મદતની જરૂર નથ્ય; નહિ તો આવાં બે પરવા હોય ?" ગુસ્સામાં પ્લેટ ફોર્મ ઉપરથી ઉતરી પડયા અને ધાંસડાં પોટલાં બાંધીને કમીશન પાછું આવ્યું ! પાછા અહીંના છાપાંવાળા કાકાનો જીવ ખાવા લાગ્યા.

"અરે ! મારા ભાઇ જવા દયોને ઇ ગોરના મલકમાં ભગવાન નોંમનું તો જનાવર પણ નથ્ય ! માળા બધાજ અકકડ ને ફુકકડ ! કોઇ હાથ વેંત નમવાનું તો હમજેજ નઇ ! અરે ! જે મલકમાં ભાજી મૂળા જેવી ચીઝું પણ ન મળે, ઇ મલકની તે હું વાત કરૂં ? કોઇ હવેથી એ વટલેલ લોકોની વાત મને પૂછશે; તો ત્રણુય તમાચા મારીને તેના દાંત ખેરવી દેઇ !"

(સંપૂર્ણ)



## મુસોલીની સામે કરસનકાકા!!!

રમણલાલ વ. દેસાઇએ 'હૃદયનાથ' નામના પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "......ધવલગિરિ એ હિમાલયનું જ એક શિખર છે; પરંતુ એક યુરોપીયન તેની ઉપર ચઢવા મથે એ જેટલું સંભવિત લાગે છે તેટલુંજ ગુજરાતના એક મગનલાલ માટે તે સંભવિત લાગતું નથી. જર્મન યુદ્ધ થોડાંક વરસો પરજ થયું છે; પરંતુ કોઇ કરૂણાશંકર ટુકડી લઇને મેદાને પડયો હોય એમ કલ્પના કરવી બહુ ફાવતી નથી." આ બાબતના ચેલેંજ રૂપ અમારા કરસનકાકા છે! જ્યારે હિંદુસ્તાનમાં સાઇમન કમીશન આવ્યું હતું; ત્યારે તેના પ્રત્યુત્તર રૂપે અહિંથી ઠેઠ વિલાયત વેર ગાંઠના ખરચે હિંદુસ્તાનમાં એક પાઇનો પણ ફાળો કે ઉઘરાણું કર્યા સિવાય એઓશ્રી 'કરસન કમીશન' લઇને વિલાયતના ગોરાઓની વ્હારે ધાયા હતા. એ વાત ગુજરાતી વાંચકોથી અજાણી તો નથીજ.

બસ ત્યારથીજ એઓશ્રી ગોરાઓના અવળચંડા સ્વભાવને લીધે ગોરાઓ પ્રત્યે સુગાઇ ગયા હતા. વિલાયતથી આવ્યા પછી એમની ઇજ્જત આઠ ગણી વધી ગઇ હતી. એમની અભણુતાનો વિચાર કર્યા વગર સરકારે એમને ઓનરરી મેજીસ્ટ્રેટનો ખિતાબ અર્પણ કર્યો હતો. અમારા ગામની ગ્રામ્ય પંચાતનાતો એઓશ્રી કાયમના પ્રેસીડન્ટ હતા. એમના ન્યાય કે અન્યાયની સામે બોલવું તે હીટલરની સામે માથું ઉંચકવા જેવું સાહસ ગણાતું. એમની શ્રદ્ધા ભિષ્મ પિત્તામહ જેવી અડગ હતી, અને એમની મક્કમતા ઉર્ફે જીદ કોઇપણ જક્કી ઘેટા કરતાં ઉતરે એવી ન હતી.

એક દિવસ એમણે ઓટલી ઉપર દાતણ કરતાં કરતાં પોતાના પાડોશી અરજણીયા દરજીને પૂછ્યું "કેમ અરજણભાઇ! આજકાલ કુંઈ છાપામાં નવા સમાચાર જાયણા કે?"

"હા બાપા, ઓયલા નેહાળના માસ્તર કોંઇ કાલે સોરા આગળ ધાંટો કાઢી કાઢીને વોંસતાતો ઉતા કે કોંઈ ઇટલીને એબીસીનીયો લડી પયડાંસે!"

"એ ઈટલી કુંણુ ઓહે? ને વળી એબીસીનીયો કુંણુ ઓહે?"

"ઇ તો ભા આપણુંને હું હમઝાય? લ્યો ઓલા પીરૂમીયાં આયત્રા ઇમને ખબર હોય તો હોય!"

કાકાએ પીરૂમીયાંને સંબોધતાં કહ્યું.

"કેમ પીરૂમાંયાં! કુંઇ હવારના પહોરમાં આ તરફ આવવાનું થયું?"

"દેખોને કરસન ચાચા, આજકાલ છાપે વાંચણેકી બડી મઝા આવતી હે! આફ્રીકાકે મુલકમેં આબીસીનીયા કે સાથ ઇટલીને લડાઇ કિતી હે તે ઉસકી ખબર રોજ છાપેમેં આવતી હે; તો મેં નિસાલ કે માસ્તર કે પાસ છાપા સુણુને જાતા હું........"

"તો તમે એ જાણુતા ઓહે કે ઇટલી કુણુ સેને એબીસીનીયો કુણુ સે?"

"અરે! કરસન ચાચા તમે અનાડી મેજીસ્ટર હુવે પણ એતીબી ખબર નંઇ હે? આ તમોંને સગલે બરસ કાં બેચે? ઈટલી નામ તો નહિ સુણા પણ કીટલીકા નામ તો સુણા હે ને?"

"હાઆ પેલી ચાની કીટલી ને!"

"હાં...આં વોજ!"

"પણ ચાની કીટલીને ઈટલી સાથે હું લાગે વળગે?"

"ક્યોં નંઇ? યે ઇટલીનેજ ચાકી કીટલી બનાઇ હેને!"

"ત્યારે તો એ મારી બેટી કોઇ કંસારાની દીકરી હોવી જોઇએ!"

"એસાજ હોણા ચઈએ, ને વલી સુણા હે કે બે'ન ગોરી ગોરી હે!" મીયાંએ રસપૂર્વક વાત વધારી.

"પણ એ ગોરી હોય કે કાળી હોય તેમાં આપણે હું? આપણે ક્યાં તેની હારે પરણવું છે?" કાકાએ કહ્યું "પણ યે લડાઇકા સગલા મૂલ યે ગોરી હે ઇસ લિયે હુવાને?"

"તો આમ કટકે કટકે હું કહો છો? જલ્દી જલ્દી બધું ભસી મરોને! "કાકા મૂળ સ્વભાવ પર ગયા."

"દેખોને, જાણે બાત એસી બની કે જો આબીસીનીનાયા હેને વો આફ્રીકાકે એક મુલકકા રાજા હે પણ બિચારા જરા કાલા હે, ને વલી બધારેમેં મદારી જેસી બળી ડાઢી રખવાઈ હય..."

"ઇમતો ઘણાએ દાઢીયું રખાવેસ ઇમાં હું થીયું?" વચ્ચે કરજણીઓ ટપકી પડયો.

"પણ બિચમેં કયા ટૂટ પડતા હે? જરા સુણતો સઇ! મેરી બેટી કાઠિઆવાડી કી જાતજ ઉતાવલી!"

"હા હા મીયાં, આગળ હાંકવા માંડોને! હાં,...ઓ, તો પછી એ આબીસીનીયાએ હું કયરૂં કે લડાઈ થઈ?"

કાકાએ વાતને આગળ વધારવા કહ્યું. એટલામાં બકરાં ઘેટાં ચરાવવા જતો કરજણીયો ભરવાડ પણ રસ્તામાં આવી ઉભો.

"કાં કરસન કાકા હું થાયસે? કાંઇ ટાઢા પહોરમાં પીરૂમીયાં પણ પધારીયા સેને હું?" કરણજણીઆએ કહ્યું.

"કરજણીયા લે આવ જરા વાતું તો હાંભળ! ભલા માણહ બકરાં–ઘેટાં તો બારે માસ ચારવાનાં છે, પણ આ લડાઇની વાતું તો હાંભળ!" કાકાએ કરજણીયાને પણ વાત સાંભળવાનું આમંત્રણ આપ્યું.

"હેં...એ શું લડાઇ થઇસે! કોની હારે? લાવોની મારા બેટાને આ કડીયારી ડાંગથી પુરોજ કરી દઉં! આપની સાથે લડાઈ કરનાર વળી કુણ પાકયોસે? જે હોય તેનું નામ બતાવો ને ઓઇ લ્યો કરઝણીયાનો ઝપાટો! બાપા નતદન તમારી સા પીએં છીએં ઇનો

બદ્દલો વાળ્યા વગર તે રહેવાય!" પોતાની કડીઆરી ડાંગ ઉગામીને કરજણીયાએ વીરરસનું વહન કરાવવા માંડયું.

"લે રાયખ, રાયખ, તારી ડાંગને હેઠી મૂક ને ટાઢો પયડ! તું વળી કેદાડાનો તીસમારખાં થઇ ગયો!" કાકાએ જરા ટકોર કરી. એટલામાં ઓલ્યો ઇતિહાસિક હીરો હજામ કે જે ધોધે જઇને આવ્યો હતો; તે કાકાની હજામત કરવા તોબરી લઇને આવી પુગ્યો. વાણુંદભાઇની જાત કંઇ છાની રહે! એક મમરો મૂક્યો. "રહેવા દ્યો કરજણભાઇ તમારી બહાદૂરીની વાત! તમારી રૂડકી આગળ તો તમારૂં કંઈ ચાલતું નથી ને અહીં મોટી મોટી વાત કરો છો?" હીરાએ કહ્યું.

"માળી હજામભાઈની જાત, કંઈ નાને મુંઢે મોટી વાત કરેસને હું? ઇતો ઠીકસે કે આંય ગામમાં આવી વાત કરીને તું બચી જાયસે; જો વગડામાં આવી વાત કરી હોત તો એક તમાચો મારીને તારા ત્રયણ દાંત ખેરવી દેત! માળા તારા જેવા ભાળ્યા! ભાયડોસું ભાયડો!" કરજણીયો તપ્યો.

"હા, હા, તમે ભાયડા છો; બાયડી નથી પણ હવે વાત હાંભળશો કે બારોબર લડી મરશો! ને હીરીયા તારી પણ ટેવ ના ગઇ! ચાલો હવે ચૂપ રહો ને આ મીયાં સાહેબ કહે છે, તે વાત હાંભળો." કાકાએ ટબ્લો થતો અટકાવ્યો, અને મૂળ વાતને વધારવા મીયાંને સૂચના પણ કરી.

"દેખોને જેસા આપણે વાં ગોકલઆઠમકા મેલા સુરતમેં ભરાતા હેને; વેસા ગોરે લોગું કે મુલકમેં જીનીવા કરકે ગામ હે વાં પરજાસંઘકા મેલા ભરાતા હે! તો વે મેલેમેં સગલે મુલકકે રાજવંસી લોગ આવતે હેં, તીસમેં ઇટલીબી આવેલી ને આબીસીનીયાબી આવેલા. આબીસીનીયાકો ગોરી ગોરી ઈટલી ગમ ગઇ, તો તીસને અપણે કીતને જવાનીયે મેલેમેં આંખ મારતે હેં; તેસી આંખતો નંઈ મારી પણ ઇટલીકા હાથ પકડકે કંયા કે મેં તમેરી સાથ શાદી કરનેકા ઇરાદા કરતાં હું! બસ એતી બાત પરસે ઇટલી તો ગુસ્સે હો ગઇ ને

આબેસીનીયેકો એક તમાચા ચોઢ દીયા ને એસાબી કયા કે 'ડેમ કાલા આદમી !" મીયાંએ ઠંડા કલેજે વાત ઘડવા માંડી.

"પછી શું થયું ?" કાકાએ પૂછ્યું.

"ફીરતો બાતજ ક્યા પુછણી ? ઇટલીકા બડા ભાઇ મુસોલીની કરકે હે; વો બડા દાદાગીર હે ! સગલે ગોરે લોગ ઉસ્સે ડરતે હે. તીસને સુણાતો આબીસીનીયા કે પીછે દોડા ને આબીસીયા તો મેલે-મેંસે જો ઉભી પૂંછડીએ ભાગા કે વ્હેલા આવે ઘર ! પણ મુસો-લીની જેસા દાદાગીર યોં કંઇ પીછા છોડે એસા થા ! દુસરે ગોરે લોગુંને પીછા વક્તકે લીયે તીસકો બોત સમજાયા; પણ એક કા દો ના હુવા તે નાજ હુવા !"

"નેશનલલીગ ઉસકી સગી ખાલા હોવે ઉસકાબી કેણા નંઇ માના ! અંગરેજ ચાચા ને ફ્રાંસ મામુંકા કે'યલાબી સુણા નઇ, ને ગાંજેકી ધૂનમેં આંખે લાલ કરકે બોલા કે 'સગલે કાલે લોગુંકો મેરે ડંડેકા મઝા ચખાદુંગા !' ફીરતો અપણે સાથીયોંકો લેકર આબીસીનીયાકે ઘર પર લડને ગયા. પછી તો જાણુતેજ હોને કે શિયાલ તાણે સીમ ભણી ને કુત્તા તાણે ગામ ભણી ! મેરે બેટ ગોરૂંને ગોરૂંકી વ્હાર તાણી ! ફિર બિચારે કાલેકી કોણ સુણે ?"

"અરે ! કેમ ન હાંભળે ? આંપણે આંય બાર વરહના (કાકા પર વરસતી ! બાદબાકી કરીનેજ બોલ્યા !) બેઠા છીએ ને એ કાળા પર હાથ ઉગામવાવાળો કુણ છે બેટી બાપ ? એ તારો મુસોલીની કે ફુસોલીની જે હોય તેને આપણે બતાવી આપવું જોઇએ કે દીકરા કેટલી વાહે હો થાય છે ! એ મારા બેટા ગોરાઓ જબરા પેંધા પડયા છે ! ગઇ સાલ હું ડાકો-રની જાત્રા કરવા ગેયલો; ત્યારે આણંદના ટેશણે એક ગોરાના કુતરા હાથે ભટકાઇ પડયો. હું તો જાત્રા કરીને પવિતર થઇ ગેયલો; જેથી એવી રીસ ચઢી કે એક લાત મારીને કુતરાને ગબડાવી દીધું. તો ગોરાએ મને એક લાકડી ચોઢી કાઢી. એવામાં મારો પિત્તો ઉછળ્યો "હું બેટી બાપ અમારા મલકમાં આવીને અમારી ઉપર

હાથ ઉઠાવે પછે કેમ રહેવાય?" આપણે તો તેને બાથ મારીને આગ-ગાડીના ઈંજીનમાં ફુંકી લાખવાનો વિચાર કયરો; પણ મારા બેટા પોલિસવાળા ને ટેશણવાળા મને હાથોહાથ પકડીને દૂર લઇ ગયા. બસ તે દિવસથી હું ગોરાઓને જોઉં છું ને ઝાળ ઉઠે છે!" કાકાએ દાતણની ચીરી ફેંકી દઈને ઉભા થઇને લેકચર કર્યું.

"અરે! બાપા ઇ ગોરા લોકુંની વાતું હું કેઉં? મેં નઝરો નઝર અમદાવાદના ટેસણે એક અમદાવાદી શેઠીઆની પાઘડી પલાટ ફારમ પર ગબડતી ઝોએલી! વાત ઇમ બની કે ગોરા સાબ ફસકલાસ ડબાના બારણાને અંઢેલીને સીગારેટ ફુંકી રીયા ઉતા; તેવામાં કોઈ અમદાવાદી શેઠીઓ ફસ કલાસની ટીકીટ લઇને આયવો, ને તે ડબામાં પેસવા ગયો કે ઓયલા ગોરાનો મીજાસ ગયો. "હેમ" કહીને થાપોટ મારી પેલાનું પાઘડું ઉડાવી દીધું ને બધા આપણા કાળા લોક હસતાં હસતાં જોયા કરતા ઉતા! હું કરીએ ઝાળ તો એવી ચઢી કે "મારૂં રાજ હોય તો એવાને તોપને મુંઢે બાંધું!" કરજણીયાએ કરસન કાકાના ટેકામાં નાનું શું ભાષણ ભચડી કાઢ્યું.

"પણ એસા થુક ઉરાડનેસે કયા વલેગા?" મીયાંએ પાનો ચઢાવ્યો.

"મીયાં સું સબ તમારે જેસે ભાજીકે પાણી હમજી લીધા? બસ કમર કસો ને બતાવી દયો એ દાદાગીરીના બચ્ચા મુસોલીનીને! બસ દો ત્રણ દહાડેમેં આપણી સગલી ટોલીકો તઇયાર કરો ને બિચારા એબીસીનીયાકી મદદ માટે ટુકડી ઉપાડો!" ઉર્દૂ ગુજરાતી ભેળસેળ બોલતાં કરસન કાકા છેલ્લે પાટલે બેઠા.

"પણ કાંઇ વિચાર કર્યો કે નંઇ? આ અંગરેજ સરકારના રાજ્યમાં આપણી પોંહે હથિઆરજ કયાંસે કેતમે લડવા જાઓ? ઘરમાં વેગણાં કાપવાની પાળી સિવાય બીજું હું રેવા દીધું સે કે મોટે ઉપાડે લડવા નીકળોસો? ત્યાં તો બંદુકની ગોળીયું ઉછળસે ગોળીયું!" અરજ-ણીયાએ સલાહ આપી.

"અરે! ત્યાં ગોળીઓ ઉછળે છે, તો આપણને ક્યાં હિકમત આવડતી નથી? ઇ ઇટલીવાળીના રસોઇયાઓને ફોડીને ઇમના જમણમાં નેપાળાની ગોળીઓ ખવરાવી દઇશું પછી છે કંઇ હરખળ કે ખળખળ! આતો અક્કલનો જમાનો છે અક્કલનો!" હીરાએ ચપટી વગાડતાં પોતાનો અભિપ્રાય આપી દીધો. કરસન કાકા તેની પીઠ થાબડતાં બોલ્યા.

"આ હીરા હજામ જેવા અક્કલવાળા આસામીઓ આપણી સાથે હોય તો પછી બીક હાની?"

"પણ આફ્રીકા જાણાં કંઇ હંસી ખેલ નંઇ હૈ! તમતો જાણતે હોઈગે કે આ ગાડીમેં બેઠકે એક દો દીનમેં પોંચ જાઈગે; પણ નંઇ આગબોટમેં બેઠણા પડેગા ને જાતે જાતે એક મહીના લાગેગા?" મીયાએ ફાચર મારી.

"પણ ઠેઠ વિલાયત હુધી આગબોટમાં ગયા ઉતા ને આફ્રીકા જતાં હું કાંટો વાગવાનો છે?" કાકાએ પોતાનોજ કક્કો ખરો કરવા માંડયો. એટલામાં નિશાળના માસ્તર છોકરાંઓને તેડવા ફળીઆમાં આવ્યા હતા, તેમને કરસન કાકાએ બૂમ પાડી.

"કાં માસ્તર સાહેબ, મારા ભઇ તમે પણ બુથથડ માણહ દેખું? આ બિચારા આબીસીનીયાને આટલી આટલી વીતી છતાં મને જરા પણ ક'યું નંઇ?" માસ્તરને કાકાએ ઠપકો દીધો. "પણ એમાં આપને શું કહેવાનું હતું? કંઇ ગામનું કામ હોય તો કહીએ! એવી પારકી પંચાતમાં આપણે પડવાની શી જરૂર!" માસ્તરે સરળ ભાવે ખુલાસો કર્યો.

"એમાં પારકી પંચાત શાની? આજે આબીસીનીયાને દમ ભરાવે ને કાલે ઉઠીને આપણને દમ ભરાવે તોએ મુસોલીની જેવા લીંગાઓને તો ઉગતાંજ ડામવા જોઇએને?" કાકા તો તપી ગયા.

"પણ આપણે શું કરી શકીએ?" માસ્તરે લાચારી બતાવી.

"કેમ શું આપણે રાંડી રાંડ બૈરીઓ તો નથી? ભાયડા છીએ ભાયડા! એ મુસોલીની શેર ઘઉંની રોટલી ખાતો ઓહે તો આપણે

અઢીહેર જુવારના રોટલા એક ઝપાટામાં ઉડાવી જઇએ છીએ! પછી ડરવાની શી જરૂર? હું એ અનાજ ખાય છે અને આપણે ઘાસ ચાવીએ છીએ!"

કાકા એ તો જાણે પોતાને આંગણેજ મુસોલીની આવ્યો હોય અને ઝઘડો લેતા હોય તેમ ઘોંઘાટ કરવા માંડયો. પાડોશવાળા રામશંકર ભટ અત્યાર સુધી બારીમાં બેઠા બેઠા આ બધું સાંભળતા હતા તે બોલી ઉઠયા.

" કરસનભાઈ, ઇમાં આટલું ઉકળવાની જરૂર નથી! જુઓ હું યુક્તિ બતાવું એની નાતવાળાઓને ભંભેરી એને નાત બહાર કઢાવીશું એટલે આપો આપ ઠેકાણે આવશે ને ભાઇ બાપા કહેતો આપણે પગે પડશે!"

" પણ એ ગોરાઓમાં વળી નાતજાત શી? એમના ત્યાં તો બામણ ને ભંગીયા હરખાજ ગણાય! અમે વલાયત જઈને એ બધું આંખે આંખ ભાળ્યું છે!" કરસનકાકાએ જવાબ આપ્યો.

" તો ઇ ભેંસના શીંગડા ભેંસને ભારે, ઇમાં આપણે શા હારૂ જીવ ઉંચો કરવો?" વળી પાછા રામશંકર ભટ શીખામણ આપવા લાગ્યા.

" તમારા જેવાઓએજ નમતું આપી આપીને ગોરાઓના મિજાસ બગાડયા છે! માસ્તર તમે કોઇ ઇલાજ બતાવો, આપણે જો એબીસીનીયાને મદદ કરીએ; તો કાલે ઉઠીને એના ખેતર તરફ જતાં ચપટી પોંક તો ખવાડે!" કાકાની વાત પર બધા હસી પડયા. એટલામાં બમનજી બતકાંવાળો બેદાંની ફેરી ફરતો આવી લાગ્યો.

" કેમ કાકા આય વલી પાછું સું ધાંધલ ધરપચ જમાવીયુંચ?" બમનજી બોલ્યો.

" દોસ્ત બમનજી, " ચાચાને તો આબીસીનીયાકી મદદ કે વાસ્તે કમર કસનેકા ઇરાદા કીયા હે તુ ચલનેકા હે કે નંઇ?"

" અરે! જવાદેરે આય ઘોલામાં ધૂલ ઘાલવા મારે તો નથી આવવું. જો હું લરાઇમાં જાઉંય એમ મારા ઘરનું બૈરૂં જાને તો

અત્યારે ને અમનાજ મને કાચો ને કાચો કરદી ખાય!” બમનજીએ ખરો ખુલાસો કર્યો.

“મીયાં જવા દયોને જે ઘરની બૈરીથી ડરે તે લડાઈમાં આવીને શું ઉકાળવાનો હતો?” કાકાએ ટાણો માર્યો.

“તો આપ મુરબ્બીએ વિલાયત વેર ઘસરાઇ જઈને સુ ઉકાલેલુ તે આફ્રીકામાં જઇને ઉકાલસો? હવે તો ઘરદા થયા ઘરદા! ખુનામાં બેસીને રામ રામ ભજો નંઇ તો કોઇ સાથી બુદ્ધિ નાથી કેસે!” બમનજીએ ટાઢી ટાઢી ચીમકીઓ આપી.

“ઇ આખા ગામમાં કાકાનું નામ લે એવું જ કુંણુસે?” કરજણીયાએ કાકાની બાજુમાં પડતું મૂક્યું.

“માસ્તર, એ બધા ગમે તેમ બકે મારો વિચાર તો આબીસીનીયાની મદદે જવાનો જ છે; તો તમે કંઇ રસ્તો બતાવો.” “લ્યોને હું જ બતાવું આય સામે મસાણમાંથી સીધું આબીસીનીયાને ઘેર પહોંચાસે!” બમનજી બોલી ઉઠયો.

“બસ હવે ચૂપ મર!” કાકાએ તેને ચૂપ કર્યો.

“જુવો એક રસ્તો છે. લડવા જવા માટે તો સરકાર પરવાનો નહિ આપે પણ ડાક્ટરી મદદ માટે તમે એમબ્યુલન્સકાર લઈને જઇ શકશો.” માસ્તરે ખુલાસો કર્યો.

“એ એમ્બુલન્સકાર વળી શી બલા છે?” કાકાએ પૂછયું.

“મુરદાંને ઉંચકવાની ઠાઠડી વલી બીજું સુ?” બમનજીએ વચ્ચે પડતું મૂક્યું.

“તો કયા ચાચા વાં જાકે મુરદે ઉઠાઇંગે?” મીયાંએ અધીરાઇથી પૂછયું.

“ઇંદીયાવાલાઓને મુરદાં ઉંચકવા નંઇ તો શું લડવાના કામમાં રોકાય? સોલજરના એકજ ઠોંસાથી કાકાનાં બતરીસ પાંસરાં સેકાઈ જાય!” બમનજીએ પુનઃ છેડતી કરી.

"દીકરાઓ! તમે અરબ લોકોના ઠોંસા ખાઇ ખાઇને ઇરાનથી આવ્યા એવું અહીં સમજતા હશો? અમે તો ભીષ્મ અને ભીમ જેવા વીરનરોના વારસદાર છીએ!" કાકાએ ઇતિહાસિક દલીલ ફેંકી.

"તો બપ્પાવા, આય આપનો સેવક પન રૂસ્તમ સોરાબનો સીધો વારસદાર છે જી!" બમનજીએ ભળતી જ દલીલ ફેંકી.

"વારૂજી! એમ છે જી! તો રૂસ્તમના વારણદાર થઇને ઘરમાં બૈરીથી શા માટે બીઓ છો જી?" કાકાએ ટકોર કરી.

"એ તો આજકાલની ફેસન છે. બૈરાંની સામે હાથ ઉગામવો એ તો નરીયુંજ જંગલીપણું કહેવાય!"

"ત્યારે બૈરાંનો માર ખાવો એ સુધરેલાપણું કહેવાય એમ જને?" કાકાએ ફેંકી.

એટલામાં ઘરમાંથી પટલાણીનો સાદ સંભળાયો.

"બળ્યું હવારની બપોર થઇ ને આ રહોઇ ટાઢી પડી ગઇ! પહેલાં જમી લ્યો પછે; તમારે જે લવારો કરવો હોય તે કરજો!"

"રહોઇ ટાઢી પડી તો ભલે. શિવાજી ઘોડા ઉપર ચોખા ફાંકતો હતો અને નેપોલીયન ચણા ફાંકતો હતો એમ હાંભળ્યું છે!"

"યોદ્ધાઓને ઉની કે ટાઢી રહોઇની પરવા ન હોય! મરદો નામને રડે મામને નહિ! કેમ માસ્તર કંઇ બોલતા નંઇ?" કાકાએ પટલાણીને શિખામણ આપવા સાથે પોતાના ભાષણ પર માસ્તરનો ટેકો આડકતરી રીતે માગ્યો.

"એમાં હું શું કહું? મારે તો નિશાળમાં મોડું થાય છે." માસ્તરે મોતાનું પીંજણ રજુ કર્યું.

"હવે છોકરાંઓને ભણાવી ભણાવીને હું બાલેસ્ટર બનાવી દેશો? બેહો જરા ચા બા પીને જજો! પટલાણી હાંભળો છો કે? આ જરા મંડળી ભેગી થઇ છે તો દહ–બાર પ્યાલા ચા ગાળી નાખજો."

ચાનું નામ આવતાં બધા ઓસરીપર ખડકાણા. એટલામાં ટપાલી આવ્યો તેણે માસ્તરના નામનું છાપું આપ્યું. માસ્તરે ફાડયું. પટેલે

લડાઇના સમાચાર વાંચવાનું કહ્યું. માસ્તરે મોટેથી વાંચવા માંડ્યું. વાંચ્યા પછી માસ્તર બોલ્યા.

"લ્યો પટેલ સાહેબ, આપને આફ્રીકા સુધી ધક્કો ખાવાની ચિંતા મટી."

"કેમ શું લડાઇ ટાઢી પડી ગઇ?" કાકાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"હા, ફ્રાંસ અને ઇંગ્લાંડે વચ્ચે પડીને સલાહ કરાવી." માસ્તર બોલ્યા.

"ને ઓલી અઢાર વરસ પર બહુ જોર મારતી ઉતી એ જમની કાંઇ વચ્ચે બોલી કે નહિ?" કાકાએ કહ્યું.

"જમની કઇ?" માસ્તરે પૂછ્યું.

"કેમ ના ઓળખી? ઓલી ઘોઘા કુંભારની ઘરવાળી!" અરજણીયો બોલ્યો.

"નહિ તે નહિ! હું તો પેલા મોટી મૂછોવાળા કૈસરની જમની માટે કહું છું!" બધા હસી પડયા.

"મકુંજે એવન તો જર્મની વિષે કહેચ." બમનજી બોલ્યા.

"હા, પણ માસ્તર સાબ, સલાહમાં શું થયું ઇટલીનું આબીસીનીયા વેરે લગન થયું કે નહિ?" કાકાએ માસ્તરને પૂછ્યું.

"અરે! કાકા આપ આ શું કહો છો? લગ્ન કેવું ને વાત કેવી! શું આપ ઇટલીને કોઇ બૈરી અને આબીસીનીયાને માટીડો સમજી બેઠા છો?" માસ્તરે પૂછ્યું.

"ત્યારે શું? આ મીયાંએ એમ કે'યલું'ને!" કાકાએ ખુલાસો કર્યો.

"મેંને કયા કહા? જેસા માસ્તરને છાપેમેં વાંચા એસા સુણ કે મેને તમોકો કે'યા; તીસમેં મેરી ક્યા કસુર?"

"કહું બાપનું કપાળ! જરા ભેજામાં અક્કલ પણ રાખો છો કે નંઇ?" કાકાએ મીયાંને ઠપકો આપ્યો.

"ક્યા કરૂં અક્કલ તો બોતથી પણ એ ચાંર પાંચ બરસ પર સગલે લોક ઘેટાં કે ટોલું કી તરાં ભડકકે નિમક લુટણે ગઇલેને તીસમેં મેંબી સામીલ હો ગયલા ને પોલિસકી ડાંગાં ખા ખાકે અડધી અક્કલ

ચલી ગઇથી ને અડધી અક્કલ બાકી રહીથી વો બૈરી કરકે ગંવાઇ!" બધા પુનઃ હસી પડયા.

"મીયાં તમે બી જબરા બંબગોલા કૈંકોચ! બૈરૂં કરીયુ તેમાં અરધી અક્કલ શાની ગુમાવી?" બમનજી બોલ્યા.

"ઘરમાં આટા નંઇહે, દાલ નંઇહે, તેલ મીરચી નંઇહે! એસી રોજ બૂમાં પડે ફિર કમતી પગારમેં અક્કલ કાંસે કાયમ રે'વે? ચલીજ જાવેને!" એટલામાં ચા આવી બધાએ ચા પીધી ને ઉઠી પોતપોતાને પંથે પડ્યા. પટેલ ઘરમાં ગયા અને પટલાણી પાસે નિસાસો નાંખતાં બોલ્યા.

"હાય, હું કરૂં રે! છેલ્લે છેલ્લે પાણી બતાવવાનો મોકો આવેલો પણ એમનું સત્યાનાસ જાય, આ અંગરેજોએ અને ફ્રેંચોએ સલાહ કરાવીને મારી બાજી બગાડી!'

"કંઇ નહિ! ખેતરમાં જાઓ અને સાથીઓને કામ પરથી રજા દઇ જાતે દાંતરડું લઇને ઘાસ કાપો અને આંખો બંધ કરીને એમજ સીમજી લેજો કે જાણે દુશ્મનોને કાપી રહ્યા છો!" પટલાણીએ ટાઢું પાણી રેડયું.

"પણ એમ કંઇ ઘાસ કાપે છાપામાં નામ થાય?"

"જો છાપામાં નામ કાઢવું હોય તો ઘરડે ઘડપણ ફરીથી લગન કરોને? છાપામાં નામ થઇ જહે! જુવોને ઓયલા કરૂણાશંકર ભટનું કેવું છાપામાં નામ થયું ઉતું?"

"તને એ વીસ વરસની વાત ભલી યાદ રહી?" પટેલ પટલાણી સાથે આનંદથી ઘડપણમાં જુવાનીનો લાવો લઇ રહ્યા હતા. એમની હસી મઝાકની વાતોમાં વરતણીયાએ આવીને ગાબડું પાડયું. "પટેલસાબ ચાલો ચોરે મામલતદાર સાબ આયવાચ તે બોલાવેચ."

"ઝખ મારવા!" એટલું કહીને પાઘડી પહેરી બબડતા બબડતા કરસનકાકા ચોરે સિધાવ્યા. આમ મુસોલીની સામેનો જંગ અટકી પડયો!

❋

# મહેમાન કે ગુંદરીયાં!

## મહેમાનદારીની વ્યાખ્યા.

કૉલેરા, કૉગળીયું, પ્લેગ, ઍન્ફ્લુએન્ઝા ઉટીયુટુંટીયું, મુંઝારો, સનેપાત વગેરે રોગોની જેમ હિંદમાં મહેમાન નામનો પણ એક રોગ છે! એ રોગ કોઇ વાર અણુચિંતવ્યો અને અણધાર્યો પ્રગટ થાય છે; ત્યારે તે એક અણધારી આફતની ગરજ સારે છે! મહેમાનને સંસ્કૃતમાં અતિથી કહે છે, અને અતિથીનો અર્થ (અ+તિથી) એટલે કે તારીખ (કે વાર) જોયા વગર જે આસામી બીજાને ઘેર ધામા નાખે તે અતિથિ કહેવાય! શુદ્ધ ગુજરાતીમાં મહેમાનને પરોણો કહે છે. બળદ હાંકવા સારૂં અણીદાર આરવાળો પરોણો વપરાય છે; તે તો ગ્રામ્યજનો તથા ખેડુતો સારી રીતે જાણતા હશે, પણ શહેરીઓને એ પરોણાની ખબર કદાચ ન હોય! લાકડીની આગળ લોખંડની અણી ચોંટાડેલી હોય તેવું બળદોને હાંકવાનું સાધન તેને પરોણો કહે છે! તેમ આ મહેમાન રૂપિ પરોણાઓ પણ યમજાન રૂપિ બળદોને સીધા કરવા સારૂ પધારે છે! ઉર્દૂમાં જેને ઘેર મહેમાન ધામો નાખે તેને મેજબાન કહે છે. (મેજ+બાન) મેજવાળો. એટલે કે મેજબાન મેજપર અથવા તો મેજને અભાવે ચટાઇ પર જે કંઇ ગોઠવે તેને સફાચટ કરનાર તે મહેમાન કહેવાય!

## મહેમાનદારીનું સ્થાન!

મહેમાનદારી અથવા પરોણાચાકરી કે આતિથ્યમાંજ હિંદ પાયમાલ થયું છે. ઇતિહાસોમાં, નીતિના પુસ્તકોમાં, અને પ્રવાસ વર્ણનોનાં પુસ્તકોમાં ઠેર

ઠેર હિંદની પરોણાચાકરીની પ્રશંસા કરેલી છે. આખા જગતમાં મહેમાનદારી કરવામાં ભારતવર્ષ પરાપૂર્વથી અત્યાર સુધી શ્રેષ્ઠતા ભોગવી રહ્યું છે. પણ પાત્રને નીરખીને દાન આપવાને બદલે કુપાત્રે દાન આપવાથી વિપરિત પરિણામ આવે; તેમ પરોણાચાકરીની બાબતમાં પણ એવુજ બન્યું છે. પહેલાં જ્યારે હિંદ સુવર્ણભૂમિ ગણાતું, અનાજના ઢગે ઢગ પાકતા, અને પડયા રહેતા, ઘરે ઘર ઘી દૂધની કોઠીઓ ભરેલી પડી રહેતી, લોકો નાનાં નનાં ઝુંપડાંમાં રહેતા, પણ દિલ વિશાળ ધરાવતા હતા; ત્યારે અલબત પરોણાચાકરી સારી વસ્તુ હતી. પણ આજે જ્યાં કરોડો માણસો અન્ન વગર ટળવળે છે, વસ્ત્રવિણુ નગ્ન અવસ્થામાં વિચરે છે, ઘી દૂધ તો સ્વપ્નામાંજ જુએ છે, મતલબ કે માણુસ માણુસને ખાઈ જાય એવા બારીક જમાનામાં મહેમાન એક અણુધારી આફતજ ગણાય્ને ? દેશમાં આગગાડી શરૂ થઇ, ત્યારથીજ મહેમાનદારી જવીજ જોઇતી હતી. કારણુ કે પહેલાં ગાડામાં કે પગપાળા ચાલીને કેટલી મુસીબતો વેઠી મહેમાનો મહેમાનદારીની મોજ ઉડાવતા હતા એટલે તેમાં કંઇ મોજ મળતી; પણુ આજે તો કંઇ તકલીફ લેવી પડવી નથી!

વળી પહેલાં સમયની લોકોને ઝાઝી કીંમત ન હતી પહેલાંના મુરબ્બીઓ પ્રભાતમાં ઉઠી બબ્બે ત્રણ ત્રણ કલાક સુધી તો પલંગમાં પડ્યાં પડ્યાં પ્રભાતીયાંજ લલકારતા, અને બાકીનો વખત હુકકો, કસુંબો પાણી અને વાર્તાલાપમાં પ્રસાર થતો! એ સમયમાં વાચાળ મહેમાનો ખુબ ફાવી જતા, અને વાર્તાઓ માંડી યજમાનોને ખુશ કરી મહીનાના...મહીના સુધી ધામા નાખતા! પણુ હવે તો આગગાડી, મોટરને વિમાનનો જમાનો છે, અને ઘડિઆળ આવ્યા પછી લોકોને વખતની કીંમત પણુ જણાઇ છે; જેથી ઉઠે ત્યાંથી દરેક કામમાં રોકાય, ત્યાં મહેમાનને કોણુ સાંભળે ? આજે તો મહેમાનોની સ્થિતી પુરાણાં ફાટી ગએલાં ખાસડાં જેવી થઇ પડી છે! ફાટેલાં ખાસડાં ખૂણામાં પડયાં હોય તેને કોઇ શોધતું નથી તેમ કામવાળા ઘરમાં મહેમાનોની પણુ તેવીજ સ્થિતિ હોય છે! હવે તો “ **મહેમાનો હો**

વ્હાલાં પુનઃ પધારજો ” ને બદલે યજમાનો પોતાના દિલમાં એમજ બોલે છે કે “ મહેમાનો અળખામણા ફરી નવ આવજો ! ” બીજી જેટલી જેટલી કવિતાઓ મહેમાનના માનમાં લખાઇ છે; તેમાં સુધારો થવાનો સમય હવે આવી લાગ્યો છે.

**ઇતિહાસિક પરોણાગત.**

“ હળવો હળવો પેસે ને ઘર ધણી થઇને બેસે. ” એ ઇતિહાસિક કહેવત પરોણાગતને પ્રતાપે હિંદમાં લાગુ પડી છે ! જુઓ, પ્રથમ આર્યો સીંધુને ઓળંગીને હિંદમાં આવ્યા અને અનાર્યોની પરોણાગતથી પ્રસન્ન થઇને અહીંજ ચોંટી રહ્યા ! બિચારા અનાર્યોને પહાડો અને જંગલોનો આસરો લેવો પડયો ! પછીથી બાકત્રીયનગ્રીક, ક્ષત્રપ વગેરે અનેકે હિંદની મહેમાનગીરી ચાખી ! ઘોરીએ પૃથ્વીરાજની મહેમાનગીરી પરાણે ચાખી અહીં ધામા નાખ્યા. ચિતોડના રાણા ભીમસીંગે અલાઉદીનને પરોણો બનાવ્યો તો તેણે તેનીજ પત્નિ પદ્મિનીને ઉડાવવાનો તાગડો રચ્યો ! વચ્ચે ચંઘીસખાં તથા તૈમુર આવીને દિલ્હીની મહેમાનગીરી ચાખી ગયા ! પછી બાબરે આવીને મહેમાનગીરી ચાખી ! એ પરોણાએ યજમાનને ઘરબાર વગરના કર્યા !

આ પ્રમાણે ખૈબરઘાટને રસ્તેથી હિંદમાં પધારનાર બધા પરોણાઓએ યજમાનને રખડાવ્યા છે ! આ પછી વિલાયતથી ગોરા પરોણાઓ સુરતમાં પધાર્યા અને સુરતની બરફી તથા દેવશંકરની ઘારી ખાઇને એવા પેંધા પડયા; કે ઉપરની કહેવતને યથાર્થ કરી દેખાડી ! આવા પ્રત્યક્ષ પ્રમાણો જોયા પછીજ ઘરડા ડોસાઓએ ઓલી કહેવત જોડી કાઢી કે ‘ કોઇને આંગળી આપીએ તો પહોંચું કરડી ખાયને ? ” યાને મહેમાનોને ઘરમાં ઘુસવા દઇએ તો તે ઘરધણી થઈ બેસેને ! અસ્તુ.

**ઘરઘથુ પરોણાગત !**

મહેમાન નામના પ્રાણીઓના અનેક હુમલા આય તમારા સેવકને પણ સહન કરવા પડયા છે ! એક વેળાની વાત છે. અમારા સાળાની

વહુએ દીકરો જણ્યો એટલે અમારી ઘરવાળી યાને કે મીસીસ બેકારને ફૂઈબા તરીકે તે સાળાના ફરજંદનું નામ પાડવા જવાનું હતું. તમે જાણો છો કે એક નાના સરખા અનાથાશ્રમ જેટલી સંખ્યા અમારા ઘરમાં બાળકોની છે! નવ બાળકો, તથા તેમની મા, તથા હું બાપો એમ કુલ્લે નવ માણુસોને વડોદરે પધારવાનું હતું. પાંચ સાત દિવસ અગાઉથી મુસાફરીની તડામાર તૈયારીઓ કરવી પડી હતી! વેમ્બ્લી પ્રદર્શનના કાર્યકર્તાઓને કે અમેરીકાના વિશ્વ મેળાના કૉન્ટ્રાક્ટરોને જેટલી તકલીફ ઉઠાવવી નહિ પડી હોય; તેથી વધુ તકલીફ મિસીસને વેઠવી પડી હતી. પાંસ–સાત પોટલાં દિવસમાં ત્રણ ચાર વખત બંધાયને છોડાય! નાના કીકાનો એક બુટ ઉંદરડા તાણી ગએલા તેને ખોળવા મારે જાતે ઉઠવું પડયું. કોલંબસને અમેરિકા શોધતાં જેટલી મહેનત ઉઠાવવી પડેલી તેટલી મહેનત ઉઠાવવા છતાં બુટ ન જડયો! બીજા એક જોડ બુટ લાવવાનો મિસીસે હુકમ કર્યો, પણ આપણે તો કમખર્ચીમાં આટો ઢીલો થયા જેવું હતું! એવામાં એક ઉંદરના દરમાં રમતાં રમતાં લખોટો ધુસી જવાથી તેને કાઢવા જતાં નાના કીકાના હાથમાં દોરી આવી જેથી તેણે બુટ ખેંચી કાઢયો!

"બાબા, બાબા, જુઓ આય માલો બુત્તતો ઉંદલાના દલમાં છે!" મેં ખુશી થઇને તેની શોધક વૃત્તિની તારીફ કરતાં પીપરમીટ લેવા એક પૈ ઇનામ આપી અને મિંસીસને કહ્યું "આ છોકરો જરૂર શોધકજ નિવડશે! જો ને તેં ગઇ સાલ બટાકામાંથી નવિન જાતનો હલ્વો બનાવ્યો હતો અને મેં કપાસની કરાંઠીમાંથી લખવાનું હોલ્ડર બનાવ્યું હતું તેજ સંસ્કારનું આ પરિણામ છે!"

આ વાત ચાલતી હતી તેવામાં ત્રીજા નંબરની છોકરીની ઓઢણી જાજરૂમાં પડી જવાનો ઢંઢેરો પીટાયો! વાત એમ બની કે ઓઢણી નવીજ હતી અને કેળની હતી તે જાજરૂમાં સરકી પડી હતી.! આ પ્રમાણે મુસાફરી અગાઉ અનેક દિલધડક બનાવો બની રહ્યા હતા. હું ઘોડાગાડી ભાડે કરવા ઘરની બહાર નીકળ્યો. એક કાળી કૂતરીના અપશુકન થયા, પણ હું એવા

વહેમને ન માનનાર હોવાથી ગયો, અને ગાડી ભાડે કરી લાવ્યો. બધાં છોકરાં, તથા પોટલાંને ગાડીમાં ઝીંકી બારણાને તાળું વાસી રહ્યો હતો; એવામાંજ સ્ટેશન તરફથી એક ગાડી આવી તેમાંથી મહેમાનો ઉતર્યાં !

" અહોહો ! કોણ આદમભાઇ કે ? ને આય સાથે કોણ છે ? "

" આ તો અમારા પાડોસી છે. મસ્જીદો જોવાનો શોખ છે તેથી આવ્યા છે. "

" બહુ સારૂં થયુ !. ઘણે દિવસે પધાર્યા." મનમાં તે વખતે એવુ જ હતું કે " આ અકરમીઓ આ વેળા ક્યાંથી પધાર્યા ? " પરિણામે મિસીસને છોકરાં સહિત ગાડીમાંથી ઉતરવું ઘણું અઘરૂં લાગ્યું, જેમ કરણને દાસીપુત્ર કહી દ્રોપદીએ મચ્છવેધ કરતાં રોકયો તે વેળા તેને જેવું માઠું લાગ્યું હતું, અને કોઇ ફક્કડ સેંચ્યુરી બેટ્સમેનને પહેલાજ બૉલે આઉટ થતાં સામેના બૉલર ઉપર અને તાળીઓ પાડનાર પ્રેક્ષકો ઉપર જેવી ચીઢ ચઢે છે; તેવી બલ્કે તેથીએ વધુ ચીઢ મિસીસને ચઢી પણ ઘરમાં આવ્યા વગર છૂટકોજ નહતો ! મને કમને ત્રણ દિવસ તેમની આગતા સ્વાગતા કરવી પડી અને મિસીસને પરાણે પીયરનું પ્રોગ્રામ મુલતવી રાખવું પડયું !

બીજી એક વેળા પોંક–પાપડીની પાર્ટીમાં જવા માટે અમે બે ત્રણ મિત્રો સુરતને સ્ટેશનેથી પાસેના એક ગામમાં જવાને તૈયાર થયા હતા. સ્ટેશનના દરવાજામાં પેસતાંજ બે ત્રણ જુના ઓળખીતા મળી ગયા, સાથે ઘીના બે ડબા લાવેલા હતા. તેઓ સલામ કરી, તેમાંના એકે કહ્યું.

" લ્યો સારૂં જ થયું કે તમે અહીં મળી ગયા અમારે ઘર શોધવાની પંચાત મટી !" પોંક–પાપડીની મોજ માણવાના કોડ પુરા થઇ ગયા, બે ચાર રૂપીઆનો સોદો લીધેલો તે પણ પેલા મિત્રોને હવાલે કરી પરોણાઓને લઈ ઘર ભેગો થયો ! પરોણા પણ અજબ ભેજાંના હતા. એક કાંકરે બે પક્ષી મારવાની તેમની નેમ હતી ! પરોણાગતની મોજ અને વળી ઉપરથી ઘીનો વ્હેપાર ! છતાં ખૂબીની વાત તો એ કે

તેમની પાસેથી થોડુંક ઘી વેચાતું લીધું તેમાંએ બજારમાં વેચેલું; તેથી જરા વધુ ભાવે મને પહેરાવ્યું !

પણ એ બધાથીએ અધરા પરોણા ખરેખર બળદને ઘોંચવાના આરવાળા પરોણા જેવાજ પાંચ પરોણા ઇદની રાતે ફુટી નિકળ્યા ! ઘરમાં મિસીસે મિષ્ટાન બનાવ્યું હતું હું હાથ ધોઇને બાળકો સાથેજ મિષ્ટાન પર હાથ સાફ કરવાની તૈયારીમાં હતો; તેવામાંજ બારણું ઠોકતા એ પાંચ આસામી પધાર્યા !

" એ...ફલાણુંભાઇ ઘરમાં છે કે ? " મને તો અવાજ સાંભળતાં જ ક્રોધ વ્યાપ્યો જાણે કહી દઉં કે " ઘરમાં નથી; ત્યારે વાળુ કરતી વેળા ક્યાં કબ્રસ્તાનમાં સુવા હશે ? " પણ આ હિંદુસ્તાની જીભ હજુ એટલી બધી સ્વતંત્ર બની ન હતી, તેથી હૈયાની હોળીને છુપાવી મોઢા પર દિવાળી પ્રગટાવી તેમને આવકાર આપી બેસાર્યા ! તે પછીના કરૂણ સીન વિષેનું તો હું શું વર્ણન કરૂં ?

મારા દેખાતા ડોળે મારી રાજી ખુશીથી ને અકકલ હુશિયારીથી તેઓ મિષ્ટાન સાફ કરી ગયા ! અને હું જોતો જ રહી ગયો ! પછી અંદર જઇને જોયું તો સવારના વાસી રોટલા ચાવતાં પરોણાઓને પાંચ શેર પાંચ શેરની સંભળાવતાં મિસીસ પોઢી ગયાં અને હું ભૂખ્યા પેટે જ ભજન ગાતો સુઇ ગયો કે;

" ધાર્યું ધણીનું થાય પરંતુ સત્ય કર્મ તું કરતો જા;
યજમાન બનીને સેવા કર, પરોણાનું પેટ તું ભરતો જા ! "

આ આગગાડી, મોટર ને વિમાનના જમાનામાંએ હજુ ખટારાની હએ ધીમે ધીમે પરોણાગતની મઝા ચાખનારા પરોણાઓનોએ તોટો નથી ! આઠ દશ દિવસ સુધી ધામા નાખે અને આપણું કામ બગડે તેની તેમને લેશ પણ પરવા નહિં ! એવો એક બારદીનની બાદશાહી ભોગવે તેવો પરોણો વરસમાં બે કે ત્રણ વાર અમારે ત્યાં પધારે છે ! હું લખવાનું કામ કરતો હોઉંને તે વાત છેડે.

"અરે! યાર તમારા નામ પ્રમાણે તમે દમામ કેમ રાખતા નથી? આટલા મોટા લેખક થયા ને ઘરમાં હુક્કો પણ રાખતા નથી!" લ્યો, હું તો ઓલ્યા દિવાળી અંક માટે રાડા રાડ પાડતા તંત્રીને સંતોષવા કલમ ચલાવું છું, ને અમારા પરોણા હુક્કો વસાવવાની દરખાસ્ત રજુ કરે છે!"

"પણ મને હુક્કો પીવાનો મ્હાવરો નથીનો!"

"તેમાં શું થયું? અમારા જેવા કોઇ આવે તેને માટે રાખો તો શું વાંધો હતો?

"વાંધો તો કંઈ નહિં, પણ કોઇ બીજુ ગાંજાની ચલમ તૈયાર રાખવાની ફરમાશ કરનાર આવે તો શું કરવું?" આવાં કટાક્ષમય વાક્યોથી પણ તે ક્ષોભ ન પામે! રોજ સવારમાં તેજ પોતે જાતે ને પંડે જમણનું ટાઇમ ટેબલ પણ વાતવાતમાં બનાવી કાઢે! 'અહીંની પાપડીનું ઉંધીયું બહું સારૂં બને છે, એમ છપામાંએ કોઇએ લખ્યું હતું! રાંદેરની બીરયાની તો મુલ્લ મશહૂર છે! ભાબી સાબને હાથે પાતરાં ને દૂધપાક બહુ ફક્કડ બને છે.!" મનમાં થતું કે 'ભાબીસાબને હાથે કરીયાતાનું પાણી પણ ઘણું ફક્કડ બને છે! માળા એકાદ વખત પી જો ને?"

એ લ્હેરી જીવડો જ્યારે આવે છે; ત્યારે આઠ દસ દિવસ મને આ સંસાર અસાર ભાસે છે; જેથી ભરથરીની જેમ જોગી થઇ જવાની મરજી થાય છે, પણ શું કરીએ? પોણો ડઝન પલ્ટણનું સેનાપતિપણું છોડતાં કંઇ કંઈ વિચારો આવી જાય છે! જેમ અમુક સંસ્થાઓમાં ચાલું મેમ્બરો, લાઇફ મેમ્બરો અને પેટ્રન મેમ્બરો હોય છે; તેમ પરોણાઓ ત્રણ પ્રકારના હોય છે. અગાઉ ગણાવ્યા તે પહેલા પ્રકારના પરોણા છે. પણ બીજા પ્રકારના પરોણા દેખાવે સારા, છતાં પહેલા પ્રકાર કરતાં ઘણા ભયંકર હોય છે!

## દક્ષણા લેનારા પરોણા!

જેમ હિંદુઓમાં બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવ્યા પછી દખણા આપવામાં આવે છે, મુસલમાનોનાં મસ્જીદના મુલ્લાંઓને પણ ફાતેહા

દરદમાં ખીર સાથે થોડુંક રોકડ મળે છે; તેમ કેટલાક પરોણાઓ પણ પરોણાગત પુરી ચાખ્યા, પછી દક્ષણા લીધા વગર હટતા નથી ! એવા દોઢ ડઝન ઉપરાંત પરોણાઓનો મને અનુભવ થઇ ચૂકયો છે. એક ડોસો તો એક બે વરસને ગાળે પધારે છે. કંઇ સંબંધ નથી છતાં એક માણસ ઘર પુછીને આવે તેને આવકાર આપવોજ જોઇએ એ ન્યાયે એકાદ દિવસ તેને સારી રીતે રાખીએ; કે બીજે દિવસે તે જવાની વાત છેડે અને આંખમાં પાણી લાવીને બોલે કે 'શું કરીએ ભાઇ, ખુદાએ આજે મારો એવો વખત આણ્યો છે બાકી હું દોઢસો વીંઘાનો માલિક તેને આમ રઝળવું પડે ! છોકરી જુવાન થઇ છે તેને પરણાવવાનું પણ ઠેકાણું નથી, સાંભળ્યું છે કે રાંદેરમાં ઘણાં સખી ગૃહસ્થો છે, તો તમે જરા આટલું ગરીબનું કામ ન કરી આપો !"

જાણે બધાં મારૂંજ સાંભળતા હોય, અને હું આખા ગામનો કોઈ ધરાર પટેલ હોંઉ એમ સમજીનેજ વાત કરે ! પરિણામે આપણે દિલગીરી દેખાડીએ ત્યારે સામે તે પણ દિલગીરી દેખાડે "શું કરીએ અમારૂં કિસ્મત ! પણ ગાડીભાડા જોગા પૈસા આપો તો ઘેર જાઉં !" તેને આપ્યા વગર છુટકોજ શેનો થાય ? વળી ઓળખીતાઓની ચિઠ્ઠીઓ લઇને પણ કેટલાક આવે ! એવા એક નમુનાનો નમુનો તમને બતાવું છું ! ચિઠ્ઠી લઇને એક ભાઈ આવ્યા. કોઇ જુના ઓળખીતા અને તે પણ એટલા જુના કે છેક વિસરી જવાની લગભગ હતા ! ભરૂચના સ્ટેશને બાર વરસ પહેલાં મુલાકાત થએલી, અને કોણ જાણે તેમણે મને ચાહ પીવરાવી હો કે મેં તેમને પવરાવી હો; તેવા એક આસામાએ ચિઠ્ઠી લખીને એક ઈન્સાનને મોકલ્યો હતો. ચિઠ્ઠીમાં હિંદુસ્તાનના જુના રિવાજ પ્રમાણે પ્રથમ તો મારાં ભારોભાર વખાણ કર્યાં હતાં, અને જાણે હું અહીંનો લીડર હોઉં, અને બધા વહેપારીઓ મારા દબાયલા હોય, ને મારૂં સાંભળવાને બંધાયલા હોય તેમ ચિઠ્ઠીમાં લખ્યું હતું.

"......આજે આપનું રાંદેરમાં ઘણું માન છે! શહેરે શહેરમ આપની પ્રશંસા સાંભળવામાં આવે છે! ભલા અમ ગરીબ મિત્રનુ એક અદના કામ કરી દેશો, ખુદા એનો જરૂર બદલો આપશે. આ ચિઠ્ઠ લઇને આવનાર અમારા પિતરાઇભાઇ થાય છે. કમનસીબે જુગારન બુરીલતમાં ફસાઇ પડવાથી ઘરબાર ગુમાવી બેઠા છે માણસ ઘણાજ ખાનદાની છે (!) થોડું ઘણું લખતાં વાંચતાં આવડે છે, કોઇ શેઠીયાન દુકાને રખાવી દેશો. લી. તમારો અહેમાનમંદ..." એક એક અઠવાડિય સુધી તેને ખીચડું ખવરાવીએ અને ઢોર ચારો ખોળવા સીમમાં જાય તેમ દરરોજ અગત્યનાં કામોને પડતાં મૂકીને તેને ઠેકાણે પાડવા મથીએ પણ આજે ગ્રેજ્યુએટોનેએ નોકરી માટે આકાશ પાતાળ એક કરતાં યે નોકરીનાં દર્શન થતાં નથી; તો એવા ભીઠાં સુધી ભણેલા ખાનદાન માણસને કોણ સંઘરે? છેવટે દરવાનની કે મસ્જીદોમાં ઝાડુ વાળવાન સર્વિસ પણ ન મળે; ત્યારે તેજ કંટાળીને કહે કે

"આપે તો ઘણી તકલીફ લીધી પણ શું કરીએ મારું તકદીરજ ફુટેલું છે; નહિ તો વળી ઘરબાર ગુમાવાનો વખત શેનો આવત! બાક આપની કોશિષ કંઇ જેવી તેવી ન હતી. આપનો અહેસાન હું કયા વાળીશ? આપે મારી ખાતર કરવામાં કચાસ રાખી નથી શું કરીએ કહેતાં શરમ આવે છે; પણ કહયા વગર છુટકો કયાં થાય એમ છે જરા ગાડીભાડાના પૈસા આપશો હું સત્વરે મોકલી આપીશ, ને વરસા તો ઝડીમાર વરસે છે જરા તમારી છત્રીએ આપોને કોઇ આવત જતા સાથે જરૂર મોકલાવી દઇશ!" પરિણામે છત્રી પણ દેવી પ ને ગાડીનું ભાડું પણ આપ્યું. ફરીથી સત્વરે મોકલવાનો વાયદો ન વરસ થયાં હજું પુરો થયો નથી!

એક અપ-ટુ-ડેટ ઓળખીતા સુરતમાં મળ્યા. "ઘણું સારૂ થયું કે તમે અહીં મળી ગયા; નહિતર રાંદેર સુધી આવવાની તકલી લેવી પડત!" મારે અધીરાઇથી પૂછવું પડયું.

"એટલી બધી તે આ સેવકની શી જરૂર પડી કે આપ સાહેબને જાતે ગરીબનું ઘર પાવન કરવું પડત ?"

"જુવોને, ચાલો પેલી હોટલમાં બેસીએ પછી નિરાંતે વાત કરીશું." હોટલમાં ટીફીનથી પરવાર્યા પછી "જરા સીગરેટ મંગવો ! તો એમ કહી રૂમાલથી ચશ્મા સાફ કરતાં વાત છેડી."

"વાત એમ બની કે સા . . કાલે ખેલ જોવા હું અહીં આવેલો ખેલ જોયા પછી...હોટલમાં રૂમ ભાડે રાખીને સુતો હતો, પણ સવારમાં ઉઠીને જોઉં છું, તો ખિસ્સુ સફાચટ થઇ ગયું હતું ! રૂમનું ભાડું આપવાના પૈસા પણ ન હતા તો પછી કરવું શું ? નવોજ મફલર કાલે ખરીદયો હતો તે આડમાં મુકીને કોઇ મિત્ર પાસેથી ઉછીના પૈસા લેવા નીકળ્યો ! અમથાલાલ ઇન્સપેકટર સાથે અમારે સારો સબંધ છે. પણ તેતો હવાફેર માટે ડુમસ ગયા છે ! મી૦ શેખ સીટી મેજીસ્ટ્રેટ સાથે પણ ઓળખાણ છે; ત્યારે તેઓ તો કંઇ જરૂરી કામ સર મુંબઇ પધાર્યા છે ! આમ બધા સંબંધીઓને અભાવે છેલ્લે તમારૂં સ્મરણ થયું ને તમે મળી ગયા તે ઘણુંજ સારૂં થયું. શું ખુદાએ જોગ બેસાડી દીધો છે ! હ્યો ખિસ્સામાં દસ પંદર હોય તો આપો ઘેર જઇને વળતી ટપાલે રવાના કરી દઇશ ! કહોતો ચેકથી મોકલાવું નહિ તો મનીઓર્ડરથી ?"

"પણ મારી પાસે તો અઢી રૂપીઆજ છે ?"

"ચાલો અઢી તો અઢી પણ અરે ! તમે આવા મોટા લેખક થઇને ખિસ્સામાં ફક્ત અઢીજ રૂપીઆ રાખો એ કેમ મનાય ?"

"પણ લેખકના ધંધામાં કંઇ થોડી કમાણી છે, તે ખિસ્સામાં રાખીને ફરતા ફરીએ ? પંતુગીરીમાં પરણે પુરૂં થાય છે; પછી ખિસ્સામાંથી તે વધારે કયાંથી હોય ?"

"ચલો અઢીતો અઢી; ઘેર પહોંચાય એટલું ગનીમત છે !" પછી તે ગયા ને હું તેમના મનીઓર્ડર કે ચેકની રાહ જોતોજ હજુ બેઠો છું ! આવા ઘણાએ સેમ્પલો છે, પણ તે રજુ કરતાં ઘણાં કાગળો ને શાહીનો ઘાણ વળી જાય એમ છે.

**ભણેલા ને જેન્ટલમેન પરોણા !**

આ પ્રકારના પરોણા ઓચિંતા આવતા નથી, પણ કોઇ નાટક કંપની અમુક નાઇટ ને માટે આવતા પહેલાં ભીંતો પર મોટાં રંગ બેરંગી પોસ્ટરો ચોઢીને પબ્લીકને ચેતવે છે કે "આવે છે! આવે છે..." તેમ ભણેલા અગાઉથી ખબર આપે છે, પછી તે હેસીયતના પ્રમાણમાં પોતાની પધરામણીની જાહેર ખબર કરે છે! કોઇ અમારા જેવા હોય તો ત્રણ પૈસાના કાર્ડથીજ ખબર કરે છે, તેથી જરા વધારે મોભાવાળા હોય તે ચાર પૈસાનું પાકીટ વાપરે છે, અને સેકંડ કલાસમાં મુસાફરી કરનારા હોય તે બાર આનાનો તાર ઠોકી દે છે. અલબત ગવર્નરની પધરામણી થતાં પહેલાં શહેરની સડકો સુધારવામાં આવે છે; તેમ આવા સુધરેલા પરોણાઓની પધરામણી પહેલાં પલંગની ફાટેલી ચાદરોને પેટીમાં પધરાવી દેખાવ માટે રાખી મૂકેલી એક બે સારી ચાદરો કાઢવી પડે છે ! અને જુના તકીયા પર નવા યા ધોએલા કવર ચઢાવવામાં આવે છે. ઘરમાં ખુરસી ૧ હોય તો આડોશ પાડોશમાંથી બે ત્રણ ખુરસીઓ માગી લાવવી પડે છે, અને રોજ મેલાં ઘેલાં ફરતાં બાળકોને પણ સારાં લુગડાં પહેરાવવાં પડે છે! વખતે સામે સ્ટેશન સુધી લેવા; પણ જવું પડે છે, અને પરોણાના માનની ખાતર એકાદ બૅગ હોય તો તે ઉચકી પણ લેવી પડે છે!

આવનાર પરોણા પૈકી કેટલાક તો એવા હોય છે કે ઘેર ભલે દોઢીયાની દશાવળી ખેંચતા હોત; છતાં અહીં તો સીગારેટપર સીગારેટ ખેંચે છે, અને પોતે મોટા વિદ્વાન છે એવું બતાવવાને બગલમાં બે ત્રણ અંગ્રેજી પુસ્તકો પણ મારી લાવે છે! લેખક પરોણા હોય તો વળી પૂછોજ મા ! વાતોના તડાકા ઉડે અનેઘરને તો સાહીત્યનું સમારાંગણ બનાવીનેજ છોડે! "જોયું મી૦ બેકાર! વીસમી...ના દિવાળીના અંકમાં આપણે પેલા સાથી...પર કેવો ફટકો માર્યો હતો ? આય નાનાલાલ બિચારો અપદ્યાગદ્યનું ખીચડું બાફે છે, પણ એને વાંચતું કોણ હશે ? એના કરતાં તો એનો બાપો દલપતરામ શું ખોટું લખતો

હતો? કેવી સાદીને સરળ ભાષા! મારી ઘરવાળી બે ચોપડીઓ ભણેલી છે પણ તેએ દલપતરામના કાવ્ય સમજી શકે છે!"

આપણે તેને તોડી ન પાડવાના ઉદ્દેશથી કહીએ, "તમારી વાત ઠીક છે પણ આજના સાક્ષરો તો દલપતરામને કવિ નહિં પણ જોડકણાકાર કહે છે!"

"અરે! આજે તમે કયો સાક્ષર દીઠો છે? મારા દીકરા અંગ્રેજીને ફ્રેંચ ભાષામાંથી તફડાવીને સાક્ષરતાનો દંભ બતાવે છે! આ અમારા ગામનો લલવો મોચી શું સાક્ષર છે? હીંદીમાંથી તફડાવીને જ્યારે હોય; ત્યારે રજુ કરે છે છતાં મોચીઓએ તેને પોતાની જ્ઞાતિનો સાક્ષર ગણીને ચાંદ અર્પણ કર્યો છે! આવી રીતે તો કાલે ઉઠીને હીરીયો હજામ તથા ધમલો માલી પણ સાક્ષરમાં ખપવા લાગશે!"

"પણ તેમાં આપણે શું કરીશું? ઓલ્યા સુરતવાળા મી૦ અમીન કહેતા હતા ને કે તમે પણ ગઈ સાલ બે ઘડી...ના ફલાણા અંકમાં લેખ આપેલો તે એક ઉર્દૂ માસિકમાંથી લીધેલો હતો."

"અરે! એ તમારા અમીનને તે કંઇ કામ છે કે નહિ? બીજાનાં છિદ્ર જોવામાંજ રસ લે છે!"

આવી રીતે એક દિવસમાં તો આખા ગુજરાત અને બૃહદ ગુજરાતના સાક્ષરો ને લેખકોની ખબર લઇ નાખશે, અને પોતે જાણે બધાથી વધુ જાણકાર છે એમ ઠસાવવાનો પ્રયત્ન કરશે! જો આપણું કબાટ ઉઘાડતાં જોશે તો તેમાંથી જરૂર એક બે પુસ્તકો વાંચવાને બહાને પોતાને ઘેર લઇ જશે, પછી તે પાછાં મળવાની આશા આકાસકુસુમવત સમજવી! અને કેટલાક તો વગર પૂછયેજ જે પુસ્તક સારૂં લાગે તે ઉઠાવી જાય છે! જેન્ટલમેનોમાં પુસ્તકની ચોરી એ ચોરી ગણાતીજ નથી! જો ભોગ જોગે આપણે એક બે પુસ્તકો છપાવ્યાં હોય તો પછી જેટલા ભણેલા પરોણા પધારે તે દરેક તે પુસ્તકની એક એક નકલ ભેટ તરીકે લઇ જવાના; કારણ કે એ રીતેજ આપણું નામ તેમના ઘરમાં કાયમ રહે છે! તે સુખા જેવા પરોણા સિધાવે ત્યારે પાછું તેમને સ્ટેશન સુધી છોડવાએ જવું પડે છે!

## વિચિત્ર પ્રકૃતિના પરોણા !

કેટલાક પરોણા તો એવા વિચિત્ર પ્રકૃતિના હોય છે કે બસ ઘરમાં પગ મૂકે, ત્યારથીજ પોતાની વાત માંડે છે. મેં એમ કર્યું ને મેં તેમ કર્યું ! ખાવા બેસીએ ત્યારે પણ છાના ન રહે. "શીરો ઘણો મઝાનો છે ! તમારી ભાભી પણ ઘણો ફક્કડ શીરો બનાવે છે, અને વળી કઢીતો એવી સ્વાદિષ્ટ વધારે છે કે ગઈ સાલ અમારા મામા સસરા આવેલા તેમણે તો ત્રણ દિવસ સુધી કઢીની તારીફજ કર્યા કરી હતી ! દૂધપાકતો સ્વર્ગમાં એ મળવો દુર્લભ એવો બનાવે છે!" આ પ્રમાણે પોતાના ઘરની રસોઇનાજ વખાણ કર્યા કરે ! તો કોઇ વળી કો એવા થોડા બોલા હોય છે, કે આવે ત્યારે "કેમ છો ?" "સારા છીએ" અને જાય ત્યારે "આવજો" સિવાય બીજું કંઈ બોલેજ નહિં ! આવા પત્થરના બાવલા જેવા પરોણાથી ઘરનાં બાળકો ઘણાં ગભરાય છે ! બાળકો રમુજી પુરોણાથી ઘણાં પ્રસન્ન થાય છે. આવા મુગા પરોણાઓ જેટલા દિવસ રહે છે; તેટલા દિવસ જાણે આપણી છાતી પર સાડા ત્રણ મણનો પત્થર મૂકયો હોય, તેમ થાય છે.! ત્યારે વળી કેટલાક એવા પરોણા સદ્‌ભાગ્યે આવે છે કે પૂછી પૂછીને આપણી સાત પેઢીની ખબર લઇ નાખે છે. ઇશ્વર એવા પરોણાઓથી યજમાનને રક્ષો ! તથાસ્તુ :

*

# પોંક-પાપડી

"વૈશમપાયન એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય;
વિસ્તારી તુજને સંભળાવું, પોંકતણો મહીમાય!"

જાણે કથા ભાગ એમ છે કે ઇસ્વીસનની પૂર્વે નહિ પણ પશ્ચિમે સને ૧૯૨૦ માં તીલક મહારાજ નામના એક ભૂદેવ સ્વરાજનો લાડવો લેવાના લોભમાં મુંબઈની કોઇ "ભેમણીયા વીશી"માં સ્વર્ગવાસી થયા! એટલે એ લાકડાનો લાડવો ખાવા પોરબંદરના એક (હળદરનો ગાંઠીયો નહિ હોવા છતાં બની બેઠેલા ગાંધી) વાણીઆએ ગાંધી વટુ છોડી, લીડરવટુ ઉર્ફે બહારવટુ ખેડવા માંડયું. ને એ સાવકી માતાની કૉંગ્રેસ નામની મોટી પુત્રીના મનમાં એ લાડવો લેવાની લગની લગાડી!

સાવકી માતાનો સ્નેહ તમે સદ્ભાગ્યે અનુભવ્યો નહિ હોય, તો વાંચ્યો તો હશેજ? સાવકી માતા કૈકેયીને પ્રતાપેજ શ્રીરામને વનવાસ મળ્યો; પણ તેમાંથી શુભ પરિણામ એ આવ્યું કે રામાયણ જેવો અદ્ભુત ગ્રંથ સાંપડયો! અસ્તુઃ

પણ ભારતની હાલની આપણી સાવકી સરકાર માતાએ આપણા ઉપર અનહદ સ્નેહભાવ બતાવવા માંડયો, અને સ્વરાજ નામના લાડુ માટે હિંદી બાળકોએ ઘણા ભેંકડા તાણ્યા, પણ એ દૃઢ મનની માતાએ બાળકોના ભેંકડાને ન ગણુકારતાં પીઠ પંપાળવાને બદલે પીઠ પર હાથ ઠોકતાં કહ્યું કે,

"ગાંડાઓ ! સ્વરાજ એતો ચૂરમાનો લાડુ છે. એટલી નાની વયમાં તમારાથી એ હજમ ન થઇ શકે; મોટા થશો ત્યારે એવો ભારે ખોરાક આપીશું !" બાળકોએ માતાની આગળપાછળ ગોળ ફુદડી ફરતાં ફરતાં એનો એ જ ભેંકડો ચાલુ રાખ્યો; ત્યારે માંડમાંડ તેવા જ આકારનો સુંસાનો લાડુ આપવાની હા પાડી, વળી ના પાડી, વળી હા પાડી ! આ ત્રણુ ત્રણુ વખત છોકરાંને ફોસલાવવાનું કામ માતાએ કર્યું. પેપરવાળાઓ આ માતા અને બાળકોના "એન રે ઘેન દીવા ઘેન, તારા મનમાં કોણુ ?" તો કે "ગોળ ગોળ અને મીઠું મીઠું સ્વરાજ !" વાળા ખેલને રાઉન્ડ ટેબલ પરિષદ્ કહેતા !

વિલાયતમાં હિંદના નામે માતા અને બાળકો વચ્ચે આ પ્રમાણે નાટક ભજવાયું હતું.

**"થયા ત્રણ અંક પુરા**
**વિલાયતમાં રાઉન્ડ ટેબલનાં;**
**પરિણામે ઘસાયાં આસનો**
**છે ખુરસી ટેબલનાં.**
**છતાંએ હિંદી લીડર ખેલનો**
**નવ મર્મ જાણે છે;**
**નચાવ્યા નાચે સૂત્રધાર**
**જ્યમ જ્યમ દોરી તાણે છે !"**

છેવટે ભારતની ઓલી મોટી પુત્રી કૉંગ્રેસ કુમારીએ વાણીઆભાઇના સમજાવ્યાથી રિસાઇને માતાને દમ ભરાવવા માંડયો; "મારાં નાનકડાં ભાઇભાંડુઓને ઓલ્યો શીકા ઉપર મૂકયો છે તે ચૂરમાનો લાડુ (સ્વરાજ) નહિ આપે તો હું તને ઘર કામમાં મદદ નહિ કરૂં !" માતાને આઝી ઘરકામની પરવા નો'તી. કારણુ કે છુટક કામ કરનારી લીબરલો અને ખિતાબધારીઓ રૂપિ ઘાટણો કયાં નથી મળતી ? મોટી પુત્રીની ધમકીને માતાએ ન ગણુકારી; એટલે મોટી પુત્રી વળી પાછી દમની બીમારીથી ખાંસી ખાતાં બોલી: "માતા હજુએ તને

કહું છું, કે જો એ લાડુ આપી દે; નહિતર તારૂં મોઢું પણ નહિ જોઉં!" માતા કે જે દોઢસો વરસની જમાનો ખાધેલ ડોસી હતી; તે કંઈ પુત્રીની ધમકીથી ડરે?

માતાપુત્રીના રીસામણાં મનામણાં ખુબ ચાલ્યાં. એટલે સાતકીના આગલા ઘરના ડાહ્યા દીકરાઓએ જૉન બુલ બાપાને ટપલા મારવા માંડયા કે "ડોસલા, તું તો એક લાડુ જેવી નજીવી વસ્તુ આપવાને માટે જીદ લઈને બેઠો છે; પણ અમારે તો કારખાનાં બંધ કરવાનો વખત આવ્યો છે! એ બધાં તારાં આંગળીયાત છોકરાં રિસાઇ બેઠાં છે; જેથી અમારાં રમકડાં કોઇએ ખરીદતું નથી તેનું કેમ? જૉન બુલ બાપાએ સાયમન વૈદ્યને પોતાની પંચ સહિત હિંદી બાળકોનાં હોજરાં તપાસવા મોકલ્યો કે "જા દીકરા, જરા જોઈ આવને કે ચૂરમાનો લાડુ હજમ કરવાની એ હિંદીડાંમાં શક્તિ છે; કે ઓલ્યા ભાટચારણના અવતાર રૂપ પત્રકારો નાહક જ આપણાં ભેજાં ચાટયા કરે છે?"

પછી તો વૈદ્યરાજ શ્રીમાન સાયમનજી પોતાની પંચ સાથે પધાર્યા હિંદમાં આપણાં હોજરાંની તપાસ કરવા! આ સોનેરી તકનો લાભ લેવાનું કતારગામના પટેલ પૂંજાભાઈએ ધાર્યું કે, સ્વરાજની ફરમાશ વૈદ્યરાજ જઇને જૉનબુલ બાપાને કરે તો ઠીક. એ હેતુથી છીબલા, કાલીયા, ધનીયા વગેરે દુબળા મંડળના આસરા હેઠળ એક પોંક પાર્ટી વૈદરાજને આપી. પોંક તથા કોથમીરની ચટણી, અને સુરતનું ચટાકેદાર ચવાણું, વળી તાજી તાજી છાશ, અને તેની ઉપર કતારગામની મૂલ્ક મશહુર પાપડીનું ઉંધીયું ખવરાવ્યું; જેથી સાયમનજી તો છક્ક થઇ ગયા, અને પૂંજા પટેલની પરોણાગતથી પ્રસન્ન થઇને પોંક ઝુડનાર કળીયા દુબળાની પીઠ થાબડતાં બોલ્યા કે, "માય ડીયર ફ્રેન્ડ! તમારી આજની પોંક પાર્ટીથી હું એટલો બધો ખૂશ થયો છું; કે તમારી પોંક-પાપડીની મીજબાનીઓ ઉડાવવા ખાતરજ અમે "યાવતચંદ્ર દિવા કરો" હિંદમાં જ રહીશું! તમારી અજોડ પરોણાગત ચાખવાની મારા બીજા મિત્રોને પણ ખાસ ભલામણ કરીશ!"

વૈદરાજ સાયમન સાહેબે તો વિલાયત જઇને હીંદીઓનાં હોજરાં કમજોર છે કે લાડું હજમ કરી શકે એવાં શક્તિમાન છે, તે વિષે અભિપ્રાય આપવાને બદલે, પારલામેન્ટની પંગતમાં હિંદનાં પોંક-પાપડીની એટલી બધી તારીફ કરી કે કેટલાકોના મોઢામાં તો પાણી છુટયું. અને "માનચેસ્ટર ગાર્ડીયન" તથા "ડેઈલી હેરેલ્ડ" તો પોંક–પાપડીની તારીફમાં પોતાનાં એક એક ડઝન પાનાં ચિતરી કાઢ્યાં! હિંદીઓની પરોણાગતનાં ભારોભાર વખાણ થવા લાગ્યાં! છેવટે બોલ્ડવીનને પાર્લામેન્ટના મોભારા પર ચઢીને બોલવું પડયું કે "એવાં યજમાનોને આપણે કેમ તરછોડી શકીએ! બસ મિયાં લોકો કહે છે તેમ કયામત સુધી આપણે એમની મહેમાનદારીનીજ મોજ ઉડાવીશું!"

સાધુ લોઇડ જયોર્જ બોલ્યા "ખુદા એ યજમાનોનું ભલું કરે"(!)

"આમીન!" લૉર્ડ હેલીફેક્ષ વગેરે બુલંદ અવાજે બોલ્યા.

સાયમન સાહેબ વાત કરે છે, તે ખરી છે કે "ટાઢા પ્હોરની તોપ છે?" તે બાબતની ખાતરી કરવા લોધીયન સાહેબ નામના બીજા હકીમજી પોતાની પાર્ટી સાથે આવ્યા, અને કતારગામની પોંકપાપડીની મીજબાની ઉડાવીને અતિ પ્રસન્ન થયા! એમણે પણ વિલાયત જઇને હિંદનાં પોંક–પાપડીનાં ગળું બેસી જતાં સુધી વખાણ કર્યાં. રેડીયો મારફતે એ સંદેસો સાંભળતાં કતારગામમાં પૂંજા પટેલની ગજગજ છાતી ફુલવા લાગી. (સારૂં થયું કે ઉઘાડું જ શરીર હતું; નહિતર એકાદ ખમીસ કે કોટ ફાટવાનો સોદો હતો.)

છેવટે જૉનબુલ બાપા બોલ્યાઃ "દિકરાઓ, જે દેશમાં સ્વર્ગમાં પણ દુર્લભ એવી વાનીઓ થતી હોય, તેને આપણે કેમ છોડી શકીએ? અને આપણે છોડીએ યાને કે હિંદીઓની પરોણાગતની અવગણના કરીએ તો તેમને ખોટું ન લાગે? માટે બસ, હવે તો એ આપણાં કાયમના યજમાન અને આપણે એમનાં હંમેશના અતિથિ થઇને જ રહીશું!"

"હીયર હીયર!" ના પોકારો કરતી સભા બરખાસ્ત થઇ.

"પણ પોંક અને પાપડી જેવી અમૂલ્ય વસ્તુ વિષે અત્યાર અગાઉ પોતે કેમ કંઇ જાણ્યુજ નહિ!" એ વિષેનાં વિચારમાં ગોથાં ખાતા ખાતા સાક્ષર શ્રી બર્નાર્ડશો પોતાને ઘેર ગયા ને આરામચેરમાં આળોટવા લાગ્યા. અંતે કંઇ યાદ આવવાથી ઉઠયા અને રસોડામાં જઇ પોતાની ઘરવાળીને પૂછવા લાગ્યા (અહીંથી અર્ધ સાક્ષરી ભાષા વપરાય છે માટે સાધારણ વાંચકોની માફી ચાહું.)

"અયિ પ્રિયે! ત્હું પાકશાસ્ત્રમાં પૂર્ણ પ્રવીણ છો; હિંદનાં ખીચડી અને કઢી જેવાં અમૂલ્ય પકવાનો કેમ તૈયાર કરવાં એ બધાથી ત્હું પરિચિત છો; કોઠાંની ચટણી અને ગાજરનો કચુંબર કરવામાં તું એકસપર્ટ એટલે ઉસ્તાદ છો; તો પછી પોંક અને પાપડી સંબંધી પણ ત્હને માહિતી હશે જ?"

"સ્વામિનાથ! પકવાન પોથીના ખૂણે ખૂણામાં ખોળ કરતાં પણ પોંક–પાપડી કઈ બલા છે તે જાણવામાં આવ્યું નથી!"

"જા, ત્યારે ત્હું આજથી પાકશાસ્ત્રની પરીક્ષામાં ફેલ (નાપાસ) છો!" એમ કહી એક પાંઉની કાતરી અને ઉષ્ણ ચાહનું એક પ્યાલું ચઢાવીને શ્રીયુત બર્નાર્ડશો હિન્દી વજીરની ઑફિસે પગપાળા દોડયા, અને તેમની મારફતે પોંક–પાપડીના ઇતિહાસ પર ચોકખું અજવાળું પાડી શકે એવા બે ત્રણ હિંદી લેખકોને આમંત્રણ અપાવ્યાં.

પછી તો બ્રિટનવાળા બર્નાડ શો, મુંબઇવાળા બ્રેલવી, અમદાવાદવાળા બાનવા અને રાંદેરવાળા બેકાર આણી કું૦ એ સંગ્રહસ્થાનોને ઉથલાવવા માંડયાં અને અનેક પુસ્તકોમાંથી પોંક–પાપડી સંબંધી આધારભૂત પ્રમાણો રજુ કર્યાં.

મહાભારતના સમયમાં ભીમ નામના એક ખેડુતે દુર્યોધન નામના જમીનદારને ખૂબ પોંક જમાડી દીધો હતો!

રામાયણના સમયમાં બિચારાં રામ, સીતા અને લક્ષ્મણે કતાર-ગામના (ભૂગોળકારો એને પંચવટી કહે છે તે) જંગલમાં ફરી ફરીને પાપડીઓ વીણી ઉંધીયું તૈયાર કર્યું હતું. રામ, લક્ષ્મણ બળતણ

વીણવા બાવળીમાં ગયા હતા, એવામાં રાવણ નામનો એક ભૈયો તે કાચુંને કાચું ઉંધીયું ખાઈ ગયો, જેથી રામના વતી હનુમાને રાવણને ખૂબ પોંક ખવરાવ્યો !

પછીથી અશોકના સમયમાં આખા દેશમાં શિલાલેખો દ્વારા પોંક—પાપડીનું મહાત્મ્ય સમજાવાયું છે! પોંક—પાપડીની તારીફ કરવા બૌધ સાધુઓને ચીન જાપાન સુધી મોકલ્યા હતા!

"લંકાની લાડી ને ઘોઘાનો વર" એ દાંતની કથા તમે સાંભળી હશે. કહેવાય છે કે અશોકનો નાનો ભાઇ ઘોઘા બંદરેથી વહાણમાં બેસી લંકા ગયો હતો, અને લંકા નરેશને ખૂબ પોંક જમાડી તેની પોરીને પરણી લાવ્યો હતો!

વળી ગ્રીસના સીકંદરે હિંદના પોંકની ખ્યાતિ સાંભળી જેથી બિચારો બૈરીને પૂછયા વગર જ મારકીટમાં શાક લેવા આવ્યો હતો; ત્યાંથી પરભારો હિંદમાં દોડી આવ્યો, પણ પોરસ નામનો જમીનદાર પંજાબમાં માતબર થયો હતો; તેણે સીકંદરને પોંકને બદલે મકકાઇ ભુટ્ટા પણ ન ચખાડગા, તેથી સીકંદરે જાત પર જઈ પોરસનીજ અંગીઠી પર પોરસને પેટ ભરીને પોંક ખવાડયો!

ઉંટ ચારતાં આરબોને કાને કંઇ હિંદના પોંકની વાત પડી, તેથી મહંમદ કાસમને મોકલ્યો હતો. તેણે સીંધમાં આવી દાહીરનાં ડુંડાં લણી તેનો ખૂબ પોંક પાડયો !

પછી તો મિયાંઓને પોંકની ચાટ લાગી તે મહંમદ ગીઝનીએ જુદી જુદી સત્તર અંગીઠીઓ પર પોંક પાડયો!

શાહનામાવાળા ફીરદોસી ચાચાએ પણ પોતાના પોંકનામા નામના ગ્રંથમાં ફારસીમાં લખ્યું છે તેનો તરજુમો વાંચકની સવડ ખાતર ગુજરાતીમાં અહીં રજુ કરું છું :—

"હીંદીઓની વાનીઓમાં,
બેસ્ત પોંક ને પાપરી;
તેની સાથે તેસ્ત આપે
બૂમલા ને કાકરી
પોંક માતે સરકાર
કરતી ઇંદીયાની ચાકરી;
પન પારકી તે પારકી
ને આપરી તે આપરી !"

× × × ×

ચાલો, આગળ હાંકે રાખો !

જાણે પછી લાંબી દાઢીવાળા ઘોરી ચાચા હિંદમાં પોંક ખાવા ચાલી ચલવીને આવ્યા; એટલે પૃથુરાજે તેમને ખૂબ પોંક ખવરાવ્યો ! જેથી ખુશી થઇને બીજે વરસે સારી તકનો લાભ લઇને ઘોરી ચાચાએ પૃથ્વીરાજનો પોંક પાડ્યો !

પછી તો હિંદની અંગીઠીઓ પઠાણોને હાથ ગઇ તે વેળા પણ ચંઘીસખાં અને તૈમુર નામના જબરા પોંક પાડુ ચેમ્પીઅનો હિંદી પઠાણોને ખૂબ પોંક ખવરાવી ગયા હતા !

બાબરે આવીને પઠાણો કનેથી હીંદની અંગઠીઓ છીનવી લીધી. પછી મોગલોએ પોંક ચટણીની ખૂબ મોજ માણી.

એવામાં સર ટોમ્સ રો નામના એક અંગ્રેજી પંતુજીએ ભૂગોળમાં કતારગામની પાપડીનાં વખાણુ વાંચ્યાં, એટલે તે વળી સુરતમાં આવ્યો અને કતારગામથી થોડીક પાપડી વેચાતી લઇ ગયો અને દિલ્હીમાં જઇ જહાંગીરને ઉંધ્યું ખવરાવ્યું; જેથી તે ઉદાર શહેનશાહે પ્રસન્ન થઇને રામલીલાના રાજાઓની જેમ "માગ, માગ તે આપું !" કહ્યું, એટલે સર ટોમ્સ રો એ કહ્યું કે "ઇ અમારે તો કાંઇ નથી જોઈતું આપલ્યા ! આપની મહેરબાની છે ઇજ અમારે તો બસ છે. બાપા

ઓપલું કતારગામની પોહિ હુરત ગોંમ છેની તંઈ એકાદ દુકાન કરવાનો વચાર સે!"

"અબે દોસ્ત, ઈસમેં તો ક્યા બડી બાત હય? આપને ઉધીયે જૈસી નેઅમત ખીલાઇ ઉસ્કે મુકાબલેમેં યેહ કોઇ બડી બાત નહિ હય!" આ પછી અંગ્રેજોએ સુરતમાં કોઠી નાખી અને પછી ધીમે ધીમે "આસ્તે કદમ આસ્તે નિચે રખો મહેરબાન સલામ!" ની જેમ પોંક ખાતાં ખવરાવતાં હિંદની અંગીઠીઓ હાથ કરવા માંડી.

વચ્ચે શિવાજી નામના પોંકપાડુએ દક્ષિણમાં પોંકની અંગેઠી નહિ પણ અંગેઠો સળગાવ્યો!

પછી એના ચેલાઓ પોંક ઝુડતા ઝુડતા શાહઆલમના વખતમાં છેક દિલ્હી પહોંચ્યા; પણ કાબુલથી અબ્દલ્લીએ આવી સદાસીવરાવભાઉ તથા રાઘોબાને પાણીપતના પુરાણા ખેતરમાં ખૂબ પોંક જમાડયો!

કલાઇવે પ્લાસીમાં અમીચંદ તથા મીરઝાફરની મદદથી સીરાજને પોંક ખવાડયો! પછી વોર્નહેસ્ટીંગ્સ તથા તે પછીના બધા પોંકપાડુઓએ અવારનવાર હિંદમાં પોંક ચટણી ખવરાવવા માંડી. ડેલહાઉઝીએ તો પોંક ખાવાની મરજી ન હોય છતાં પરાણે બધાંને ખવરાવ્યો! વચ્ચે ઇરાનવાળો નાદીરશાહ આવીને બેચાર કોળીઆ પોંક મહંમદશાહ રંગીલાને ખવરાવી ગયો!

આ છે પોંકનો ઇતિહાસ સાથે સંબંધ! ઓાથ સમયમાં મેધાસ્થિનીસ નામના એક રખડુએ પોતાની રોજનિશીમાં લખ્યું છે કે "આખા જગતમાં સર્વ શ્રેષ્ઠ વસ્તુ કોઇ મેં જોઇ હોય તો તે હિંદનાં પોંક-પાપડી છે!" શ્રી કૃષ્ણ પણ પોતાની ગીતામાં ગાઈ ગયા છે કે "ભારતવર્ષની એ અમૃત તુલ્ય પોંક-પાપડીની ખાતર મારે ચઉદ અવતાર ધારણ કરવા પડયા છે!"

અને કવિ નર્મદાશંકરે પણ પોતાની નર્મ કવિતામાં લખ્યું છે કેઃ—

"વાંચીને આવ્યા વિદેશી
વાણીયા સુરત મહીં;
કતારગામની પાપડી
ભૂગોળમાં મશહુર છે !"

સન્ડે ટાઇમ્સમાં પોંક-પાપડીની પ્રશંસા વાંચતાં સ્વર્ગના રાજા ઈંદ્રે હાલની ગવર્નમેન્ટ પાસે માગણી કરી; તેથી ઍારમેલ મારફતે પોંકનું એક પારસલ સ્વર્ગમાં રવાના કર્યું ! ઇંદ્રરાજે પોતાની અપ્સરાઓને હિંદી પોંકની થોડીક વાનગી ચખાડી; જેથી સબ્જપરી તો પોંક પર એટલી બધી ઓવરઇ પાવરઇ ગઇ કે ખાસ પોંક ખાવા અવનિ પર કૂદી પડી ! તે ઈંદ્રસભાના કાળા દેવ તે મોહનવાળા મી. કાબુલીએ કૅચ કરી લીધી. અને બીજી બાજુ પોંકની ચોરી કરીને વાંદરાની જેલમાંથી બાબુ ચશ્માવાળો જે નાઠો નાઠો તે પોલિસની ધાકે ઠેઠ મંગળગ્રહમાં પહોંચી ગયો ! ત્યાંની રીપબ્લીકના પ્રેસિડન્ટ લોર્ડ મંગલસીંગે કાબુલવાળા બચ્ચા ઇ સાકુ ( ઉર્ફે અફઘાન ચાકુ ) ની મારફતે હિંદમાંથી પોંક અને પાપડીના ઉંધીયાનું થોડુંક સેમ્પલ મંગાવી લીધું. તેનો ટેસ્ટ ચાખ્યા પછી તો લોર્ડ મંગલસીંગની એકની એક પુરી બેટી મીસ મંગલાકુમારી, પૂંજા પટેલના નોકર છીબલા દુબળાની પોંક પાડવાની કળા ઉપર પુરૂરવા પર ઉર્વશીની જેમ આશક પડી ગઇ!

ઉર્દુના મહાન કવિ સર ઇલિકાબે પોતાના શીકવામાં પોંક વિષે કંઇ લખ્યું નહિ; તેથી જ તેને નોબલ પ્રાઇઝ મળતું અટકી ગયું ! અને પોંક પાપડીની તારીફમાં કવિવર ટાગોર નોબલ પ્રાઇઝ મેળવવાને ભાગ્યશાળી બન્યા ! હિન્દ તરફ તિરસ્કારની નજરથી જોનાર પરમ કૃપાળુ મીસ-મેયો બ્હેન પણ પોતાની ચોળીના ખિસ્સામાં થોડોક પોંક જકાત બચાવીને સંતાડી લઇ ગયાં હતાં ! એજ એની લોકપ્રિયતાની સાબિતી છે ! હવે પોંક પુરાણ સમાપ્ત કરતાં પહેલાં એક પોંક પ્રેમી શાએરનું કાવ્ય સાંભળો. જે સ્વેદેશી વૉલંટીયરો હાથમાં ઝંડો લઇ ગાતા ગાતા જાય છે.

"પોંક ખાનેકી તમન્ના
અબ હમારે દિલમેં હય;
પાપડીકા ઝિક્ર ભી
ધારાસભાકે બિલમેં હય!"

(કવિતાનો મર્મ સમજીને બિચારા સાહિત્ય પ્રેમી પોલિસદાદાઓ વોલંટીયરોને પોંક ખવરાવી પોતાની ફરજ અદા કરે છે!) વાંચક બિરાદર! તારે પણ કમોસમે પોંક ખાવાનો વિચાર હોય તો......સમજી લેજેને, હવે તેજીને તું કારોજ બસ છે!)

ઇતિશ્રી પોંક પુરાણ સમાપ્ત.



# પ્રેમ ત્રિકોણ.

## પાત્રો:—

**શ્રી કૃષ્ણ:-** વિષ્ણું ભગવાનના અવતાર. લોકો એમને સારી રીતે ઓળખે છે!

**રૂકિમણી:-** શ્રી કૃષ્ણનાં એક બ્યુટીફુલ મહારાણી.

**સત્યભામા:-** શ્રી કૃષ્ણનાં એક તીખાને તમતમતા સ્વભાવનાં નવિન મહારાણી.

**નારદમુનિ:-** એમની ઓળખની આવશ્યકતા આ હડહડતા કળીયુગમાં હોય ?

**સ્થળ:-** દ્વારિકાપુરી. **સમય:-** ઑફિસમાંથી છુટવાનો

## પ્રવેશ ૧ લો.

**રૂકિમણી વીલા**

(બીજા દિવસે બર્થ ડે હોવાથી તેની ઉજાણીમાં ભાગ લેવા ખાસ ટેલીગ્રામ કરીને કૈલાસપુરીમાંથી શ્રી કૃષ્ણે મી— નારદમુનિને પોતાના પરોણા તરીકે બોલાવ્યા છે. તેમનો સ્ટેશનેથી સત્કાર કરીને ગેસ્ટ હાઉસમાં મૂકી શ્રીકૃષ્ણ પોતે મારતી મોટરે રૂકિમણી વીલાના કમ્પાઉન્ડમાં આવી લાગે છે. સાથે ડ્રાઇવર શ્રીદામો છે પણ તે ડ્રાઇવીંગ કરતો નથી. શ્રીકૃષ્ણને પધારેલા જોઇ મહારાણીનો બૉય મહારાણીને ખબર આપવા ડ્રોઇંગ રૂમ તરફ દોડી જાય છે. પાછળ શ્રીકૃષ્ણ પણ લાંબે પગલે પહોંચી જાય છે.)

શ્રીકૃષ્ણ:- હલ્લો ડીયર ! શું થાય છે ?

રૂકિમણી:-ટેનીસની તૈયારી ! શું કરીએ આજકાલ તો આપ સાહેબનીસ્વારી નવી મહારાણીના મહેલની શોભા વધારે છે; પછી અમારે વખત વિતાવવા કંઈ કરવું તો જોઇએ ને ? નૉવેલ વાંચી વાંચી આંખો દુઃખી ત્યારે હવે લેડીઝ જીમખાનાં તરફ જરા ટેનીસ રમી દિલ બહેલાવીશું !

શ્રીકૃષ્ણ:- તો ચાલો તમને મારી મોટરમાં ટેનીસકોર્ટ સુધી મૂકી જાઉં. તમારો ડ્રાઇવર તો સીક પડયો છેને ?

રૂકિમણી:- એવો આભારનો ભાર લાદવાની પણ શી જરૂર છે ? વળી નવી જાણસે તો નવનાં તેર કરશે અને બર્થડેમાં ડેડલોક ઉભું થશે, તો જન્મગાંઠ ઉજવવા જતાં માડાગાંઠ બંધાઇ જશે; માટે હું તો ભાડુતી ટેક્ષીમાંજ જઇશ !

શ્રીકૃષ્ણ:- અરે ! એમ તે કંઇ થાય ? રાત્રે આપને ત્યાંજ ડીનર લેવાનો છું. અને વળી અમારા ફ્રેન્ડ મિ. નારદમુનિ પરોણા તરીકે પધારેલા છે, તેઓ પણ આપણી સાથેજ ડીનર લેશે; આપના કુકને એ વિષેની સૂચના આપી દેશો તો મહેરબાની થશે !

રૂકિમણી:- અહો ! એમાં વળી મહેરબાની શી ? મહેરબાની તો આપની કહેવાય કે એકાદ મહિને આ દાસીને આપના મુખાર્વિંદનાં દર્શન થયાં ! વારૂજી, અત્યારેજ કુકને કહી દઉં છું પણ એ તમારા મિત્ર મિ. નારદમુનિ પોતાની જાત ન બતાવે તો સારૂં ! નહિતર વિવાદની વરસી થઇ જશે !

શ્રીકૃષ્ણ:- તેની આપ ચિંતા ન કરો. જૉલીમેન છે જરા ટીખળ પણ કરે !

[ રૂકિમણી રસોઇઆને સુચના કરીને આવે છે. પુનઃ પાઉડર કરી ટેનીસ રૅકેટ લઇ શ્રીકૃષ્ણ સાથે ઉતરી તેમની મોટરમાં બેસી ટેનીસકોર્ટ તરફ હંકારી જાય છે. શ્રીકૃષ્ણ પણ ત્યાં રૂકિમણીની સખીઓ મીસ ફ્રેની તથા મીસ-પારોજનના આગ્રહથી ટેનીસ રમવા થોભી જાય છે. શ્રીકૃષ્ણ મહારાજે

ડ્રાઇવર શ્રીદામાને કાનમાં કહ્યું કે "તું જા મિ. નારદમુનિને સ્નાન સંધ્યા કરાવી આઠ વાગે પાછો અહીં મોટર લઇને આવજે તેમને પણ સાથે મોટરમાં લાવજે." શ્રીદામો જાય છે, અને મિ. નારદમુનિના સ્નાનની તૈયારી કરાવવાની બૉયને સૂચના આપે છે. શ્રી દામાની વાતની નારદમુનિને ખબર પડે છે કે શ્રીકૃષ્ણ મહારાજ ટેનીસ રમવા રૂકિમણી સાથે ગયા છે, એટલે દિવાસળી ચાંપવાનો લાગ મળ્યો જાણી શ્રીદામાને કહે છે "દોસ્ત, જરા પાંચ મિનીટનુંજ કામ છે મને જરા નવાં રાણી સત્યભામાને બંગલે લઈ જા ત્યાંથી આપણે તરત પાછા વળીશું ને પછી સ્નાન કરીશ." શ્રી દામો બોલ્યો "જેવી આપની ઇચ્છા" ઝટશુંને મોટર સ્ટાર્ટ કરી રસ્તામાં નારદમુનિએ શ્રીદામાના કાનમાં કહ્યું "જા તીયો લગાવજે હું તને ખુશીથી નંબર આપું છું; પણ કોઇને કહેતો ના" નારદમુનિને સત્યભામા વીલામાં પહોંચાડી દીધા.]

*

## પ્રવેશ-૨ જો

**સ્થળ:**-સત્યભામા વીલા **સમય:**-સાંજના સાડા પાંચનો

[નારદમુની બૉય મારફતે પોતાનું વિઝીટીંગ કાર્ડ મોકલાવે છે. થોડીવારે તેમને અંદર જવાની રજા મળે છે.]

મિ. નારદમુનિ:-હલ્લો, નવાં મહારાણી સાહેબ મઝામાં તો છોને? આપનો ફોટો મને કૃષ્ણ મહારાજે મોકલાવ્યો હતો; તે ઉપરાંત ટાઇમ્સ ઑફ સ્વર્ગમાં પણ આપના અપહરણ વખતનો ફોટો પ્રગટ થયેલો નિહાળ્યો હતો, અહોહોહો! તેમાં અને આજના દેખાવમાં તો જમીન–આસ્માનનો ફેર છે! શું અમારા ફ્રેન્ડ તરફની આપને કંઇ ચિંતા તો નથી?

સત્યભામાઃ—અરે ! એ શું બોલ્યા તમારા ફ્રેન્ડ અને અમારા પ્રેમની તો સ્વર્ગના દેવો પણ ઇર્ષા કરે છે !

નારદમુનિઃ-એમ ! ઇર્ષા કેમ ન કરે ? બિચારાં તમારા જેવાં ભોળાંભલાં માણસોજ પ્રેમના બજારમાં તેજીની આશા રાખે; બાકી આજકાલ તો પ્રેમનું બજાર સાવ મંદુ થતું જાય છે !

સત્યભામાઃ—એ શું બોલ્યા ? તમારી વાતમાં મને સમજ પડતી નથી ! તમારા ફ્રેન્ડના કહેવા પ્રમાણે તમારા ટીખળી સ્વભાવનું તો પ્રદર્શન કરતા નથી ?

નારદમુનિઃ-અરે ! નારે ના ! એણે તમારે મોઢે પણ મને બદનામ કરી મૂક્યો ? વાહ, મિત્ર હો તો આવાજ હો ! વારૂ, પણ નવાં મહારાણીજી તમે પ્રેમના ઉભરા ઠાલવવાની વાત કરો છો; ત્યારે આવાં સાવ સુકાઇને સરગવાની સીંગ જેવાં કેમ થઇ ગયાં ? એક મહીના પર તો તાજાં દુધી જેવાં હતાં ?"

સત્યભામાઃ—મને આવી મશ્કરી પસંદ નથી !

નારદમુનિઃ—મહારાણીજી, આપનું દિલ દુઃખાય એ હું પણ પસંદ કરતો નથી; પણ શું કરૂં ? લાચાર છું ! તમારૂં દુઃખ મારાથી નથી જોયું જતું ! કયાં એક માસ પહેલાંનો આપનો તાજા ટમેટા જેવો રાતો ફેઇસ અને કયાં આજનો ચીમળાએલા મૂળા જેવો ફિક્કો ફ્રુશ ચહેરો !

સત્યભામાઃ—આવીજ વાતો કરવી હોય, તો મહેરબાની કરીને ચાલ્યા જાઓ ! જરા માણસાઇ રાખો માણસાઈ !

નારદમુનિઃ—માણસાઇ છે તો આપની લાગણીને લીધે કહેવા આવ્યો છું; નહિતર મારે પારકી પીડા શા માટે જોઈએ ?

સત્યભામાઃ—પણ શું આવું ગાંડું ઘેલુંજ કહેવા આવ્યા છો કે બીજું કંઇ ? તમારી વાતચીતના વખાણ તો તમારા ફ્રેન્ડ ઘણા કરતા હતા અને તમારી વાતોમાં તો કંઇ દમ જણાતો નથી !

નારદમુનિઃ—આપનું કહેવું યોગ્ય છે. મારી વાતોમાં તો કંઇ દમ નથી, તેમ આપની વાતોમાંએ કંઇ દમ નહિજ હોય; તેથીજ મહારાજા રૂક્મિણી સાથે વાતો કરવા લેડીઝ જીમખાનામાં મ્હાલી રહ્યા છે!

સત્યભામાઃ—એમ! મારી રજા વગર એ જાયજ કેમ?

નારદમુનિઃ—તો નજરે જઈને જુવો.

સત્યભામાઃ—નજરે જુવે મારી બલારાત! ભ્રમર જેવા પુરુષનો ભરોસોએ શો? એવો દેખાવ મારાથી નહિ જોઇ શકાય!

નારદમુનિઃ— તો કોઇ દાસ દાસીને મોકલી ખબર કઢાવો, જો મારી વાત જુઠી હોય, તો તમારો આ ઉંચી એડી વાળો જોડો ને મારૂં માથું! છે પછી કંઈ? હ્યો વારૂ, પણ હવે જઇશ. મારે જરા સ્નાન સંધ્યાથી પરવારીને પછી મિત્રની પાસે જવાનું છે.

સત્યભામાઃ— રાખો હવે જવાશે. મારે ત્યાંતો આજે પહેલ પહેલાજ આવ્યા છોને જરા મારા હાથની ચહતો પીતા જાઓ. બૉય બૉય! જરા ચાહની તૈયારી કર.

(બૉયને ચાહ માટે બૂમ મારે છે. બૉય ચાહના સાધનો લેવા દોડતો જાય છે)

નારદમુનિઃ— આવા સમયે ચાહ પણ શી રીતે પીવાય? હા આ, પણ એક વાત કહેવાનું હું ભુલી ગયો. તમારા માટે ખાસ સ્વર્ગમાંથી પારિજાતકનાં પુષ્પોની એક વેણી ગુંથાવી લાવ્યો હતો, તે મેં મિત્રને આપી છે અને ખાસ કહ્યું છે કે "આ વેણી નવાં ભાભીને મારા તરફથી ભેટ આપશો." કોણ જાણે હવે એ વેણી તમને ભેટ મળે છે જુનાં ભાભી ફાવી જાય છે?

(એટલામાં ચાહ આવે છે. ચાહને ઇન્સાફ આપ્યા પછી નારદજી જવાની તૈયારી કરે છે.)

સત્યભામાઃ—આપનો મહદ ઉપકાર થયો. સવારે નાસ્તો કરવા જરૂરથી પધારજો.

નારદમુનિઃ—આવા ઉપકારો કરવા એજ મારૂં પરમ કર્તવ્ય છે બાકી લોકોએ અને તેમાંએ ખાસ તમારા પતિરાજે તો મને નાહક બદનામ કરી મૂકયો છે! લ્યો હવે જાઉં છું. ભગવાન તમારૂં ભલું કરે! ગુડબાય

( કહી નારદજી ચાલ્યા જાય છે, અને સત્યભામા શ્રીકૃષ્ણનું શી રીતે ખંખેરવા તે વિચારમાં ગુંથાય છે. વિચારમાં વિચારમાં સાત વાગી જાય છે એટલામાં ફોનની ઘંટડી વાગે છે. )

સત્યભામાઃ—અલવ! અલવ! આપ કોણ છો?

શ્રી કૃષ્ણ—:આપનો સેવક!

સત્યભામાઃ—કોણ હમારાજ! આપ કયાંથી બોલો છો?

શ્રી કૃષ્ણઃ—પબ્લીક ગાર્ડન આગળના પબ્લીક ફોનમાંથી

સત્યભામાઃ—ફરમાવો, શો હુકમ છે?

શ્રી કૃષ્ણઃ—કંઇ આજ સૈનિકની ઢબે વાત કરો છો ને શું?

સત્યભામાઃ—હવે જે કહેવું હોય તે જલ્દી કહી નાંખોને મારેતો ચૂલા પર દાળ ઉભરાઇ જાય છે!

શ્રી કૃષ્ણઃ—કુક કયાં ગયો?

સત્યભાનાઃ—એને સાસરે

શ્રી કૃષ્ણઃ—જમના રસોયણ કયાં ગઇ!

સત્યભામાઃ—તે પણ એને સાસરે ગઇ છે?

શ્રી કૃષ્ણઃ—વાર, બધાં સાસરે ગયાં છે તો કંઈ વાંધો નથી! તમે રાંધવાની કડાકૂટને પડતી મૂકી તાકીદે રૂકિમણી વીલામાં પધારશો. અમારા મિત્ર મિ. નારદમુનિ આવેલા છે; તેમની સાથે આજ રાત્રે ત્યાં ડીનર લેવાનું છે. કાલે મારી વરસ ગાંઠ છે તેની ખુશાલીમાં આજે આપણે બધાં રૂણિકમણીને ત્યાં ડીનર લઇશું; ને કાલે સવારથી સાંજ સુધી ત્રણે ટાઇમ આપને ત્યાં જમવાનું રાખીશું. બર્થડેની ખુશાલીમાં આજે ભલે તમારી સાથે રૂકિમણીનો પણ મેળાપ થઇ જશે! તે પણ તમારી જેમ

બહુ ઉદાર દીલની સ્ત્રી છે તમને મળવા માટે ઘણી ઉત્સુક છે. કેમ શું કહો છો જલ્દી આવો છો ને?

સત્યભામાઃ–મારી બલારાત ત્યાં આવે છે! તમારે જ્યાં જવું હોય ત્યાં અથડાના ફરોને! કોઈને ઘેર વગર બોલાવ્યે મારે જવાની કંઈ જરૂર?

શ્રી કૃષ્ણઃ–રૂક્મિણી જાતે બોલાવવા આવે તો આવોને?

સત્યભામાઃ–મારી તબીયત સારી નથી માથું ભમે છે!

શ્રી કૃષ્ણઃ–તો રાખો હું આપણા ફેમીલી ડૉકટરને બોલાવીને આવું છું.

સત્યભામાઃ–ડૉકટરની કંઇ જરૂર નથી અને આપની પણ જરૂર નથી! જ્યાં મ્હાલવું હોય ત્યાં ખુશીથી મ્હાલો. મ્હારી પીડા હુંજ ભોગવી લઇશ!

શ્રી કૃષ્ણઃ–દેવી! કંઇ રોષે ભરાયાં છો કે શું?

સત્યભામાઃ–દેવને રિઝવનારી અનેક દેવીઓ મળી રહે છે; પછી આવી એકાદ દેવી રિસાય તેમાં શું થઇ ગયું?

શ્રી કૃષ્ણઃ–અહો! આમ બાબત છે?

[ સામેથી સત્યભામા તરફથી કંઈ જવાબ નથી જેથી કંટાળીને ફોન પડતો મૂકે છે. ખરી રીતે જોતાં પબ્લીક ફોનમાંથી નહિ પણ લેડીઝ જીમખાનામાંથી ફોન કર્યો હતો. એટલાં શ્રીદામો નારદને લઇને પધારે છે, રૂક્મિણી સહિત તેમને રૂક્મિણી વીલામાં મૂકી પોતે સત્યભામાને તેડવાને બ્હાને સત્યભામાવીલા તરફ હંકારી જાય છે. ]

*

## પ્રવેશ ૩ જો

**સ્થળ:**—સત્યભામા વીલા. **સમય:**—રાતના આઠનો

[ હજુ બત્તીઓ સુદ્ધાં સળગી નથી. સામાન પણ અસ્ત વ્યસ્ત પડયો છે. સત્યભામા કોચપર ઉંધું ઘાલીને બેઠાં છે; એવામાં શ્રી કૃષ્ણ પ્રવેશે છે ! સ્વીચ દબાવી બત્તીઓ સળગાવે છે. ]

શ્રી કૃષ્ણ:–અહો ! આજે તો જગદંબાનું રૂપ ધારણ કર્યું છે ને શું ?

સત્યભામા:–હા, હા, અમે ગમે તેવું રૂપ ધારણ કરીશું તેમાં આપને શું ? આ રૂપ ન ગમતું હોય તો જ્યાં ગમતું હોય ત્યાં જાઓને ! અહીં આપને કોણે બોલાવ્યા છે ?

શ્રી કૃષ્ણ:–[ સત્યભામાની પડખે બેસી વાળ ઠીક કરતાં. ] પોતાની હૃદયેશ્વરીના અવાસમાં વળી આમંત્રણની રાહ જોવાની હોય ?

સત્યભામા:–ત્યારેજને વગર આમંત્રણે આપ આપની હૃદયેશ્વરીને ત્યાં મ્હાલવા ગયા હતા !

શ્રી કૃષ્ણ:–પણ તેમાં થઇ શું ગયું ? કાલે મારી વરસગાંઠ છે. વરસગાંઠની ખુશાલીમાં તમારા બેનો મેળાપ થાય એજ શુભ હેતુ હતો. તેમાં આમ કાગનો વાઘ કરવાનું શું કારણ હતું ?

સત્યભામા:–લ્યો, હજુ તો હું કાગનો વાઘ કરૂં છું ! દાઝયા પર ડામ દઇને ભલે ખુશી થાઓ !

શ્રી કૃષ્ણ:-દેવી, સવારે તો મારી જન્મગાંઠ છે ! આજે તો તમારે ખુશાલી ઉજવવી જોઇએ તેને બદલે આવું રૂસણું લ્યો એ સારી વાત કહેવાય ? તમારી આવી હઠથી મારા પ્રોગ્રામ પર પાણી ફરી વળશે !

સત્યભામા: તો વાણીઆ, વાણીઆ, ફેરવી તોળ ! કરતાં આપને ક્યાં આવડતું નથી ? બિચારી રાધાને ગોકુળમાં રઝળાવી તો મને અહીં રઝળાવો એમાં શી નવાઇ ?

શ્રી કૃષ્ણ:–આવું આવું બોલી મને સંતાપવામાં જો આપને આનંદ આવતો હોય તો ભલે બોલો !

સત્યભામાઃ–પણ આપે બોલવા જેવું બાકીજ શું રાખ્યું છે?

શ્રી કૃષ્ણઃ–દેવી, હવે હદ થાય છે! આવો કંકાસ મારાથી સહન થતો નથી. મારા જેવા પ્રેમીપતિને પજવવો એજ આપનું પરમ કર્તવ્ય સમજી બેઠાં છો કે શું?

સત્યભામાઃ–પારકી પુત્રીઓને આવી રીતે ઘરમાં લાવીને આપ પજવો છો કે હું? કયા મોઢે મોટાં મોટાં વચનો આપીને આપ મને લાવ્યા હતા? ઓ મારી માડીરે! તેં મને ગળથુથીમાં વિષ કાં ન આપ્યું કે આવો દી દેખવાનો ન આવત!

શ્રી કૃષ્ણઃ–દેવી, આશું? આવી બાલિસતા તમને શોભે? તમે મહારાણી છો! કોઇ સાધારણ સ્ત્રી નથી કે આમ ઘાંચણ, ગોલણની જેમ છાજીયાં કૂટો!

સત્યભામાઃ-હા, હા, અમે તો ઘાંચણ, ગોલણ જેવાં હતાં; ત્યારે આપ શું કરવા મને લાવ્યા?

શ્રી કૃષ્ણઃ–ઝખ મારવા! પણ હવે આ ધીંગાણાનો સીન પૂર્ણ કરશો કે હું જાઉં?

સત્યભામાઃ-હજુ તો મારૂં ધીંગાણું વખાણો છો? જવું હોય તો ભલે જાવ! પણ તમારી રિવોલ્વર આપતા જાઓ કે આ દુઃખી આત્માનો અંત આણું!

શ્રી કૃષ્ણઃ-બારોબાર લાઇફ ઇન્સ્યુરન્સવાળાને રડાવવા હશે કેમ?

સત્યભામાઃ-હજુ તમને ટીખળી સુઝે છે?

શ્રી કૃષ્ણઃ–તમારી આવો વાતો પર હું ટીખળ ન કરૂં તો શું કરૂં? આ નોકર ચાકરોને જોતાં આવો ફજેતો સારો કહેવાય?

સત્યભામાઃ–પણ આપને ફજેતાની પરવા હોય તો આમ કરો?

શ્રી કૃષ્ણઃ–મેં શું કર્યું?

સત્યભામાઃ–બીજી દેવીના મંદીરે ગયા અને વળી પારિજાતકની વેણી તેને ભેટ ધરી તેની પૂજા કરી!

શ્રી કૃષ્ણ-એ વાત તમને કોણે કરી? નારદજી અહીં આવ્યા હતા?

સત્યભામાઃ—હા, તેમને મારી લાગણી હતી તો મને આવીને ચેતાવી! તેમણે મારા માટે ભેટ આણેલી વેણી કોને આપી આવ્યા?

શ્રી કૃષ્ણઃ—કોઈને આપી આવ્યો નથી! દેવી તને આપવા જ મેં મારા હાફકોટના બહાર ખિસ્સામાં મૂકી હતીઃ પણ રૂકિમણીના જોવામાં આવી એટલે તેણે ખિસ્સામાંથી લઇ પોતાને અંબોડે બાંધી લીધી! હવે તું જ કહેને કે તેને શી રીતે ના પડાય?

સત્યભામાઃ—મને બનાવો છો! વેણી તેને ભેટ આપવા તો ચાલી ચલવીને ગયા તેને ઘેર! એ તો સારૂં થયું કે નારદજીએ મને ચેતાવી નહિતર આપ તો મને અંધારામાં જ રાખત!

શ્રી કૃષ્ણઃ—નારદજીએ તને શું ચેતાવી? મારૂં ઘર ચેતાવ્યું! વિવાહમાં વરસી કરાવવાની તેમની સજનજુની ટેવનું જ આ પરિણામ છે! પણ દેવી, હવે હઠ છોડી દ્યો. એકને બદલે એક હજાર વેણીઓ કાલે મંગાવી આપીશ પછી કંઇ?

સત્યભામાઃ—નહિ મારે તો તેજ જોઇએ!

શ્રી કૃષ્ણઃ—પણ કંઇ હવે તે પાછી લેવાય?

સત્યભામાઃ—પાછી ન લેવાય તો જાઓ જેને અંબોડે વેણી બાંધી હોય; તેના ઘેર જઇને તમારી વરસગાંઠ ઉજવો!

(એટલામાં નારદજી રૂકિમણીને પણ અષ્ટમ પષ્ટમ સમજાવીને સત્યભામા વીલામાં ગુપ્ત રીતે તેડી લાવે છે. વાતચીતનો પ્રસંગ જોઇ રૂકિમણી પ્રકાશમાં આવે છે.)

રૂકિમણીઃ-ભલે! મહારાજ ચાલો, મારે ઘેર આનંદથી આપની જન્મગાંઠ ઉજવીશું! લ્યો બાઇ સાહેબ આ તમારી વેણી!

(સત્યભામા તરફ અંબોડેથી છોડીને વેણી ફેંકે છે.)

સત્યભામાઃ—મારી બલારાત તારી ઉતરેલી વેણી પહેરે છે! એક વેણીને બદલે સ્વર્ગમાંથી આખું પારિજાતકનું ઝાડ લાવીને મારા કંપાઉન્ડમાં ન રોપાવું તો મારૂં નામ સત્યભામા નહિ!

નારદમુનિઃ-હાંહાં! રાણીજી એવી પ્રતિજ્ઞા ભારે પડશે, કારણ કે આજકાલ સ્વર્ગના કસ્ટમવાળાઓએ ત્યાંના ઝાડો પર ત્રણુસો ટકા જકાત વધારી દીધી છે; માટે અહીં પારિજાતકનું ઝાડ લાવવું આધરૂં પડશે! હુંય ચોરીછુપીથી વેણી લાવ્યો હતો!

શ્રી કૃષ્ણઃ-નારદજી રહેવા દો આપની ચાલબાજી! આપની નારદવિદ્યાને પ્રતાપે જ અમારા ઘરમાં આ ટ્રેઝીક સીન ભજવાઇ રહ્યો છે! દોસ્ત, તને હુંજ મળ્યો? જેનું ખાવું તેનું જ ખોદવું એ શું મિત્રધર્મ કહેવાય?

નારદજીઃ-ભલા ભગવાન, આપ જેવાં ફર્સ્ટ ક્લાસ માણસોને ન બનાવું તો પછી કોઇ હાલી મવાલીને બનાવવા જાઉં? મિત્ર, બર્થ ડેની ખુશાલીમાં આટલુંએ પાણી ન બતાવું તો પછી ધૂળ પડી આ મારી ગાજર જેવી ચોટલીમાં!

શ્રી કૃષ્ણઃ-દેવી! જોયું અમારા મિત્રનું કારસ્તાન? ચાલો પણ એ બ્હાને તમારા કંપાઉન્ડમાં પારિજાતકનું વૃક્ષ આવશે! પરમ દિવસે સવારના ઍરમેલમાં જ આપણે બધાં સાથે જઇશું સદેહે સ્વર્ગમાં!

નારદજીઃ-પણ હાલ તો પારિજાતકને બદલે આંકડાનાં ફૂલોથી જ ચલવી લ્યોને!

સત્યભામાઃ-જાઓ મારા ભઇ, આવું બોલતાં લજવાતા પણ નથી?

નારદજીઃ-આપ આવાં મોટાં મહારાણી થઇને ખુશાલીના સમયે રિસાતાં લજવાતાં નથી તો હું શાનો લજવાઉં?

(બધાં હસી પડે છે)

(શ્રી કૃષ્ણના પ્રેમ ત્રિકોણમાં નારદજીએ ઘડીવારમાં આવી રીતે ચતુષ્કોણ બનાવી દીધો; કારણ કે પ્રણય કલહની રંગત કંઇ ઔર હોય છે એ તો ઘણા વાંચકોએ પણ અનુભવ્યું હશે જ! ન અનુભવ્યું હોય તે પરણીને અનુભવી જુએ-તથાસ્તુઃ)

❋

## પંતુજી પુરાણ

એ પણ બાદશાહતનો જમાનો હતો. નતો બૈરીની ધમકીઓ સાંભળવી પડતી હતી, કે નતો છોકરાંની ફિકર હતી. કારણકે આપણે પોતેજ "છોકરૂં" ગણાતા હતા! કોઇ કમનસીબ પળે બાપાએ નિશાળે બેસાડ્યા. તે વખતની બધી વિગતતો યાદ નથી, પણ એટલું તો યાદ છે કે આખી બાળવર્ગની કલાસમાં બધાં બકરાં–ઘેટાંમાં હું ભરવાડ જેવો દેખાતો હતો! તે સમયમાં બાળવર્ગનાં બાળકો ધોતલી કે લેંઘો પહેરવાની દરકાર કરતાં નો'તાં. બાળવર્ગમાં બે વરસ ભણ્યો. પણ શી રીતે ભણ્યો તે યાદ નથી. કરવત કઇ બલાનું નામ છે અને ખલ કઇ ચકલીનું નામ છે, તે જાણતો ન હતો, છતાં ધુણતાં ધુણતાં કરવતનો 'ક' અને ખલનો 'ખ' બધાં બાળકોની સાથે રાગ કાઢીને ઘુંટતો હતો.

અમારા બાળવર્ગના શિક્ષક કોઇ પાઘડીવાળા મીયાં સાહેબ હતા. નામ યાદ નથી. કારણકે તે સમયમાં અમારા બાપ કે દાદાનું નામ અમને યાદ નો'તુ રહેતું, તો પછી ઘડીએ ઘડીએ તમાચા ઠોકનાર માસ્તરનું નામ શી રીતે યાદ રહે? બીજું કંઇ તો યાદ નથી, પણ એટલું યાદ છે કે બપોરના ગાળે પાઘડીને ખીંટીએ ટાંગીને અમારા "ઉસ્તાદ" ટેબલપર પગ ચઢાવીને દરરોજ ઉંઘતા હતા!

અને નંબરવાર દરેક છોકરાને પંખો કરવો પડતો હતો. એક વખતે પંખો કરતાં ઉસ્તાદના નાકની દાંડીમાં મારાથી પંખો વાગી ગયો એટલે ખાસા દસ-બાર તમાચા ખાવા પડયા હતા! તે વેળા મોન્ટેસોરી ડોસીનાં પગલાં શાળાઓમાં મંડાયાં નો'તાં; જેથી "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ધમધમ" એજ સુત્રાનુસાર ગાડું ગબડતું! બાળવર્ગમાંથી પહેલા ધોરણમાં આવ્યા.

પહેલા ધોરણના શિક્ષકનું નામ પણ યાદ નથી. તે કોઇ હિંદુ હતા. પોંકની મોસમમાં અમારી પાસે દરરોજ પોંક મંગાવતા. મહેતાજીના છોકરા માટે બોર વીણવા અમારે જવું પડતું. પતંગો લૂટીને મહેતાજીના છોકરાને આપે તેનો પહેલો નંબર ગણાતો! એ શિક્ષક ઓછો માર મારતા નહિ, પણ ઉઠબેસ ઘણી કરાવતા! દર શનિવારે આંકલખામણી આવતી એટલે ઘણાખરા છોકરા ખેતરોમાં નાસી જતા. શિક્ષક છોકરાઓની ફોજ સાથે તેમને પકડવા ખેતરે ખેતરમાં ભટકતા અને એ રીતે નિશાળને બદલે વગડામાં જ બધો સમય પસાર થતો. ગામના પટેલનો છોકરો શિક્ષક માટે દરરોજ દૂધ લાવતો હતો તેથી તેને મોનિટર નીમ્યો હતો!

એક વેળા શિક્ષકે માટીના વાસણ બનાવવા વિષેના પાઠમાં તેને પૂછ્યું. "ચાલ બોલ કુંભાર કોને કહે છે?" તેણે તરત જ જવાબ આપ્યો. "તમને." શિક્ષકે ગુસ્સે થઇને તેને એક લપડાક ચોઢી કાઢી અને પટેલના લાડકા દીકરાએ શિક્ષકને સ્લેટ લગાવી દીધી! પછી શું થયું તે યાદ નથી, પણ બપોરે નિશાળમાં આવીને પટેલે શિક્ષકને ખૂબ ગાળો દીધી. મોટા મહેતાજીએ આવીને પટેલને કેટલા સમજાવ્યા; ત્યારે તે ઘેર ગયા. પરીક્ષા આવી. મહેતાજીએ અમારા માસ્તરના કાનમાં કંઇ કહ્યું. બીજા દિવસે ટેબલ પર ખૂબસુરત શાલ બિછાવી હતી. પાસેના શહેરમાંથી કોઇ વાણીઆને ઘેરથી મખમલ જડેલી ખુરસી લાવીને મૂકાવી હતી. 'ડીપોટી' સાહેબ પરીક્ષા લેવા આવ્યા તે ખુરસીમાં બેઠા પણ જાડા હોવાથી ફસાઇ

પડયા! માસ્તરને ખૂબ ધમકાવ્યા અને પછી માંડ માંડ ખુરસીમાંથી તેમને ખેંચી કાઢ્યા. બપોરે તેમને લાડુ જમાડ્યા જેથી અમારી બધી કલાસને પાસ કરી દીધી!

બીજા ધોરણના માસ્તરનું નામ ગોકળદાસ હતું. તેમને તપખીર સુંઘવાની આદત હોવાથી લુગડાં ઘણાં ગંદાં રહેતાં! એક વેળા મોટા ગોરા ઇન્સપેક્ટર ઓચિંતા નિશાળ તપાસવા આવ્યા, ને અમારા માસ્તરનાં તપખીરથી ખરડાએલાં લુગડાં જોઇ તેમને ખૂબ ધમકાવ્યા ને બે રૂપીઆ દંડ પણ કરી નાખ્યો. બધા મહેતાજીઓ ગભરાઇ ગયા હતા. સાહેબે અમારી કલાસની તપાસ કરવા માંડી. પહેલા નંબરને પૂછ્યું "મેં પહેર્યાં છે તે લુગડાં શેનાં છે?" પહેલા નંબરે કહ્યું "ઊનનાં." "ઊન કયાંથી થાય?" સાહેબે ફરીથી તેનેજ પૂછ્યું "તેણે જવાબ આપ્યો "ઝાડ પર." બીજા નંબરને પૂછ્યું "ગંધક કયાંથી આવે છે?" બીજા નંબરે બેધડક જવાબ દીધો. "ગાંધીની દુકાનેથી" ફરી પૂછ્યું "પણ ગાંધીની દુકાને કયાંથી આવે છે?" "તે તો ગાંધી જાણે." છેલ્લો નંબર બોલી ઊઠયો "ઘાંચીની ઘાણી-માંથી ગંધક નીકળે છે!" સાહેબ ગુસ્સે થયા. "ડેમફુલ" કહીને ટેબલ પર હાથ અફાળી મોટા મહેતાજીની કલાસમાં ગયા! પછીથી સાંભળ્યું કે મોટા મહેતાજીની કલાસમાં બીડીનું ઠુંઠું જોઇને સાહેબ તેમના પર ખૂબ ખીજ્યા ને ગુસ્સામાં પગ પછાડી થોડી વારે વિઝીટ લખતાં લખતાં સીગરેટ પીવા લાગ્યા!

વળી પાછી પરીક્ષા આવી. મોટા મહેતાજી કહેતા હતા કે "આ વખતના ડેપ્યુટી સાહેબ તો લાડુથી રીઝે એવા નથી, ઘણા કડક છે!" અમારા કલાસ માસ્તરે કેટલીક સંજ્ઞાઓ અમને શીખવી રાખી હતી! કાન પર હાથ મૂકે તો ભાગાકાર સમજવો, નાક પર હાથ મૂકે તો ગુણાકાર સમજવો, ડાબી આંખ મીંચે તો સરવાળો ને જમણી આંખ મીંચે તો બાદબાકી સમજવી! ડેપ્યુટી સાહેબે ગુણાકારનો દાખલો લખાવ્યો. દાખલો

લખાવ્યા પછી છોકરાઓ માસ્તર તરફ જોવા લાગ્યા. તે વેળા માસ્તરને કાન પર ખંજવાળ આવી તેથી કાન ખંજવાળવા લાગ્યા એટલે બધા છોકરાઓએ જાણ્યું કે ભાગાકાર છે. જેથી બધાએ વગર વિચારે ભાગાકાર કર્યો. બધાનો હિસાબ ખોટો પડયો. માસ્તરની યુક્તિઓ કામ ન લાગી. અંતે પરીક્ષામાં અર્ધો કલાસ નાપાસ થઇ !

હવે ત્રીજા ધોરણમાં આવ્યા. માસ્તરનું નામ મીયાં અબ્દુલ કરીમ હતું. એમને કવ્વાલી લલકારવાનો ભારે શોખ ! છોકરાઓને ચઢતી ઉતરતી ભાંજણીના હિસાબ મંડાવે ને પહેલા નંબરને સૂચના કરે કે "હિસાબ તું તપાસી લેજે!" અમે બધા દાખલા ગણવાને બદલે ઊંટ-બિલાડાંનું ડ્રોઇંગ ચિતરીએ ને માસ્તર સાહેબ ધીમા રાગે હેડમાસ્તર ન સાંભળે તેમ લલકારે.

"મેહુરબાં હો જાયેંગે દર્દે જિગર હોને તો દો;
ખુદ ચલે આયેંગે નાલોમેં અસર હોને તો દો !"

એવામાં પહેલો નંબર કહે "સાહેબ, દાખલો તપાસી લીધો, કોઈનો ખરો નથી !" માસ્તર તેને ગુસ્સાથી કહેતા "અબે સા... રંગમેં ભંગ કરતા હે ! કલ સિખાદુંગા ચલો ભૂંગોલ, ભૂગોલ યાદ કરો, અબે ચલ જા, ગુજરાતકા નકશા નિકાલ !" અને વળી પાછા કવ્વાલી લલકારે. એક વેળા બધા છોકરા પદાર્થપાઠ યાદ કરતા હતા ને માસ્તર સાહેબ ટેબલ પર તાલ વગાડી ખૂબ ખીલ્યા હતા. તેવામાં હેડમાસ્તરે આવીને એમને ધમકાવ્યા !

"મિયાં સાબ, તમે તે આમ કવ્વાલીઓ લલકાર્યા કરશો કે કંઈ ભણાવશો ?"

"કયા કરે સાબ ? બીસ રૂપલડી પગાર હે, ને ખાણેવાલે ઘરમેં આઠ આદમી હે; ઉસ્કી ફિકરમેં જી જલ્તા હે તો જરા રાગ રાગનીસે દિલ બેહલાતે હે !" માસ્તર સાહેબે હેડ માસ્તરને જવાબ આપ્યો.

"પણ રાગરાગણી તે ઘેર હોય કે અહિં નિશાળમાં? કાલે ઉઠીને પરીક્ષક કાકો આવશે તેને શું જવાબ આપશો?"

"સાબ, લેસન તો ચલતા હેને!"

"જાઓ, જાઓ તમારા આવા ઢંગ છોડો; નહિતર કો દિ ખરાબ થશો." હેડમાસ્તર જરા આંખ બદલીને બોલ્યો, એટલે માસ્તર સાહેબે પદાર્થપાઠ પુછવા માંડયો! સાધારણ કાયદા પ્રમાણે ગાનાર છોકરાઓને જ એ કલાસમાં પહેલો નંબર મળતો! ગણિત કરતાં કવિતા એ કલાસમાં અગત્યનો વિષય ગણાતો! માસ્તર લ્હેરી હતા, બનતાં સુધી છોકરાઓને મારતા નહિ. પણ "જાબે મમદુ! તેરે ઘરસે પાન તો બનાલા."

"અબે કોઇ છોકરા બીડી મીઠી રખ્તા હે કે?" એવા ઓર્ડરો વારંવાર છૂટયા જ કરતા! અને બપોરના ગાળે દરરોજ છોકરાઓ પાસે તેમના ઘેરથી ચાહ મંગાવતા. અને એ ચાહ મંગાવવાની ફરિઆદ કોઇ છોકરાના વાલીએ ડેપ્યુટી સાહેબ પર નનામી અરજી રૂપે કરી; જેથી એક વેળા એમને પાંચ રૂપિઆ દંડ પણ થયો હતો! એ સાહેબ એવું સારૂં ભણાવતા કે છોકરાઓ બે ત્રણ વરસે જ ઉપરની કલાસમાં જતા! અમારે સદ્‌ભાગ્યે તેજ વરસે ગુજરાતીની સાથે ઉર્દૂ કોર્સ પણ દાખલ થયો, અને પરીક્ષા લેનાર સાહેબ "અપનાવાલા" હતા જેથી અર્ધો ડઝન સમોસાં ને એક કપ ચાહમાં અડધા ઉપરાંત છોકરા પાસ ગણાયા, અને તેમાં આપણો પણ નંબર લાગી ગયો!

હવે આવ્યા ચોથા ધોરણમાં. સ્કૂલ ઉર્દૂ થઇ જેથી લાંબી શેરવાની, લાલ ટોપીને હાથમાં નેતરની સોટી નહિ, પણ સોટાવાળા મુન્શી ઉમરભાઇના હાથ નીચે જવું પડયું! પ્લેગની બીમારીથી માણસો જેટલા ડરે તેટલા જ અમે એમનાથી ડરતા! કારણ કે વર્ગ શરૂ થતાં જ ઘેરથી લેસન ન લખી લાવ્યા હોઇએ તો જરૂર એમનો દંડો અમારી પીઠને ભેટી પડતો! જાતે દમીએલ હતા જેથી ઘણી વેળા માર મારતાં પોતે હાંફી ઊઠતા! છતાં "કમજોર ઔર ગુસ્સા

અહોત" જેવો એમનો ઘાટ હતો ! આખી નિશાળમાં બધા માસ્તરો કરતાં લાંબા હતા, જેથી ધોરણનાં છોકરાઓ એમને મશ્કરીમાં "ઉમરભાઇ ઉંટ" કહેતા ! પણ એમને રૂબરૂમાં કોઇથી એવું કહી શકાતું ન હતું; કારણકે કહેનારને એમના દંડાનું પહેલાંજ સ્મરણ થતું ! ભણાવવામાં માથાંઝીક ઘણી કરતા પણ કોણ જાણે એમનું શિક્ષણજ એવું હતું કે વિદ્યાર્થીઓ તો ઢબ્બુના "ઢ" જ રહેતા ! ઇતિહાસ શીખવતી વેળાએ ખૂબ ખીલતા અને ઇતિહાસની સાથે બહારનાં કિસ્સા–કહાણીનું જોડાણ બહુ સારી રીતે કરતા ! કોક કોક વેળા તો આખો દિવસ એમનાં ઇતિહાસિક ગપ્પામાં વીતી જતો !

ઘણી વેળા નિશાળમાં હાતમતાઇનો કિસ્સો કે ચાર દુરવેશનું દાસ્તાન રસપૂર્વક વિદ્યાર્થીઓને વાંચી સંભળાવતા ! મારના ધાકને લીધેજ બીજી કલાસો કરતાં એમની કલાસમાં શાંતિ ઠીક રહેતી ! જો કે એ જાતે મહેનતુ હતા, બીજા વિષયો ઠીક શીખવતા પણ ગણિત સાથે એમને બાપ જન્મનું વેર હતું ! "મેરી બેટી સરકાર યેહ બ્યાજકે દાખલે મુસલમાનોંકુ કાયકુ ભણુવાતી હોયગી ? કયું કે અપને મઝહબમેં તો બ્યાજ લેના દેનાજ હરામહય !" અપૂર્ણાંક શીખવતી વખતે ગણિત બનાવનારને પાંચશેર પાંચશેરની સંભળાવતા હતા ! ગણિત વિષે વાત ચીત કરતાં બીજા શિક્ષકોને એ કહેતા કે "મેરે બેટે યે ગણિત બનાનેવાલેને એસે અઘરે દાખલે કિસ તરહેસેં બનાયે હોઇંગે ? મેં તોં જાનતા હું કે ગાંજા પીકે ઉસ્કી ધૂનમેં હિસાબ બનાયે હોઇંગે ! કયુંકે નશા ચડે બિગર એંસા મગજ કયુંકર ચલે ?"

એવણ પાસેના કસ્બામાં રહેતા હતા, અને રોજ એક કાણા ઘોડા પર બેસીને ટાઇમ થતાં ભણાવવા આવતા ! ઘોડો પણ ખાસો દશ રૂપિઆની કીંમતનો હતો એટલે એમને ઘાસ ચારાની ઝાઝી ચિંતા ન હતી. ઘોડાને છુટો છોડી મેલતા ! પણ જેમને ભણવા સાથે બારમો ચંદ્રમા હોય, એવા કલાસના બેચાર હોશિયાર છોકરાઓ પૈકીના એક બે છોકરા દરરોજ ઘોડો ચરાવવાને માટે લઇ જતા હતા ! રખડેલ છોકરાઓ ઘણી વળા એમનાં

ઘોડા પર બેસીને જોકી થવાની પ્રેક્ટીસ કરતા હતા! પરીક્ષા આવી. ગણિત સિવાયના વિષયોમાં બધાજ છોકરા પાસ થવાથી ઘણાને ઉપર ચઢાવી દીધા હતા!

હવે આવ્યું પાંચમું ધોરણ. એ ક્લાસના માસ્તર ઉંચી ઘજાર, લાંબી દાઢી, અને બગલાની પાંખ જેવાં સફેદ કપડાંવાળા મસીદના મુલ્લાં હતા. નિશાળમાંથી છૂટ્યા પછી એ મસીદમાં નમાજ પઢાવતા! ઘણી વેળા છોકરાઓને લખવાનું લેસન સોંપી તસ્બી ફેરવવા મંડી જતા! ભાષા કે નિબંધનો વિષય શિખવતાં ઘણી વેળા વાએઝ કરવા બેસી જતા, વાત વાતમાં છોકરાઓને "ઉલ્લુકા પઠ્ઠા" કહીને સંબોધતા! પોતે સર્વગુણ સંપન્ન હોય એમજ માનતા. બીજા એમના વિસાતમાં ન હતા. એમની આંખમાંનો સુરમો કોઇ દિવસ ભુંસાતો ન હતો!

ઘણી વેળા છોકરાઓને દાખલા મંડાવી પોતે લીમડાનું દાતણ કરવા બેસી જતા. એમનાં કપડાંમાં અત્તર બહેક બહેક થઇ રહેતું. ઘણી વેળા નિશાળમાંથી એક બે કલાકની રજા લઇને મોલુદ કે મિજલસમાં સામેલ થઇ જતા; જેથી હેડમાસ્તર એમનાથી કંટાળ્યા હતા! બૈરાં છોકરાંને તાવીજ, પલીતા, ધાગાદોરા બનાવી દેવાનું પણ ચૂકતા ન હતા! એક વેળા ઇતિહાસનો વિષય ચાલતો હતો એવામાં એક પાટીદારણ આવીને બોલી "મારી ભેંસ એકાએક દૂધ દેતી બંધ થઇ છે, તો મૌલવીસાબ તમે કપાસીયા મંતરી આપો!" સવા પાંચ આના લઇને કપાસીઆ મંતરવા લાગ્યા, એટલામાં હેડમાસ્તર આવ્યા ને એમને ધમકાવવા લાગ્યા.

"ઐસા કરના હો તો જાઓ મસ્જીદમેં જાકે બયઠો; યેહ તો સ્કૂલ હય!"

"હાં...આં! વો તો મેંભી જાનતા હું કે યેહ સ્કૂલ હય! મગર કોઇ ગરીબ કા કામ કરદેને મેં આપના ક્યા બિગડતા હય?"

"ક્યા બિગડતા હય! વોહ ઇમ્તેહાન મેં માલુમ પડેગા?" અને પછી હેડ માસ્તરે તાકીદ કરી કે "દેખો આપસે સ્કૂલમેં ઐસા

કિયા તો નોકરી ગંવાના પડેગા!" નોકરી ગુમાવવાની વાત આવતાં માસ્તર સાહેબ ગભરાતા! જાતે એકલા હતા હજુ સુધી કોઇ બીબીએ એમનું ઘર શોભાવ્યું ન હતું! ઘણી વેળા અમને ખીચડી રાંધવા પોતાની કોટડીએ મોકલતા. એમના ચોખા વેચીને અમે ઘણી વેળા ભજીયાં, જલેબી ઉડાવી જતા. અને ઘી પણ ખાઇ જતા! થોડાક છાંટા આડા અવળા નાખીને "બિલ્લાડીએ ઘી ખાધું છે" એમ જાહેર કરતા! કોઇ વેળા કેસ પકડાઈ જાય, તો ફક્ત કાન આમળે અને કહે કે "ક્યું બે ઉલ્લુ કે પઠ્ઠે! અબસે ઐસા કીયા તો માર મારકે સુવ્વર બના દુંગા!" આટલું કહીને મૂક્ત કરતા. સારે નસીબે પરીક્ષામાં પરીક્ષક પણ અફીણીયા આવ્યા હતા, જેથી અફીણની ધૂનમાં છોકરાઓ કોપી કરે પણ તે સમાધીમાંથી મૂક્ત થાય તો જુએને? અને અફીણના ઘેનમાં પરીક્ષક પ્રશ્નો પણ હુંગણનાજ પૂછે.

"અબે ચલ પહેલા નંબર! તું બોલ, સુરતમાં શું વખણાય છે?" છોકરો કહે 'હાથી દાંતને સુખડનું કોતરકામ.' "અબે હાથીદાંતકો કયા ચૂલેમેં ડાલતા હૈ? સુરતમાં તો બરફી વખણાય છે! બરફી!" વળી પાછા પરીક્ષક સાહેબ ધૂનમાં ને ધૂનમાં માસ્તરને પૂછતા "હાં...આંતો મુન્શીજી, આપને કુછ ગણિત, મણીતભી સિખાયા હૈ?" માસ્તર જવાબ દેતા "હાજી! તમામ કોર્સ પુરા કીયા હય!" "અચ્છા તો લિખ્ખો!" આટલું કહીને છોકરાને હિસાબ લખાવવાને બદલે ખુરસીમાંજ બેઠા બેઠા ઝોકાં ખાય! થોડીવારે ભાન આવતાં પાછું ઉર્દૂને બદલે ગુજરાતીમાં પૂછે.

"ચાલો બધાએ દાખલો ગણ્યો કે? લાવો જોઉં!" એટલે માસ્તર સાહેબ કહેતા. "મગર સાબ આપને હિસાબ કહાં લિખાયા હય?" "ઐસા! હિસાબ નહિ લિખાયા હય તો ચલો લિખ્ખો .." વળી પાછા થોડીવારે ગુજરાતીમાં બોલતા "હિસાબ તો લખાવીશ પણ કંઈ ચા, પાનું તો કરો! તુમ મુન્શી હુએ મગર કુછ મહેમાન નવાઝીકા ભી ખ્યાલ નહિ! કે તમે છોકરાઓને પણ પરોણાગત

વિષે કંઇ શીખ્યું છે કે નહિ? હાં...અતિ કુછ નાસ્તાભી ગાવમેં મિલતા હોવે તો લાના! પરીક્ષા તો થયાજ કરશેને!" આવી ધમાચકડીમાં પરીક્ષા પુરી થઇ, અને અમે છઠ્ઠા ધોરણમાં ગયા.

હવે આવ્યું છઠ્ઠું ધોરણ. માસ્તરને લાંબી દાઢી, માથે મોટો સાફો અને ઝભ્ભો હતો. વળી રંગ કાળો હોવાથી ભયંકર મદારી જેવા દેખાતા હતા! પણ એ જેટલા ભયંકર દેખાતા હતા, એટલું એમનું હૃદય ભયંકર ન હતું. ખૂબસુરત છોકરાઓને એ ખાસ વધુ ચાહતા હતા! જો કે હું પ્રથમથીજ બદસુરત હતો, છતાં મને કલાસનો મોનીટર બનાવ્યો હતો; કારણ કે આખી કલાસ તો ઠીક પણ કેટલાક માસ્તરો કરતાં એ એક મુઠ વધુ ઉંચો હું થઇ ગયો હતો! હવે અમે તો ઉંચા ધોરણના છોકરા ઠર્યા, જેથી ઝાઝી મારપીટ થતી નહી. ધિક્કાર અને ફિટકારના શબ્દોજ સાંભળવા પડતા. ઘણા દિવસ લાગલાગટ ગેરહાજર રહીએ, તોજ કોઇ વેળા એકાદ બે ખાસ લેવી પડતી! આ માસ્તર જરા ભજીયાંના શોખીન હતા. એક બે દિવસે નિશાળના બીજા શિક્ષકોમાં એક એક આનાનું ઉઘરાણું કરી હેડમાસ્તર ન જાણે તેમ પોતાની પાડોશણ પાસે ભજીયાં બનાવરાવતા!

હુક્કાનો પણ ઠીક શોખ કેળવ્યો હતો! પ્રથમ તો નિશાળમાંજ હુક્કો લઇને આવતા, અને ખુરસીમાં બેસી ટેબલ પર પગ લંબાવી "માર્સડનના ઇતિહાસમાં શાહઆલમ કંપનીનું લશ્કર તપાસે છે." નું ચિત્ર છે, તેવી ઢબે આડા પડયા પડયાજ ભણાવતા! પણ હેડમાસ્તરના ઠપકાથી હુક્કો ઘેર મૂકીને આવવું પડતું! બેઠકીયા પણ ભારે હતા. દિવસમાં બે ત્રણ વાર કંઇને કંઇ બહાનું કાઢીને પટેલ તલાટીને ત્યાં જઇ હુક્કો પી આવતા! નવ મહીના તો એમના આવી ગડમથલમાંજ વીતી જતા, પણ પરીક્ષા પહેલાંના ત્રણ મહીના એ ભારે જહેમત ઉઠાવતા, અને કલાસને તૈયાર કરી દેતા. આ કલાસમાં ત્રણ ત્રણ વરસથી નાપાસ થએલા ત્રણ ચાર છોકરા ભારે અક્કલવાળા હતા!

પરીક્ષાને દિવસે તેમણે રજુ કરેલાં અક્કલમંદીનાં થોડાંક સેંપલો અહીં રજુ કરૂં છું. પરીક્ષકે પીરૂમીયાંને પૂછ્યું.

"મેસોપોટેમીઆ શું છે?" જવાબ મળ્યો "ભેંસથી મોટું એક જાનવર છે ને તે આફ્રિકાના જંગલોમાં રહે છે!" તો તેનો પાડોશી રજબ રખડેલ બોલી ઉઠયો, "નાજી મેસોપોટેમીઆ તો અમેરિકામાં એક મોટી નદી છે. તેમાં બહુ મોટા કાચબા થાય છે. જેની પીઠનો ઢાલ તરીકે ઉપયોગ થાય છે!" "બેસબેસ ગધેડા!" પરીક્ષકે બંનેને બેસાડી ત્રીજાને પૂછ્યું "ઝંઘીસખાં કોણ હતો?" મગન ઉંટવૈદ્યના દીકરા ચમન ચકલીએ જવાબ આપ્યો. "મુંબઇમાં એક મહાન ખિસ્સાંકાતરૂ હતો. દિલ્લી દરબારમાં લોર્ડ હાર્ડીંગનું ખિસ્સું કાતરતાં પકડાઇ જવાથી તેને કાળાપાણીની સજા થઇ હતી!"

અમારી નિશાળમાં હિંદુઓના છોકરાઓ પણ આવતા તે ઉર્દૂને બદલે ગુજરાતીજ લેતા. ઉર્દૂ વ્યાકરણના સવાલો પૂછતાં મીયાં મમદુને કહ્યું "મિયાં જાનતે હો "ફાઇલ" કિસકો કરતે હંય?" "હાંજી યે રહી "ફાઇલ"" એમ કહીને મમદુ મીયાંએ તો માસ્તરના ટેબલપર મૂકેલી કાગળોની ફાઇલ ઉંચકીને પરીક્ષકને બતાવી! પરીક્ષકથી હસવું રોકી શકાયું નહિ; કારણ કે ઉર્દૂમાં ફાઇલ તો "કર્તા" ને કહે છે, ને મીયાં અડબંગે તો તુમારોની ફાઇલ બતાવી!

અંતે અમે સાતમા ધોરણમાં પ્રવેશ્યા. ધોરણ સાતમાના માસ્તર એટલે હેડમાસ્તર. તે બદલી થઇને નવા જ આવ્યા હતા. તેમનો મિજાજ જરા ભારે હતો! ઠીંગણાને જાડા હતા; જેથી કોઇ મેડકને કપડાં પહેરાવીને ઉભો રાખ્યો હોય તેવા દેખાતા! વાત વાતમાં દરેક માસ્તર સાથે તુંતા પર આવી જતા. ભણાવવા કરતાંએ કપડાંની ટાપ ટીપ પર વિશેષ ધ્યાન આપતા! દિલ્હીના વાયસરોય પછી પોતે જાણે બીજા જ નંબરના અમલદાર હોય તેમ સમજાતા! કલાસમાં જરા ગરબડ થાય કે એમનું મગજ પાકી

આવતું ! દરેક વિષય શીખવવામાં છોકરાઓને કેટલું યાદ છે, તેનું પુનરાવર્તન કર્યા વગર કે પોતે શીખવે છે તે છોકરો સમજે છે કે નહિ તે જાણ્યા વગર કૉલેજના પ્રોફેસરની જેમ ભાષણ ભરડી જતા, અને અમે બધા બાઘાની જેમ સાંભળ્યા કરતા.

વચ્ચે વચ્ચે ક્લાસના પાછલા ભાગોમાંથી "ગરમ મગફળી પોચા વટાણા !" કે "શુક્કરવારીયા ચણા !" એવી કોઇ બૂમ મારે ત્યારે એમનું ભાષણ અટકતું, અને પકડાય તો તે છોકરાનો કાન પકડીને નિશાળમાંથી બહાર કાઢી મૂકતા. આ સજા છોકરાઓ ઘણી ખુશીથી સહન કરતા; કારણ કે બાહાર કાઢી મૂકતાં જ સીધા ગીલ્લી દંડે રમવા પાધરે દોડી જતા ! હવે આવી મ્હારા લગ્નની વાત.

માતા કહે કે "છોકરો મોટો ઊંટ જેવો થઇ ગયો છે, છતાં તમને જરાયે ચિંતા નથી !" પિતા કહેતા "અત્યારથી એને ગળે લફરું વળગાડી દઇએ, તો પછી એ ભણશે શી રીતે ?" માતા તરફથી વકીલાત થતી, કે "ભણી ભણીને તમે શું ધાડ મારી છે કે એ ધાડ મારવાનો હતો ?" આ ખેંચાખેંચીમાં આપણું ભણવાનું ખોરંભે પડયું ! શકુંતલા, દમયંતિ, સંયુક્તા અને એવા એવા ઘણા પાઠો ભણેલા હોવાથી લગ્નનાં સ્વપ્નાં સેવવામાં મઝા પડતી, અને "એવીજ કોઇ સતિ સ્ત્રીનો હું સ્વામી થઇશ !" એમ મનમાં ગડમથલ કરતો !

પણ છ માસે જે કન્યા સાથે ચોકઠું ગોઠવાવાનું હતું; તે શિતળાના રોગથી પરલોક સિધાવી. જેથી આપણે પણ કમભાગ્ય ગણાયા ! છેવટે પિતાની ધોંચથી ફરી પાછું નિશાળમાં ઝંપલાવવું પડયું. હવે તો સર્ટિફિકેટના મોહમાં દોઢ વરસ સુધી મહેનત કરીને સાતમું પાસ કર્યું. વર્નાકયુલર ફાઇનલ પાસ કરી, પણ પિતાજી સ્વર્ગવાસી થયા. આઇ. સી. એસ. થઇને આવેલા અમલદાર કરતાં પણ મને ફાઇનલના સર્ટિફિકેટનું વધારે અભિમાન હતું ! ટોપી જરા વાંકી મૂકવાનું મન થઇ આવતું ! અને મારા સાર્ટફિકેટથી લોભાઇને કોઇ કન્યા આપી દેશે, એમ ધારતો હતો ! પણ કન્યાના અભણ પિતાઓને મારા સર્ટિફિકેટની દરકાર ન

જણાઇ ! જેથી અંતે કંટાળી આપઘાત કરવાને બદલે અમદાવાદની પી. આર. ટ્રેનિંગ કૉલેજના તબેલામાં ગોંધાઇ ગયો ! પછી ત્યાં શી ગુજરી તે વળી કોઇ વેળા કહીશું. ફિરમિલેંગે ગર ખુદા લાયા ! અત્યારે તો બસ એટલીજ યાદી આવે છે કે "ગયા વકત ફિર હાથ આતા નહિ !"



# તળપદો મજનું !

આ જગતનો એક પ્રચલિત નિયમજ છે કે તે મોટાઓને છાપરે ચઢાવે છે; બલ્કે આકાશમાં ઉડાવે છે, અને નાનાઓને કોઇ પૂછતું જ નથી! કોઇ અમલદાર, મુડીદાર કે રાજાનો પ્રિન્સ વાઘનો શિકાર બંદુકથી કરે તો તેના ભપકાદાર ફોટા ટાઇમ્સમાં છપાય! અને કોઇ બીજા દાતરડાંથી વાઘને ચીરી કાઢે તેનો રિપોર્ટ લેવાની પેપરવાળાઓ પરવા કરતા નથી! શીરીં ફરહાદ અને લયલા મજનું રાજવંશી કે અમીરી ખાનદાનનાં હતાં તો તેના પ્રેમની હકીકત શાએરોએ ડગલે અને પગલે કરી છે! અને કંઇ અધુરૂં રહી જતું હતું તે હવે નાટક સીનેમાવાળાઓએ પુરૂં કરી બતાવ્યું! બિચારી લયલાએ મદ્રેસામાં ભણતાં ભણતાં મોલવીજીની નજર ચૂકવી મજનું સાથે કંઇ ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરવાની વાત કરેલી; તેને માદન ફીલ્મ કુંપનીના ડાયરેકટરે પ્રકાશમાં લાવીને કાંટાનું કટેસર કર્યું, ને આજ કાલની હાઇસ્કૂલો કે કોલેજોમાં લેડીઝ સ્ટુડન્ટસો અને પ્રેમઘેલા યુવકો વચ્ચે ચશ્માના કિલ્લામાંથી નયન કટાક્ષોના જે હલ્લા થાય છે, અને લયલા મજનુંના નાટકો ભજવાય છે તેને તો કોઇ પૂછતુંએ નથી? વાહરે! દુનિયા વાહ!

થર્ડ કલાસ પ્રેમીઓના પ્રેમ કિસ્સાઓને તો કોઇ ગઝલમાંએ આલેખતું નથી કે નથી નૉવેલમાં તેનો ઉલ્લેખ થતો કે નથી નાટક સીનેમાવાળા તેનો ભાવ પૂછતા! બાકી ઓલ્યા હાઇકલાસ પ્રેમીઓ કરતાં થર્ડકલાસ પ્રેમીઓ કંઇ પ્રેમમાં ઉતરતાં તો નહિજ હોય?

સમાજમાં, આગગાડીની જેમ ફર્સ્ટ સેંકડ કે થર્ડ કલાસનાં મનુષ્યો જુદાં ગણાતાં હશે પણ પ્રેમમાં એવા વર્ગો પડયા નથીજ !

રામા પટેલને ખેતરે રામલો દુબળો બળદોને ચારવા આવ્યો હતો, અને ભગા પટેલની બોરડીઓને ભીખલી દુબળી સાચવતી હતી.

ભીખલીએ બોરડી નીચે બેઠાં બેઠાં એક ગ્રામ્ય ગીત લલકાર્યું. ડાંગને ટેકે ઉભેલો રામલો ગાયનની દિશા તરફ વળ્યો. આસ્તે કદમ ભીખલીની પાછળ જઇને ઉભો. ભીખલી યુવાનીમાં મદમસ્ત બની હતી ! તેનું ચપટું નાક ભલભલા દુબળા યુવાનોને મ્હાત કરવા બસ હતું ! મેશ આંજેલી એની કાળી આંખો કળીઆરની જેમ ચમકી રહી હતી ! પાકાં કોઠાંની સુંગધની જેમ એની યૌવનની સુગંધી ઘણે દૂર સુધી પમરતી હતી ! અડાજણ, ભાઠાના અનેક દુબળા યુવાનો એનાપર ઓરવઇ પોરવઇ જતા હતા ! પણ ભીખલી કોઇને મચક આપતી ને'તી રામલો પણ રૂડોલ્ફ વેલીનટીનોની બીજી આવૃત્તિ રૂપ કે હલામણ જેઠવાનો વંશજ હોય; તેમ બની ઠનીને મૂછોના આંકડા ચઢાવીને આવ્યો હતો ! પગરવ સાંભળાતાં ભીખલીએ ગીત બંધ કર્યું, અને પાછળ વળીને જોવા લાગી. રામલો સ્હેજ હસ્યો, ભીખલી ક્રોધપૂર્ણ નયને બોલી.

"તું કોન માટીરો છેયરે ?"

"અરે ! પેલો અરાજનનો પટેલ કરહન કાકો ને પીઠાંવાળો પેહતનજી છેઠ પન મને ઓલખેચ ને ટું એ હજુ મને નંઇ ઓલખેલોકે ? હું રામા પટેલનો રામલો !"

"ટે અંઇ ટારૂં હું કામ છેયરે ? હરખાયલા કુટરા પરમાને ડોલા ડેખારટેલો ટે હું ટારાઠી નંઇ બીવાની રે હોં કે ?"

"પન ટું રૂપ, રૂપની પરી જેવી કોની પોરી છેય રે ?"

"અરે ! જારે ફંહાઇ મુવા ટુ પૂછનારો કોન છે રે ?"

"અરે ! હારૂં મનીખ થઇને એમ ગાલ હું ડેય રે ? જરા છીગરેટ પી લે" રામલાએ કાસમમીયાં ને ત્યાંથી ઉધારે આણેલી

સીગરેટ ભીખલી તરફ ફેંકી. રામલો છક્કી જુવાન હતો. ગળામાં ચુંદડીનો ગુલાબી રૂમાલ, મોમાં પાનની પટ્ટી, અંગ્રેજીમાં ફેશનના વાળ ને વળી સીગરેટ પીતો. પોતાની કોઇ ભાવિષ્યની મહેરદાર એના પર મોહીને લગ્ન કરવા તૈયાર થઇ જાય એ આશામાં કાસમમીયાંની દુકાનેથી ઉધાર માલ લેતો! સીગરેટની ઓફરથી ભીખલી ઠંડી પડી, નયનો નીચાં ઢાળ્યાં, એક બે દમ સીગારેટના લગાવીને ભીખલી બોલી!

"ટું ટો છાબં લોક જેવી બીરી પીટા ઉખ્યું ને હું?"

"ટું કે'ય ટો આજ ટેકાને રોજ ટને છાબ લોકની છીગરેટ પીવારૂં!"

પછી તો ભીખલીએ થોડાંક બોર આપ્યાં. ભગવાન ભીલડીનાં બોર આરોગી ગયા હતા, તેમ રામલાએ આનંદથી આરોગ્યાં! આમ ભર જંગલમાં ઝાંખરાની વાડની અંદર બોરડીની નીચે બે હ્રદયો અન્યો અન્ય ખેંચાતાં હતાં! બીજે દિવસે રામલો સવેળા આવ્યો રામ પટેલના બળદોને સેડા પર છોડી ભીખલીની ભાળ કાઢવા બોરડી નીચે ગયો. હજુ ભીખલી આવી નોતી. દૂરથી લાલ લુગડાંનાં દર્શન થયાં, રામલો ગેલમાં આવી રાગડા તાણવા લાગ્યો!

"હેલી મારી ભીખલી આવે......એ......
હેલી મારી ભીખલી આવે............
તારીનું ધરીયું લાવે...એ!...હેલા મારી૦..."

સ્વરચિત ગાયન લલકારતો હતો; તેમ તેમ લાલ લુગડું છેકજ નજીક આવ્યુ ને રામલા પર રોષે ભરાયું!

"ટું કોન ફાટી મુઓ બોડડી ઝુરવા આવેલોચરે? ને વલી ગીટમાં કોન ટારી માનું નોંમ લેયરે?" ભીખલાને બદલે ભીખલીની મા આવી હતી. પ્રિયત્તમાને બદલે ભાવિની સાસુને નિરખી રામલો સ્હેજ ઝંખવાણો પડયો! બોચી ખંજવાળતાં બચવાનો ઇલાજ શોધવા લાગ્યો. "અરે! કંઇ નંઠરે હું ટો ખાલી બે ચાર બોર ખાવા આવેલો રે!"

"જા, જા, હીંઢો હીંઢો ઘેર જા! નંઇ ટો પોલિછના છપઇ પોંહે જવું પરહે!"

"એ ટમારાં પોલિછનાં છપછરાંથી ડરવાવાલો આ માટીરો નહિરે જો ?" રામલો સ્હેજ ગરમ થતાં બોલ્યો. આમ ઘણી ગરમાગરમ ચર્ચા થતાં રામલો ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે હોળીનો તહેવાર હતો. રામલો છેલ બટાઉ બનીને બળદો લઇ ખેતરે જવા તૈયાર થયો. તહેવારને દિવસે રામલો કોઇ દિવસ કામે જતો નહિ અને આજે આમ જતો જોઇ રામાપટેલને પણ અજાયબી લાગી.

"રામલા, આજ તહેવારને દહાડે બલ લઇને કાં જાય!" રામાપટેલે કહ્યું.

"કાં જાય; ટે વરી ખેટરે !"

"પણ પહેલાં તો તું તહેવારને આગલે દિવસેથીજ રજા લેતો હતોને?"

"મને ટો હવે ખેટરમાંજ મઝા પરેચ !"

અંતે રામલો ખેતરે ગયો. બળદોને છૂટા મૂકી ભીખલીની ઓરડી પાસે પહોંચ્યો. ભીખલી પણ આવી પહોચેલી હતી. ભીખલીનો ભપકો પણ આજે જસમા ઓડણથી કંઇ કમ ન હતો! છીગરેટની આપલે થઇ, મમરાને ભજ્યાંની ઉજાણી થઈ, તાડીના ઘડાઓથી રામલાની સલામતી લેવાઇ અને રેશ્મી રૂમાલના છેડે બાંધેલા પાનવડે ભીખલીએ તથા રામલાએ હોઠ લાલ કર્યા! હોળીનો દિવસ અને તદ્દન નવ આશકડાં પછી આનંદનું તો પૂછવુ જ શું? અહીં રસરેલમાં સાંજ પડવા આવી. બળદો આઘે નીકળી ગયા હતા; જેથી પરહદમાંથી રખા તેને હાંકી ગયા, અને ડબામાં પૂર્યા! રામાપટેલને ખબર થઇ પૈસા આપી ડબામાંથી બળદો છોડવી લાવ્યા અને રામલા પર ગુસ્સે થઇ તેની શોધમાં ખેતરે આવ્યા તો તે ન મળ્યો. પાસેના ઝાડ પર ચઢી ચારે તરફ નજર કરી તો ભીખલીની ઓરડી તરફ બે માણસો દેખાતાં હતાં. રામાપટેલ તે તરફ ગયા ભીખલી ઘેર ન આવી તેથી તેની મા પણ તેને બોલાવવા આવી હતી.

આ બાજુથી રામા પટેલ અને પેલી બાજુથી ભીખની મા એમ બંને ઓરડી આગળ આવી પડયાં; ત્યાં સુધી પેલાં લહેરી જીવડાંઓને તો એનું રજ્જે ભાન કે ખ્યાન નો'તું તે તો "ઇંડીયન ડેન્સ" કરવામાં મશ્ગુલ હતાં. રામાપટેલે જઇને રામલાની બોચી પકડી.

"કેમ આવા ધંધા કરવા આજ ખેતરે આવેલો કે?"

"ટે હું ઠીયું છેઠ? ટું એબી નવી છેઠાની હાટે નાટરૂં કયરૂં ઉટું ટે પેલ્લાં ઇછક કરેલો ને?"

"મેર માળા હરામખોર! મારી વાત કરેચ? હું તારો શેઠ છેઉં તેનુંએ ભાન નથી?"

"ઇછકમાં ટો છેઠ ને નોકર હરખા જ હમજવાના રે?"

"કોઇ દહાડો નંઇ ને આજ સામે બોલે છે!'

"ટે મારી માછુકને ડેખટાં આવું ગાંડું ઘેલું બોલો ટે પછી હું ના બોલું કે?"

"ઓહો! એમ બાબત છે? પણ પેલા બલ્લ કયાં ગયા?"

"ખેતરમાં ઓહે!"

"હું તારા બાપનું કપાળ ખેતરમાં ઓહે? તે તો ડબામાં પુરાયા હતા. આવી બે પરવાઇની નોકરી મારે ત્યાં નંઇ ચાલે?"

'ટયારે કાલઠી ઇહાબ કિટાબ કરી લેજે! નોકરી કરનારને છેઠ કેટલા?'

બીજી બાજુ ભીખલીની માએ ભીખલીની ધૂળ ખંખેરવા માંડી.

"કેમરે અવારઠી આવા ઢંઢા કરટેલી ડેખું? ખબડ્ડાર અવેઠી આ પોરીઆ પોહે ગેયલી જાનીટો!"

'પન હું એની પોંહે કાં ગેઇલી એ અંઇ આવેલો ને?"

'જોરે પોયરા, હવેઠી આ મારી ભીખલી હામું જોયુંને ટો ટારા ડોલ્લા ખેંચી લાખવાની જો! કોઈ ડારોબી ઇનું નોંમ લીઢું ટો ફોજ-ડાર પોંહે નોંમ લખાવીને કોઠરીમાં પુરાવી લાખા!"

"અરે! ટારો ફોજદાર, બોજડાર બી હું કરવાનો? આછક, માછુકની મરજી હોય ટંઇ છરકાર હું કરટેલી?" ગરમા ગરમ વાદ-

વિવાદ વધતાં ભીખલીની મા ભીખલીને એક બે ચુંટીઓ ખણીને ઘેર લઈ ગઇ. રામલો જતાં જતાં ધમકી આપતો ગયો. "ખબડુાર ! અંઇટો ચુંટીઓ ખની ને જો ઘેર જઇને મારહે ટો ટારૂં છાપરૂં હલગાવી લાખા !" એમ બડબડાટ કરતો પોતાને પંથે પડયો. રામલા ને ભીખલીના પ્રેમની વાત સારાએ અડાજણ અને ભાઠામાં વાર્તાનો વિષય થઈ પડી ! કાસમમીયાંએ રામલાને ગીલીટ ચઢાવ્યો હતો કે "દેખબે તેરે પર વો આશક પડ ગઈ હૈ તો કુછ પરવા નંઈ, મૌકા દેખકે ઉસકો ભગા જાના !" બીજે દિવસે ધૂળેટી હતી. ભીખલી સુરતની ઘીસ જોવા ગઈ હતી. પાછલથી રામલો ગયો. ભીખલીને ભાગળ પરથી શોધી કાઢી અને તેને સમજાવી પટાવી લયલા–મજનુંની ફીલમ જોવા લઈ ગયો. ફીલમ જોતાં ભીખલીએ કહ્યું. "રામલા આ પોરી કોન છેયરે ? પેડતનછેડની પોરી કરતાંબી રૂપારી છેયને હું ?"

"એટો લેલા છેય. હેલા લાંબા માટીરા પર આશક પરીછેય ટીનું નોંમ મજનું છેય !"

"હેલીનું નોંમ લેલા છેય ને હેલાનું નોંમ મજનું છેય, ટ ટુંએ હી રીટ જાયનું ?"

"કેમ ટે વરી આય ફીલમ ટો બે વખત મેં જોઇ ગેઇલો, ને ટને લેલા હમઝીને પછી ટો આછક પરેલો !"

"ટ હેલો મજનું ટો લેલાની પછવારે હુકાઇ હુકાઈને બુમલા જેવો ઠઇ ગયલો ડેખાય ને ટું ટો ટાજો હુરણુનીગાંઠ જેવો છેય ?"

"હેલો મજનું ટો પાની વગરનો બાયલો ઓહે ટ જોને ઇના હહરાએ ના પારવાઠી. રરટો ફરે ને મેં ટો હહરા કે હાહુની પરવાબી ના કરૂં ! જો ટારી મા મારૂં લગન કરવાનું ના પારહે ટો આપરે બંને કટારગામ ભની ઉપરી જઇહું !"

"પન પોલીછ પકરહે ટો ?"

"બૈરૂં ને માટીરો ખુશી હોય ટયાં છરકારને હું લાગે વલગે ?' એટલામાં ડોર કીપરે બૂમ મારી.

"અમે, કોન બાત કરતા હય ? ટોકીઝમેં બાત કરનેકી નહિ હય !" આપણાં લયલા મજનું ચૂપ થયાં. એટલામાં ઇન્ટરવલ પડયો. મજનુંએ લયલા યાને ભીખલીને ચીનાઇ હીંગ ખવારી, ને ઉપરથી રાસબરી પીવારી જેથી લયલા મજનું પરે મરી ફીટવા લાગી. એમ ગમતમાં ફીલ્મ પુરી થઈ. બહાર નીકળ્યા પછી રામલાએ ભીખલીને કહ્યું કે.

"જો રે, ટારી મા ટો ડાકન જેવી છેય, મને જોઇને ભરકી ઉઠહે; લગન બગનનું માનવાની નંઈ માટે ટું જો કેય ટો આપરે કટારગામ ભાગી જઈએ"

"ટાં જઇને રેહું કાં ?"

"પીઠાવાલા જમહેડજીકેટના ઘેર !"

"ટેવારે હાલ ! પન મારી મા આવીને મારહે ટો ?"

"અરે ! અવે કોની માએ હવાહેર હુંઠ ખાદેલી કે મારી લેલાનું નોંમ ડેય ! જમહેડજી છેડે આગલઠી પચ્ચીહ રૂપીઆ ડેવાનું કે'યલુંચ એટલે ટને વાયલની નવી છારી લાવી આપા !" ભીખલી ગેલમાં આવી ગઇ અને રામલા સાથે કતારગામ નાસી ગઈ.

બીજે દિવસે ભીખલીની આખા ભાઠા અડાજણમાં ખૂબ શોધ-ખોળ ચલાવી તેની માએ સુરત કેસ નોંધાવ્યો. છાપામાં છપાયું.

'ભીખલી દુબળીનું થએલું હરણ. રામલો નામનો બદમાશ દુબળો તેને ભગાડી ગયો છે એવો મજબુત શક રહે છે." વગેરે વગેરે છપાયું ત્રીજે દિવસે કતારગામમાં રામલાને પોલિસે પકડયો—કેસ ચાલ્યો.

કોરટમાં આ રમુજી કેસ સાંભળવા સેંકડો માણુસોની મેદની જામી હતી. મેજીસ્ટ્રેટે રામલાને પૂછ્યું.

"કેમ, રામલા ! તું આ પોરીને નસાડી ગએલો કે ?"

"નંઇ છાબ એ એની ખુશીઠી મારી હારે નાહી આવેલી !"

"કેમ, ભીખલી ? આ રામલો કહે છે તે બરાબર છે ?" માજીસ્ટ્રેટે પૂછ્યું.

"હં...અં !"

"તારી માની સાથે તારે જવુંચ કે રામલા સાથે રહેવું'ચ ?" માજીસ્ટ્રેટે ફરીથી કહ્યું.

"પમડારે હીનું'મામોં જોયલું ઇ પરમાને એ મજનું બનટેલો ને મેં એની લેલા બનટેલી છેઉ તે એની હારેજ જવાની જો !"

અંતે કોરટે પુરતી ઉંમર હોવાને લીધે રામલા સાથેજ ભીખલીને રહેવાની રજા આપી. બીજાઓની સમજાવટથી ૨૫ રૂપીઆ અડાજણની રામલી ઉર્ફે લયલાની માને આપ્યા અને એ પ્રેમી પંખીડાઓનું લગ્ન ધામધૂમથી થયું. છેવટે ખાધું પીધું ને રાજ કીધું !



# જો હું રાજા હોઉં તો?

અમારા મિત્ર મંડળમાં મી. ગુલામ હુસેન ગંડેરીવાલા એક સારા ભણેલા ગણેલા, પણ જરા શેખચલ્લી ફેશનના સદ્‌ગૃહસ્થ હતા. યુનિવરસિટીના પૂજારીઓ માટે એક શાઇરે કહ્યું છે કેઃ-

"હૈં અમલ અચ્છે મગર દરવાઝએ જન્નતહૈ બંધ,
કર ચૂકે હૈં પાસ લેકિન નોકરી મિલ્તી નહિ!"

અર્થાતઃ- કૃત્યતો સારાં છે પણ સ્વર્ગમાં દાખલ થઈ શકતા નથી; જેમ પરીક્ષામાં પાસ તો થયા પણ નોકરી મળતી નથી તેમ! એમની વિદ્યા એમને કામ ન લાગી. કારણ કે એમની ભાગ્યદેવી પ્રતિકૂળ હતી; પણ પેટ કંઇ પ્રતિકૂળ થઇ શકે છે? ભીંત પર સર્ટિફિકેટ ટાંગ્યું હોય તેને જોવાથી કંઇ પેટ ભરાઇ જતું નથી! મતલબ કેઃ-

"દાળ કોઠીમાં કે ખિસ્સાંમાં કંઈ દામ નથી;
ડીગ્રીને ચાટીએ ખાવાને જરા ભામ નથી!"

ત્યાં પછી કંઇ ગુજરાનનું સાધન તો કરવું જ જોઇએને? અનેક ધંધાને અંતે એમણે ગુલાબી ગંડેરીની ફેરી ફરવી શરૂ કરી, અને તેથીજ એમને લોકો ગુલામ હુસેન ગંડેરીવાલા તરીકે ઓળખતા.

એક તહેવારની છુટ્ટીના દિવસે અમારા સ્કૂલફ્રેંડ મી. બેચરદાર બટાકાવાળાને ત્યાં એકી સાથે બે પુત્રો જન્મ્યા હતા; તેની ખુશાલીમાં ટી પાર્ટી યોજાઇ હતી. મ્હારા વ્હાલા, ઉદાર જીવે કરણ દાનેશ્વરી જેવું ઉદાર દિલ રાખીને બટાકાની કાતરી તથા પાંચશેર પાણીમાં પાશેર દૂધવાળી બાદશાહી ચાહ બનાવી હતી!

ટી પાર્ટીમાં અમારી આખી પાર્ટી સામેલ હતી. મી. ગુલામ હુશૈન ગંડેરીવાલા, ઉપરાંત અકબર ઉધાડાપગો, સોદુભાઇ સાગટાંવાલો, લીલાધર લંબટંગો, જામાસજી જાડીયો, બહેરામ બાડીયો, કરસનદાસ કેળાંવાલો, અંગારામ ગંજેરી, દાદીબા ડબલરોટી, આર્નોલ્ડ ઉકાભાઇ, ડાહ્યાભાઇ દલાલ અને આય આપનો સેવક પણ હાજર હતો !

ડાયરો જામ્યો. ચાહના સરડાકા અને સુક્કાં બિસ્કીટના કરડાકા સાથે અનેક ગપાટા શરૂ થયા. અમારા આખા મંડળમાં મી. ગંડેરીવાલા ખાસ સ્પીકર હતા ! જો બોલવાનો મોકો મળે તો ગંડેરી વેચવાનું પણ ચૂકી જતા ! એમતો અમારા મંડળનો એકેએક મેમ્બર ચુનંદો ગોલંદાજ હતો. વાતવાતમાં લીલાધર લંબટંગાએ કહ્યું:–

"કાલે ટાઇમ્સમાં મેં વાંચ્યું છે કે જાપાનવાળાઓ કાબુલવાળા પર ચઢાઇ કરવાની તૈયારી કરે છે !" જામાસજી જાડીઓ ટપકો પડયો.

"દીકરા લંબતંગા તું તો સાવ તુરીયુંજ રીયો કે શું ? ચીન વાલાઓએજ બિચારા જાપાનવાલાઓના નાખમાં દમ ભરાવીયોચ ત્યાં તેઓને કાબુલ જીતવાની કાંથી ફુરસદ મલે ? અને વલી ભાઇ સાહેબ આપ એ, બી, સી, દી, પન જાનતા નથી ને ટાઇમ્મ કાંથી વાંચીયું ?"

"વાંચ્યું નહિ તો અમારા પાડોશી પાસેથી સાંભળ્યું !" એટલામાં મી. દાદીબા ડબલ રોટી બોલી ઉઠયો.

"એમની વાત ખરી હોસે. મેં પન સાંભલીયુંચ કે જાપાન વાલાઓ એમ કેચ કે એ હીંગવેચુ આગાઓ હવે અમારા જાપાની ફ્તાકરા વાપરતા નથી, અને અમારા દેસ માતે કાબુલીસીંગ પન મોકલતા નથી. કાબુલીસીંગ ખાધા વગર જાપાનના મીકાદોનું પેત ચરેચ તેથી પન ચરાઇ કરવાના હોય !"

"એ વાતજ તદ્દન ખોટી છે ! લીલાધરે કંઇ બપોરના ગાળે અંબારામ મહારાજને ઘેર જઇને ભાંગ બાંગ પીધી હશે; તેથી ભાંગની

ધૂનમાં એમ ગપગોળા છોડે છે! પુરૂષોત્તમ મામામાં એટલું પણ પાણી ન બતાવે?" કરસનદાસ કેળાંવાલો બોલ્યો.

વળી વાતની દિશા બદલાઇ. "પહેલાંના રાજા એવા હતા, ને હમણાંના રાજા એવા છે." એ વિષે કેટલોક ઉહાપોહ થયો. "હું રાજા હોઉં તો એમ કરૂં? ને તું રાજા હોય તો તેમ કરે!" એ વાતોમાંથી મી. ગંડેરીવાલાએ ઉભા થઇને એકદમ ભાષણનો આરંભ કરી દીધો.

"સાહેબો અને મડમો!"

"અમે ઓ! ઇધર કોનસી મડમ હૈ તુ મડમકા નામ લેતા હૈ?" મી. સીદુભાઇ સાગટાંવાલાએ વચ્ચે ફાચર મારી.

"સોરી! મ્હારી ભૂલ થઇ! ચાલો હવે આગળ સાંભળો તમે બધા રાજા થાઓ તો કંઇ ઉકાળો એમ નથી; કારણકે તમે એવા હલકા હવાલદાર જેવા ભેજાંના આસામીઓ છો કે રાજ મળતાં જ તમારૂં કાતરીયું ગૅપ થઇ જાય એમ છે! પણ જો હું રાજા હોઉં તો શું કરૂં?"

"મગર ઐસે દિન કહાં કે મિયાંકે પાઉંમેં જુતીયાં!" બહેરામબાડીયો વચ્ચે ટપકી પડ્યો.

"અરે! હવે તો એ કહેવત પણ જુદી ઠરી છે. કારણકે બાટાના ભાવને મિયાંઓએ વધારી દીધા છે! બાકી એ ખરૂં કે એ ભાઇ સાહેબ રાજા બની જશે, તો પછી ગુલાબી ગંડેરી કોણ વેચશે?" કરસનદાસ કેળાંવાલો બોલી ઉઠયો.

"ભાઇ ભલે તું રાજા બની જઇશ તો તારી રાણીઓના હાથની ચાહ તો પીવરાવીશને?" બેચરદાસ બટાકાવાલા ઉવાચ.

"ને દીકરી કાંઇ મોત્તા હોદ્દા પર તો હમને નીમીસને! કે પછી યાહુદીઓને જર્મનીમાંથી હાંકીયા તેમ હીતલરની કાણી અમને દરબૂન કરીને કારી મૂકીસ?" દારીબા ડબલરોટીએ ટહુકો કર્યો.

અમારા ટોણાથી વધારે ટટ્ટાર થઇને છાતી કાઢીને બોલ્યા "નોરમા પેન બામ છે ગુણકારી; તમે સાંભળજો સૌ નર ને નારી!" નું ગાયન લલકારતા મેંડકસાઇ સૂરવાળા પેરીસાઓની જેમ

બાંગે બુલંદ અવાજે પોતાનું ભાષણ આગળ વધારવા માંડયું ! લાયબ્રેરીનાં ચકુતીયા છાપાં વાંચીને મેળવેલા જ્ઞાનનો ઉભરો અમારી સામે ઠાલવવા માંડ્યો !

"એય નાદાન દોસ્તો, અને શંખભારથી મિત્રો ! તમે કાનનો મેલ કાઢીને સાંભળો કે હું રાજા બની જાઉં તો શું કરૂં ?"

"વલી તું બાદશા બની જાય તો લખનઉના નવાબની કાણી મરઘાં લરાવે, તીતર લરાવે, ઘેતાં લરાવે, આખલા લરાવે ! વલી બીજું શું કરે ? તમુને લોકોને એ સિવાય બીજું આવરે પન સું ?" જામાસજી જાડીયો વચ્ચે ટપકી પડયો. એટલે મી. ગંડેરીવાલા ખોંખારો ખાઈને બોલ્યા.

"ઘણા મનુષ્યો અમીરમાંથી ફકીર અને ફકીરમાંથી અમીર બની જાય છે, એમ સાંભળ્યું અને વાંચ્યું છે. મરહૂમ કમાલપાશા એક સાધારણ સિપાઈમાંથી તૂર્કસ્તાનના અધિપતિ બન્યા હતા. ઇરાનના રિઝાશાહ પહેલવી પણ રંકમાંથી રાજા બન્યા છે. જ્યૉર્જ વૉશીંગ્ટન પણ આપણા જેવા એક સાધારણ માણસમાંથી અમેરીકાના પ્રેસીડન્ટ બન્યા હતા. નેપોલિયન પણ સિપાઇમાંથી શહેનશાહ બન્યો હતો, અને આજનો લુહારમાંથી સરમુખત્યાર બનેલ મુસોલીની અને હીટલરના દાખલા તો તમારી સામે જ મોજુદ છે ! એમ ઇતિહાસના ઉંડાણમાં ને ભૂગોળના પોલાણમાં ભૂસ્કો મારવાથી જણાય છે; કે એ બધા જ નર રત્નો પ્રયત્નથી રંક મટી રાય થયા છે !"

"પણ ગંડેરી વેચતાં વેચતાં કોઈ રાજા બન્યું હોય એવું તો કોઈ ઇતિહાસ કે પુરાણમાં વાંચ્યું નથી !" બેચરદાસ બટાકાવાલા બોલ્યા.

"અરે ! ભિસ્તીઓ પણ પાણી ભરતાં ભરતાં રાજા થયા છે ! અફઘાનીસ્તાનો બચ્ચા સાકુ કોણ હતો ? ભિસ્તી ! તો પછી હું રાજા કાં ન બનું ? ગંડેરી સાથે રાજગાદીને કંઇ સંબંધ નથી ! "શહેરનો દરવાજો ઉઘાડતાંજ જે પુરૂષ પહેલો નગરમાં પ્રવેશ કરે તે રાજા બને." એવું તો તમે ઘણીએ પ્રાચીન પુરાણી વાર્તાઓમાં સાંભળ્યું હશે ? તેમ હું એ એકાએક પથારીમાંથી ઉઠીને આંખો ચોળતાંજ રાજા બની જાઉં તો !"

"તો...એ શું ? આગળ સાંભળો ! પ્રથમ તો હું શહેનશાહ અકબરને પગલે ચાલી હિંદુ–મુસ્લિમ ઐક્યની ગાંઠને મજબૂત બનાવવા મહમદઅલી ઝીણા, સોફીયાખાન, મિલર તુકોજીરાવ, લીલા મુન્શી, સરલા ત્રિવેદી, ઇત્યાદિ નાતજાતના વાડાને તોડી પર નાતમાંથી પણ પોતાનું જોડું નક્કી કરનાર, કહેવાતા સમાજદ્રોહીઓને ખાસ વિવાહ ખાતાના મંત્રી બનાવું !"

"નાતજાતને બદલે વરવહુની લાયકાતને પારખી લગ્નો ગોઠવવાની ચળવળ જોશભેર ચલાવું ! ધારાસભામાં પણ એવાં બીલો રજુ કરાવું. છતાં જો લોકો સીધા ન થાય તો પછી ઓર્ડીનન્સ કાઢું કે "જે માબાપો અત્યાચારીપણે વરકન્યાની કસોટી કર્યા વગર પોતાનીજ નાતમાંથી લાકડે માકડું વળગાડી દેશે; તેને ફરજીયાત બે માસ સુધી અપવાસ ખેંચવા પડશે !"

"વળી જેમ પૂર્વકાળમાં કન્યાઓ '**સ્વયંવર**'માં અમુક પુરૂષને પસંદ કરી, તેના ગળામાં વરમાળ પહેરાવતી; તેમ મારા રાજ્યમાં '**સ્વયંવર**' ને બદલે '**સ્વયંકન્યા**' નો રવૈયો ચાલુ કરીશ ! વરનો બાપ પોતાના છોકરાનો ફોટો જાહેર પેપરોમાં પ્રગટ કરી નીચે સવાઈ પાઈકા ટાઈપમાં જાહેર ખબર છપાવશે કે "**જોઈએ છે ! જોઈએ છે ! ઉપરના ફોટાવાળા જુવાન છતાં વૃધ્ધ જેવા દેખાતા એક અપ–ટુ–ડેટ અને ભપકાદાર શાણા, સમજુ, વિવેકી, નિખાલસ, પ્રેમી, રસીક, ઉપરાંત ઝનમુરીદ (એટલે કે બૈરીનુંજ કહ્યું કરનાર) વરને એક નખરાળી, બુલબુલ જેવી, રૂપવંતી, કૂળવંતી, કોડીલી કન્યા નંગ–૧**"

**તા. ક** :–લગ્નની ઉમેદવારી કરનાર કન્યાઓએ પોતાના છેલ્લામાં છેલ્લા કુદરતી દેખાવના ( પફ પાઉડર કર્યા વગરના ) ફોટા સહિત નીચે સહી કરનાર વરના બાપને અરજી કરવી ! સાથે એક આનાની સ્ટાંપ બીડવાથી પ્રત્યુત્તર આપવામાં ઢીલ થશે નહિ ! લગ્નના દિવસે કન્યાએ પોતાનું લાયકાતનું સર્ટિફીકેટ અને અનુભવનું પ્રમાણપત્ર રજુ કરવું

ાડશે ! જાતે મોટર ડ્રાઈવીંગ કરનાર અને ધણીને માથે પડવા કરતાં
નતે કમાણી કરનાર અને ધર્મનાં બંધનોને ફગાવી દેનાર કન્યાની
ાહેલી પસંદગી કરવામાં આવશે ! મંડપમાં દાખલ થવાની ટીકીટ
ાગ્નના દિવસે અમારી પાસેથી મળી શકશે ! લગ્નમાં નિરાશ થવાથી
ાંધલ કરનાર કન્યાઓને ટીકીટના પૈસા પાછા આપ્યા વગર પોલીસના
ાથમાં સોંપવામાં આવશે ! (પોલીસ સાથે લગ્ન કરવા માટે નહિજ !)

"હાજર રહેલી સેંકડો કન્યાઓમાંથી વરને પસંદ પડે તેના
ાળામાં **કન્યામાળ** પહેરાવશે ! પછી ભલે વાણીયો વાઘરણના ગળામાં
ાન્યામાળ પહેરાવે ! અને એમ જાતી ભેદનો કિલ્લો તોડયા વિના સમા-
જનો ઉધ્ધાર થવાનો નથીજ અને શાંતિ પણ સ્થપાવાની નથીજ !"

"વળી સાંભળ્યું, અને વાંચ્યુંય કે સાસુઓ અને નણંદો
ાન્કમટેક્ષ ઓફીસરો કે જકાતી અમલદારોની જેમ વારંવાર
ાહુઓની સતામણી કરેછે ! કોઈકજ જગ્યાએ વહુઓ
ાાથાની મળે છે ! તો એ ખેંચાખેંચીમાં બણાઓનું સંસારનું ગાડું
ારડેમાંથી બહાર નીકળી જાય છે. માટે વરકન્યાને ખાસ અલગ મકાન
ાાં રહેવાની વ્યવસ્થા મારા રાજમાં કરવી પડશે. અલગ મકાનની
જોગવાઈ ન હોય તો ધર્મશાળા, સરકારીચોરા, પાંજરાપોળો, કે જાહેર-
સંસ્થાઓનાં ખાલી પડેલાં મકાનો, ક્રીકેટકલબો કે સ્ટેડીયમો, નવિન-
વરવધુઓના વિહારગૃહો તરિકે ઉપયોગમાં લેવાનો ઢંઢેરો પીટાવવો પડશે !
એમ કર્યા વગર આપણા લોકોના ઘરકંકાસો ઓછા થવાના નથીજ !"

"વળી મારા રાજ્યમાં કોઈ શુદ્ધસ્નેહીને સંતાપ ન થાય, એટલા
ાાટે પેસ્ટરો દ્વારા ખબર આપી દઇશ કે ભૂતકાળમાં ફરહાદ, મજનું
ઇત્યાદિ તકલીફો સહન કરી કરીને પુરા થઇ ગયા, તેમ હવેથી ન થાય
ાાટે પ્રેમીઓએ તુરતાતુરત વગર ટીકીટે અરજી કરીદેવી, અથવા પોતાનો
ફોટો જાહેર પેપરમાં પ્રગટ કરાવી દેવો. પછી વાલીઓની તાકાત નથી
કે પ્રેમીઓના લગ્ન ન કરાવી દે ! અલબત, પ્રેમીઓના ફોટા પેપરવાળા-
ઓએ બિનચાર્જથી બલ્કે પોતાના ખર્ચે બ્લૉક બનાવીને છાપવા

પડશે ! મારા રાજ્યમાં પૃથ્વીરાજે સંયુક્તાનું હરણ કરાવાની તકલીફજ ઉઠાવવી નહિ પડે ! એતો જયચંદને રાજીખુશીથી, અને અક્કલ હુંશિયારીથીજ તેમનાં લગ્ન કરવાં પડે !"

"ગરીબોના ઘરમાં પોરીયાંની પલ્ટણ હોય છે; ત્યારે ધનવાનોને ત્યાં સંતાનનો દુકાળ હોય છે, તો મારા રાજ્યમાં ગરીબો પર બર્થ-કંટ્રોલનું લફરૂં ફરજીયાત દાખલ કરીશ, અને પૈસાદારોને ત્યાં ઓછામાં ઓછાં એક ડઝન પોરીયાં હોવાંજ જોઇએ એવો કાયદો કરીશ ! જેને ત્યાં એ કરતાં ઓછી સંખ્યામાં છોકરાં હશે તેની ઉપર છોકરાં વેરો નાખીશ અને તે વેરાથી ગરીબોનું રક્ષણ કરીશ. આરીતે અમારા રાજ્યમાં સમાજની સમતુલા જાળવી રાખીશ !"

"દેશમાં છપ્પન લાખ સંસારત્યાગી સાધુ ફકીર છે; તેમને જેલોમાં ગોંધાવી દઇશ, અને જેલોમાં એ યોદ્ધાઓને ખોરાક પુરો પાડવા જેલ-ખાનાને કારખાનાના રૂપમાં ફેરવી નાખીશ ! એ કારખાનાઓમાં ખાસ ભારે કાપડ એટલેકે ખાદી અને ટાટ વણાવીશ ! બારીક વસ્ત્રો પહેરીને પુરુષો સાવ માયકાંગલા બની ગયા છે, તે એવો ખરબચડો ટાટ, અને ખાદીનો પોષાક પહેરવાથી કંઇક ખડતલ બની શકશે, અને સ્ત્રીઓ પણ વાયલની બારીક સાડીઓ પહેરી પહેરીને સાવ જાપાની ચીમનીઓ જેવી તકલાદી બની ગઇ છે, તેને ખાદીનાં ખોળીયાં પહેરાવીને હેડંબા જેવી મજબૂત બનાવવાની ફરજ પાડીશ ! આથી હિંદીઓની શારીરિક સંપત્તિ સુધરશે, સાથે સાથે પરદેશમાં ઘસડાતા કરોડો રૂપીઆ બચશે, ઉપરાંત ટાટ અને ખાદીના ઉદ્યોગનો જીર્ણોદ્ધાર થશે !"

"મારા રાજ્યમાં સ્ત્રી પુરુષોને સમાન હક્કો રહેશે ! પુરુષો કમાઇ લાવે તો સ્ત્રીઓ ચૂલો ફૂંકે અને સ્ત્રીઓ કમાઇ લાવેતો પુરુષો ચૂલો ફૂંકે ! ઘણાં વરસો સુધી સ્ત્રીઓ પડદામાં રહી છે, તો હવે પુરુષોએ પણ પડદામાં રહેવું એવો કાયદો કરવો પડશે ! સ્ત્રીનો કસુર થતાં પુરુષ તેને તલાક યાને ડાયવૉર્સ આપે છે; તેમ મારા રાજ્યમાં પુરુષનો કસુર થતાં સ્ત્રીઓ તેમને ડાયવૉર્સ આપી શકશે ! પહેલાં

જેમ સ્ત્રીઓ પુરુષો પાછળ સતિ થતી હતી, તેમ હવે પુરુષોને સ્ત્રીઓ પાછળ પરાણે ફરજીયાત સતા થવું પડશે!” (હીયર, હીયરના પોકારો !)

'પુરુષોને પાંચ દસ પત્નિઓ કરવાનો હક હોય; તો પછી સ્ત્રીઓને પાંચ દસ પતિ કરવાનો હક કેમ ન હોય? (હીયર, હીયરના પોકારો!) એ ગંભીર પ્રશ્નની બાબતમાં ઈંડીયનોએ તીબેટીયનોની સલાહ લેવી પડશે. કારણ કે ત્યાં એક સ્ત્રી વધુમાં વધુ પચ્ચીસ પતિ કરી શકે છે! સ્ત્રીઓ કોટ, પાટલુન, હૅટ પહેરી શકે, તો પુરુષ પણ ચણીયા, ચોળી ને સાડી ખુશીથી પહેરી શકશે! સ્ત્રીઓ બૉબ્ડહૅર કપાવે, તો પુરુષને ફરજીઆત ચોટલા રાખવા પડશે! અને પુરુષ ક્લીનશેવ કરાવે તો સ્ત્રીઓને બનાવટી મૂછો પણ રાખવી પડશે! (હીયર, હીયરના પોકારો).”

“મોટી ઉંચી હવેલીઓમાં રહેવું હોય; તેણે ખાસ જંગલોમાં એવાં ઉંચાં ઘર બાંધીને રહેવું પડશે. કારણકે તેમની હવેલીઓ જોઈને પોતાની ઝુંપડીઓ તોડી પાડવાની ગરીબોને ઇચ્છા ન થઇ આવે! વળી મોટાં ઘરો પડી જાય છે; ત્યારે કેટલાએ માણસોને ચગદી નાખે છે: જેથી શહેરમાં રહેનારને ઝુંપડાં બાંધવાની ફરજ પાડીશ કે જેથી ધરતીકંપનો આંચકો લાગતાં પણ કંઈ નુકસાન થવાનો સંભવ ન રહે! વળી સાંભળ્યું છે કે મહાપુરુષો અને ધર્મસ્થાપકો ઝુંપડાંમાંજ જન્મ્યા છે, તો મારા દરેક દરેક શહેરીને મહાપુરુષ બનાવવા ઝુંપડાંમાં રહેવાની ફરજ પાડીશ! અરે! જુવોને, મહાત્મા ગાંધીજી શેગાંવના ઝુંપડામાં રહ્યા છે, તો તેમનો પ્રકાશ લંડનના વ્હાઈટહૉલ સુધી પહોંચી શકે છે! અને વળી ખૂબી તો એ છે કે મુંબઈ વાલકેશ્વર પરનો શ્રી. ભૂલાભાઇનો બંગલો કે ભવ્ય બિરલા હાઉસ પણ ગાંધીજીના વસવાટ દરમિઆન કુટિર બની જાય છે!

“પરદેશી આગગાડીઓ અને આગબોટો કરોડો રૂપિઆનો માલ પરદેશ ઘસડી જાય છે માટે તેમની હોળી સળગાવી તેને સ્થાને વહાણ, દેશી ગાડાં, બળદોની પોઠ કે ઉંટોના કાફલા મારફતેજ વહેપાર પુનઃ

શરૂ કરાવીશ; કે જેથી દેશી સાધનોને ઉત્તેજન મળે, અને ઓછો વહેપા પરદેશ તરફ ઘસડાઇ ન જાય!"

"આપણાં દેશી ગધેડાં અને ખચ્ચરોનો હક મોટર લૉરીઓએ છીનવી લીધો છે તો મોટર લૉરીઓને જપ્ત કરી બોજો ઉચકવાનું કાર્ય પુનઃ ગધેડાં અને ખચ્ચરોને સોંપી એ સ્વદેશી જાનવરોને પુનરોદ્ધાર કરીશ! અને વળી મોટરો જતાં હજારો એકસીડંટસ્ પણ બચી જશે; જેથી હોસ્પીટલોની જરૂરત પણ ઓછી થશે!"

"ઘણા હિંદુઓ હિંદુ થઇને ચોટલી રાખતા નથી; તેમ ઘણા મુસલમાનો મુસલમાન થઇને દાઢી પણ રાખતા નથી; તો એ બિનચોટ હિંદુ કે બિનદાઢી મુસલમાનોને એકજ જાતનો ડ્રેસ અને તાડછાંના દડીઆ (મોઢાઇ બાંધવાની ટોપલીઓ) ની ટોપી પહેરાવવાની ફરજ પાડવામાં આવે; તો હિંદુ મુસલમાનો ઓળખી શકાશે નહિ તો પછી હિંદુ–મુસલમાનોનાં હુલ્લડો પણ આપોઆપ અટકી જશે! એ ડ્રેસમાં ઓછો નાણા વ્યય પણ નહિ થાય! કદાચ કોઇને તાડછાંના દડીઆ ટોપી તરીકે વાપરતાં પોઝીશનમાં ખામી આવતી જણાશે; તો એલ્યુમીનીયમની તપેલીનો ટોપી તરીકે ઉપયોગ કરવા દેવામાં આવશે!

એ ટોપી હલકી અને ટકાઉ હોવાથી શીર પરથી પદભ્રષ્ટ થતાં ભાંગવાની ધાસ્તી નહિ રહે! કદાચ ખાડો પડે તો કંસારા પાસે ટીપાવી સરખી કરી શકાશે! વળી તેના કાના સ્હેજ પહોળા કરવામાં આવે તો હૅટ અને છત્રીની પણ ગરજ સારશે! ઉપરાંત દુશ્મનો વિમાનમાંથી બોર ઠળીઆ કે કેરીના ગોટલા મારે તો તેની સામે પણ આ ટોપી સારી રીતે રક્ષણ કરી શકશે!"

"મસ્જીદોમાં સારા રાગવાળા બાંગીઓને રોકવામાં આવશે જેના સૂરથી ખેંચાઇને મોજીલા મુસલમાન યુવકો મસ્જીદથી દૂર નાસતા અટકશે! અને વળી પેશઇમામ તો એવા સારા રાગવાળા ઉસ્તાદો નીમવા કે જેથી નમાજીઓનું ધ્યાન સારી રીતે ચોંટેલું રહે!"

"વળી મંદીરો તરફ હિંદુઓને પણ કાંઈ મોહ રહ્યો નથી; જેથી ધર્મના ગગડતા ભાવને તેજી પર લાવવા અને ભાવિકોને મંદીરો તરફ આકર્ષવા, નાટકમાંથી અનફીટ થએલા એક્ટરોને કથાકાર તરીકે રોકવામાં આવે કે જેના ચેનચાળાથી લલચાઇને ઘણા શ્રદ્ધાળુઓ એકઠા થઈ શકે! અને દેવદાસીઓનાં જુનાં નૃત્યોની જગ્યાએ એકટ્રેસોનાં નવિન ડેન્સો રજુ કરવામાં આવે; તો કેળવાયલો વર્ગ પણ મંદીર તરફ આવતો થાય, અને તે બ્હાને ભગવાનના ભાવ પુનઃ વધવા માંડે!"

"મારા રાજ્યમાં ચોર, લૂટારા, ખિસ્સાં કાતરૂઓ વગેરેને કેળવણી આપવા ખાસ કૉલેજ સ્થાપવામાં આવશે, જેમાં મરહૂમ બાબરદેવા, દાઉદગની, બાબુ ચસ્માવાલા, ઉમરભુતા જેવા અડંગ અભ્યાસીઓને પ્રોફેસરો બનાવવામાં આવશે! એ કૉલેજમાંથી પારંગત થએલા ડીગ્રી-ધારીઓને પરદેશોમાં મોકલવામાં આવશે, અને પરદેશનાં વિદ્યા, કળા, હુન્નર વગેરે આદેશમાં તફડાવી લાવવાની તેમને સૂચના આપવામાં આવશે!"

આપણા દેશની પ્રાચિન સંસ્કૃતિ, વિજ્ઞાન, કળા, હુન્નર વગેરેને પરદેશીઓ ચોરી ગયા છે એમ ઇતિહાસનાં પુસ્તકો અને ઢાકાના વણકરોના કપાએલા અંગુઠા સાક્ષી પુરે છે; તો એ આપણો ચોરેલો માલજ આપણા વૉલંટીયરો પાછો ઓકાવે એમાં ખોટુંએ શું છે?"

"બીજી ખાસ મુદ્દાની વાત એ છે કે મારી પ્રજાના શીરે કોઈ પણ પ્રકારના કરવેરા નહિ નાખવામાં આવે. એટલે પ્રજાને રાજદ્રોહી બનવાનો ચાન્સ જ નહિ મળે! કારણકે સરકારી પ્રેસોમાં રાત દિવસ નોટોના ઢગલા છપાયા કરશે! દુનિયામાંથી કાગળો ખૂટશે તોજ અમારા રાજ્યમાંથી નાણું ખૂટશે!"

"સાહિત્યકારોની પરિષદ્ બોલાવી શબ્દકોષમાંથી લડાઈ શબ્દજ ભુંસાવી દેવરાવીશ કે જેથી પછી લડાઈ થવાનો સંભવજ ન રહે! કારણકે પ્રજાજનો દરેક રીતે સુખી રહે તો પછી શા માટે લડે? અને લડાઇ મટે એટલે પછી કોરટ કચેરીઓની પણ જરૂર નહિ પડે. તો એ મકાનોને ધર્મશાળાઓ, સદાવ્રત્તો કે પાંજરાપોળોના રૂપમાં ફેરવી નંખાવીશ

અને મેજીસ્ટ્રેટો તથા જજોને ધર્મશાળાઓના સેક્રેટરી કે પાંજરાપોળના રખેવાળો બનાવીશ!"

"લડાઇનાં મૂળ ત્રણ વસ્તુઓ ગણાય છે. "જર, જમીન અને જોરૂ"તેમાં જરનો ઝઘડો તો ઉપરની સ્કીમ પ્રમાણે પતી જ જશે કારણકે અમારી ગોદામોમાં નોટની ખોટ તો હોય નહિ ને! તો પછી તિજોરીઓ અને તાળાંની પણ શી જરૂર? મેગાસ્થીનીસના વખતમાં જેમ હિંદને તાળાંની જરૂર ન હતી; તેમ અમારા રાજ્યમાંએ તાળાંની જરૂર નહિ પડે!"

"હવે રહી જમીનની વાત; તો એ માટે જો પ્રજાજનોને વધુ જમીનની જરૂર જણાશે; તો કચ્છનું રણ, તથા રજપુતાનાના રણ ને ખાતર અને પાણી પાવરાવીને ફળદ્રુપ બનાવરાવીશ! સીંધુ, ગંગા, જમનામાંથી નહેરો ખોદાવીશ. પણ એ રીતે જો પુરેપુરૂં પાણી નહિ મળે; તો અરબી સમુદ્રને કાંઠે મોટાં વરાળ બનાવવાનાં કારખાનાં કાઢીશ અને ત્યાંથી નળીઓ મારફતે કચ્છ અને રજપુતાનામાં વરાળ મોકલાવી તેને ઠારીને પાણી બનાવરાવીશ! આટલી જમીનથી પણ પ્રજાજનોને સંતોષ નહિ થાય; તો સહરાનું રણ વેચાણ રાખીશ. પ્રજાજનોને સીમુમથી સળગી જવાની ધાસ્તી લાગશે તો સ્પેશીયલ "ફાયર પ્રુફ ઓવર કોટ" આઇસ ફેક્ટરીઓમાં તૈયાર કરાવીશ!'

"આ હિસાબે તો દીકરા તારો મરતબો નૌસેરવાને આદિલ, પરદુઃખભંજન વિક્રમ રાજા, કે શહેનશાહ અકબર કરતાં પણ વધી જવાનો જો! પણ દીકરી કહેવું સહેલું છે, ને કરવું અઘરૂં છે જો? કાકા વાલ પાપરી તું તો રાજ મલતાંજ રાણીઓનાં મહેલમાં એવો ઘુસી જઇશ કે બ્હાર નીકળવાનું નામજ નહિ લે!" બહેરામ બાડીઓ વચ્ચે બોલી પડયો.

"વિલાસમાં પડીને રાજકાજને ભુલી જનારા બીજા આપણે નંઇ હોં કે? પણ હવે આગળ સાંભળો! છેવટે રહી જોરૂની વાત. પણ એ માટે હવે ચિંતા કરવા જેવું નથી! કારણકે યુરોપના સહેલાણીઓએ

 

આપણને સરળ માર્ગ બતાવી દીધો છે! તો દસબાર વહાણો ભરીને ત્યાંથી જોરૂએ ખેંચી આણીશું એટલે એ લડાઈ પણ પતી જશે!"

"છતાં પણ જો કોઈનો વઢકણો સ્વભાવ હશે, અને લડશે વઢશે, તો રહ્યાં સહ્યાં થોડાંક હથિઆરો છે; તે પણ મ્હારા રાજ્યમાં જપ્ત થશે. કોદાળી, પાવડો, કુહાડી, દાતરડું, અસ્તરો, કાતર અને વેગણાં કાપવાની છરી! એટલાં હથિઆરો હવે બાકી રહ્યાં છે. તેમાંથી કોલસા અને પ્રાઈમસને પ્રતાપે હવે લાકડાંની જરૂર રહી નથી. જો લાકડાંની જરૂર ન હોય તો પછી કુહાડીની જરૂર પણ ક્યાં રહી? બોરીંગો નીકળવાથી કોદાળીનું કામ પણ પત્યું અને ઘાસ કાપવાનાં મશીનો નીકળવાથી દાતરડાંનું કામ પણ પત્યું! વાળ કાપવાનાં મશીન અને સેફ્ટીરેઝરને લીધે અસ્તરાનું કામ પણ પત્યું! અને વેંગણાં, બટાકા વગેરે છોલીને રાધવાથી વીટામીન્સનાં તત્વ નાશ પામે છે, એવો ડૉક્ટરોએ અભીપ્રાય આપ્યો; જેથી વગર છોલેજ હવે શાકભાજી રાંધવી રહી; જેથી છરીનું કામ પણ પત્યું! હવે બાકી રહી કાતર તો તે ફક્ત ખિસ્સાં કાતરવાના સ્વદેશી હુન્નરને ટકાવી રાખવા ખાતર અપવાદ તરીકે બાકી રાખી શકાશે! જેમ વાળ કાઢવાના બાદશાહી સાબુ નીકળ્યા છે; તેમ ઘાસ ખોડવાના પણ મોટા મોટા બાદશાહી સાબુ બનાવરાવીશ પછી છે કઈ?" (હીયર, હીયરના પોકારો!)

"મારી રૈયતને રાંધવા સીધવાની કડાકૂટમાં ન પડવું પડે એટલા માટે ખાસ જર્મન વૈજ્ઞાનિકોને રોકીને ખોરાક અને શાકભાજીની ટીકડીઓ બનાવરાવીશ! એક ટીકડી પ્લેટમાં મૂકીને પાણી છાંટયું કે આખી પ્લેટ ભરાઈ જાય એવડી મોટી પાઉંરોટી ફુલીને બની જાય! એક ટીકડી પ્યાલામાં નાખીને જરાક છાસ છાંટી કે ફુલીને આખું પ્યાલું શાકથી ભરાઈ જાય! કપમાં એક ટીકડી મૂકી એક ટીપું દૂધ છાંટયું કે ગરમાગરમ ચાહનો કપ બની જાય! પછી શું જોઈએ?"

"તારા મગજમાં તે ભૂસું ભર્યું છે કે શું? બકબકજ કર્યા કરીશ કે કંઈ છાનો પણ રહીશ? કોણ જાણે પરમેશ્વરે તારી જીભને તે

રબરની બનાવીચ કે શું ? એ બધા હવાઈ કિલ્લાને જમીનદોસ્ત કરી બરબેળા થાવ !" બહેચરદાસ બટાકાવાલાએ કહ્યું.

"દીકરા ! રાજા બનવું સહેલ છે નભાવવું મુશ્કેલ ?" જામાસજી જાડીઓ બોલ્યો અને પછી બધી મેહફિલ વિખરાણી.

અંતે ઘેર જઈ વાળુ કરીને મી. ગંડેરીવાળા તો પોઢી ગયા. દિવસના વિચારોનો ધખારો મગજમાં ધૂમી રહ્યો હતો. હજુ આંખ લાગી ન લાગી કે છડીના પોકારો સંભળાયા.

"આગુસે પીછુસે નિગેહ રખ્ખો મહેરબાન સલામ ! રાજા સાબકી સવારી આતી હે !" અને પછી જરીયાનના ઝબ્બામાં સજ થઈને મી. ગંડેરીવાલા તો રાજ સિંહાસને બિરાજ્યા. બે બાજુ બે દાસીઓ ચમ્મર ઢાળતી હતી ! સામે કંચનીયો નાચ કરતી હતી, અને બધા દરબારીઓ ગાનમાં ગુલ્તાન બની રહ્યા હતા.

"ખામોશ ! બંધ કરો આ ગાનતાન ! એજ ગાનતાનમાં રજપુતાઈ રંડાઈ ગઈ ! મુગ્લાઈ મટી ગઈ ! **હવે આ રાજદરબારમાં કંચનીયોના નાચને બદલે મહેતાજીઓના મેડકશાઈ રાગડા સંભળાશે !** દરેક દરબારીને ફરજીયાત ભણવું પડશે ! અંગુઠા પાડવાની પ્રથા મારા રાજમાં નહિ ચાલે ! **આજથી જ આ દરબાર ને હું પ્રૌઢ શિક્ષણ શાળાના રૂપમાં ફેરવી નાખું છું !**"

"પણ, પણ મહારાજ ! આપ રાજા છો કંઈ પંતુજી નથી કે દરબારને નેહાળ બનાવી દો ?" કાઠિઆવાડી કારભારીએ હાથ જોડીને કહ્યું "બસ, હુકમ તે હુકમ ! હવે તો તમારે તેને માન્યે જ છુટકો ! આ ઉસ્તાદોને કાલથી જ તબલાં સારંગી છોડાવીને કંપાઉન્ડરીની તાલીમ લેવા મેડીકલ કૉલેજમાં પધરાવી દો અને કંચનીઓને નર્સો બનાવવા મોકલી દો !"

"પણ...પણ, મહારાજ એમ તે થાય ?"

"બસ મારો બોલ કોઈથી ઉથાપી શકાશે નહિ ! હું રાજા છું કંઈ વાણીઓ નથી કે ફેરવી તોલું ? જાઓ, **તોપો વેચી**

નાખી રેંટીયા વસાવો અને બધા અમલદારોને કાલથી રેંટીયા તાણતા કરી દો ! અને હવે સવાબે ડઝન રાણીઓમાંથી ફક્ત એકલી પટરાણીજ મ્હારી તહેનાતમાં હાજર રહેશે. બીજી રાણીઓને નોટીસો આપી ૨૪ કલાકમાં રાણી પદની ગુલામીમાંથી મૂકત કરી દો ! તેઓ વરસો સુધી રાણીઓ તરીકે બેસી રહેલી હોવાથી એદી અને આળસુ થઈ ગઇ હશે; માટે તેમને પાપડવણવાની ફેક્ટરીમાં કામે લગાડી દો !"

"પણ મહારાજ ! રાણીઓને તે પાપડ વેલવાનું કહેવાય ?"

"જાઓ, મારું ભેજું ન ખાઓ ! તમને કારભારી નીમ્યા છે; તો હું જે પ્રમાણે કહું તે પ્રમાણે અમલ કરો ! તમારી સલાહની મને જરૂર નથી !" આટલું કહીને દરબાર બરખાસ્ત કરીને મહારાજા મહેલમાં સિધાવ્યા.

"મહારાજ ! સાંભળ્યું છે કે આપને સનેપાતની બીમારી લાગુ પડી છે તેથી કંઈને કંઇ બકયા કરો છો ?" મહારાણી બોલ્યાં.

"હું નવી દુનિયાં વસાવવા માગું છું !"

"પણ તેમાં જુની દુનિયાંએ શી ગુનેહગારી કરી ?" બધી રાણીઓએ એકી સાથે ધસી આવતાં પ્રશ્ન કર્યો.

"રાણીઓની છાવણીની મારે જરૂર નથી ! તમારા ખર્ચનો બોજો રૈયતને માથે પડે એ મને પસંદ નથી ! તમારે ફરજીયાત પાપડ વેલવાજ પડશે અને તે કામ ન પરવડે તો અથાણાંની ફેક્ટરીમાં કામ કરવું પડશે !"

"અને આપ શું કરશો ?" મહારાણીએ પૂછ્યું.

"તાડીમાંથી ગોળ બનાવવાનો હુન્નર આરંભીશ !"

"મહારાજ, આપ તો પેલા કૉંગ્રેસીયાઓ જેવી ભૂખડી બારસ વાતો કરો છો ! રાજવીઓએ તો બસ વિલાસ, ગિલાસ ને ખલાસ !"

"એક આદર્શ રાજવી તરીકે મારે વિલાસ છોડવોજ જોઇએ !"

"તો ભલે અમે પણ આજથીજ રાજમહેલમાં મરણાંત ઉપવાસ આદરીશું !"

અને પછી તો જોતજોતામાં રાજ્યના બધા નોકરો પણ મરણાંત ઉપવાસ પર ઉતર્યા!

"હૃદયેશ્વરીઓ! તમે આવી કોમળ કાયાને નજીવી વાત ખાતર કરમાવીદો એ મારાથી જોયું જાય એમ નથી! સ્ત્રી હત્યાનું પાપ વ્હોરવા આ જીવ તૈયાર નથી; તો ઉપવાસને ત્યાગિદો અને મારા પ્રોગ્રામને વધાવી લઈ જગતના ઇતિહાસમાં મને અમર સ્થાન પ્રાપ્ત કરવાદો! તમારા સહકાર વગર મારાથી કંઈ બની શકે એમ નથી!"

"આપ, મહારાજ છો! અમે આપની રાણીઓ છીએ. તો રાજા રાજાના દરજ્જા પ્રમાણે વર્તે, અને રાણીઓને રાણીઓ તરીકે રાખે એમાં જ અમારી ને તમારી શોભા છે! આ સ્ત્રી સન્માનના જમાનામાં આપ અમને દાસીઓ અને ગોલીઓ જેવું કામ સોંપો તે કેવી રીતે કરીએ? ભલે આપનો ઇરાદો હોય તો ડેન્સ કરીએ, મોટરો હાંકીએ, ઘોડે સવારી કરીએ, ટેનીસ રમીએ, પાણીમાં તરવાની હરિફાઇ કરીએ, રેસના મેદાનોમાં જઇએ; પણ પાપડ વણવાનું તો અમને નહિ જ પાલવે! ભલે ચણા-મમરા ખાઇને પેટ ભરીશું પણ એવું કામ તો નહિ જ કરીએ!" રાણીઓએ ખુલાસો કર્યો.

"તો શું આપ શ્રીમતિઓનો મારી સામે બેઠો બળવો જગાડવાનો ઇરાદો છે?" રાજા બોલ્યા.

"બેઠો બળવો નહિ પણ ઉભો બળવો જગાડવાનો ઇરાદો છે!" એમ કહીને બધી રાણીઓએ ફુલછડીઓની વૃષ્ટિ કરવા માંડી જેથી રાજા ગભરાઇ ગયા.

"વ્હાલી વનીતાઓ! આમ પાનખરમાં વસંતનાં દર્શન અને તે પણ આમ અર્ધી રાતે થાય એ શી રીતે સહેવાય? હું કંઇ શ્રીકૃષ્ણ નથી કે તમને બધીને પહોંચી શકું? હું તો એક સાધારણ મનુષ્ય છું.

"આટલો હાસ્યવિનોદ પણ સહન કરી શકતા નથી તો રાજા થયા ઝખ મારવા! કોઇ મંદીરના ગોસાંઈ બનવું હતું ને?"

અને પછી તો એવી ધમાચકડી થઇ કે મહારાજા ઢોલીઆપરથી ગબડી પડયા. ધમાકો સાંભળતાં બીબી જાગી ઉઠી ને મીયાંને ઠપકો આપતાં બોલી.

"બળ્યું તમે તો હજુએ બાળકના બાળક જ રહ્યા! ઉંઘતાંએ આવડતું નથી! ખાટલા પર થી ગબડી પડ્યા!"

"રાણીઓ સાથેની ધમાચકડીમાં ગબડી પડ્યો! શું કરૂં? સ્વપ્નાનું રાજ્ય પણ ગુમ થયું!"

"તો કંઇ નહિ! કોલા પીરનું તાવીજ બાંધો કે ઉંઘમાં એવા ખોટા વિચારો ન આવે, અને બાળકની પેઠે કંઇ હેબતાઇ ન જાઓ; નહિ તો છોકરાં રઝળી મરશે!"

"હું એવા વહેમમાં માનતો નથી!"

"તો ભલે ગંડેરી વેચવાની તૈયારી કરો; નહિ તો આ તમારા આ...એને શું ખવડાવશો?"

"જેણે દાંત આપ્યા છે તે ચવાણું આપશેજ તેની ફિકર બેગમ સાહેબને કરવાની જરૂર નથી! ખરેખર! કોઇ કવિને તેના કીસ્મતે કહ્યું છે તે ખરૂંજ છે કે:—

"અભાગીયા તું જઇશ મા બેસી રહેજે ભારમાં;
તું જઇશ રેલમાં તો હું પહોંચીશ તારમાં!"

* * *
* *
*

# શરદ બાબુનો નવો

# સેટ તહમે વાંચ્યો?



(૧)

## ચરિત્ર હીન

**મૂલ્ય રૂા. ૩-૦-૦**

પ્રચલીત સમાજ પ્રથા સામે એમાં આબુબક પુણ્યપ્રકોપ ભર્યો છે. બંગાળી જનતા આ પુસ્તકમાનું નગ્નસત્ય વાંચી ચમકી ઉઠી ને બંગસમાજમાં ખળભળાટ મચ્યો. તેમજ જે માસીક (યમુના) માં 'ચરિત્ર હીન'ની વાર્તા છપાતી હતી તે માસીક બંધ કરવાની ફરજ પડી ને ઘણા સમય બાદ 'ચરિત્ર હીન' પુસ્તક રૂપે બહાર પડ્યું.

તે 'ચરિત્ર હીન' મૂળ બંગાળી પરથી ગુજરાતીમાં
તૈયાર થઈ બહાર પડી ચૂક્યું છે.



(૨)

## શુભદા

**( ભાગ ૧-૨ સાથે )**

**મૂલ્ય રૂા. ૨-૮-૦**

ગરીબાઈને અંગે એક ખાનદાન કુટુંબની થતી ખાનાખરાબી દર્શાવતી, સ્ત્રી હૃદયની કસોટી કરતી, કરૂણ પ્રસંગોથી ભરપુર જીવનનાં ઝંઝાવાતની શરદબાબુની છેલ્લી દર્દભરી કરૂણ કથા

(પાછળ વાંચો.)

(૩)

# અનુરાધા

**મૂલ્ય રૂ. ૨-૦-૦**

શરદબાબુનું આ પુસ્તક અસહાય સ્ત્રી જાતી માટેની અનુકંપાથી ભરપુર હોઇ સ્ત્રી હૃદયની આરસી સમાન છે.

(૪)

# શેષ પ્રશ્ન

(ભાગ ૧-૨ સાથે)

**મૂલ્ય રૂ. ૩-૦-૦**

આ આખી નવલકથામાં **કમલ** એ સજીવમાં સજીવ પાત્ર છે. એ માનવ સૃષ્ટિનું લોહચુંબક છે. પુરુષો તેના પ્રત્યે આકર્ષાય છે. અને શેષપ્રશ્નની નાયીકા કમલ મારફત શરદબાબુ લગ્ન જીવનનાં પ્રશ્નો અદ્‌ભુત રીતે દર્શાવે છે. આખી વાર્તા રસમય છે.

*

(૫)

# બડી દીદી

**મૂલ્ય રૂ. ૧-૧૨-૦**

**દેવદાસ** વાંચી વાચકની આંખમાં આંસું આવ્યા. જ્યારે આ પુસ્તકનાં કરુણાંતથી વાંચનારનું હૃદય રડી ઉઠે છે. જીવનનો સંગમ, સંઘર્ષ, વિયોગ અને કરુણાંત સંયોગ તે આ પુસ્તકનું અપૂર્વ કલાવિધાન છે.

*

(૬)

# દત્તા

**મૂલ્ય રૂ. ૨-૦-૦**

એક નજૂક હૃદયની પણ અદ્‌ભુત ને પ્રભાવશાળી સ્ત્રીનું પાત્રાલેખન દર્શાવતી આ નવલકથામાં સ્ત્રી શકિતનો પ્રભાવ અજબ રીતે દર્શાવવામાં આવ્યો છે.

# હરેક લાયબ્રેરીમાં

## વસાવવા યોગ્ય

# શરદ બાબુનાં

## તથા બીજાં નવાં પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| (૧) | ચરિત્ર હીન | શરદબાબુ | રૂ. | ૩– ૦–૦ |
| (૨) | શુભદા [ભાગ ૧–૨ સાથે] | શરદબાબુ | ,, | ૨– ૮–૦ |
| (૩) | અનુરાધા | શરદબાબુ | ,, | ૨– ૦–૦ |
| (૪) | શેષ પ્રશ્ન [ભા ૧–૨ સાથે] | શરદબાબુ | ,, | ૩– ૦–૦ |
| (૫) | બડીદીદી | શરદબાબુ | ,, | ૧–૧૨–૦ |
| (૬) | દત્તા | શરદબાબુ | ,, | ૨– ૦–૦ |
| (૭) | રોહીણી ... | ... | ,, | ૨– ૦–૦ |
| (૮) | અક્કલના ઇજારદાર | એકાર | ,, | ૧– ૮–૦ |
| (૯) | ટૉકીઝ ગાઇડ ... | ... | ,, | ૨– ૮–૦ |
| (૧૦) | સોનેરી સંદૂક ... | ... | ,, | ૩– ૦–૦ |
| (૧૧) | વાત્સ્યાયન કામસૂત્ર ... | ... | ,, | ૧– ૮–૦ |
| (૧૨) | સફેદ શયતાન ... | ... | ,, | ૩– ૦–૦ |
| (૧ ) | ઇઝી હારમોનીયમ ટીચર | ... | ,, | ૨– ૮–૦ |
| (૧૪) | પ્રવાસ | શ્રીકાન્ત | ,, | ૧– ૮–૦ |
| (૧૫) | વ્યાપારી નામું ... | ... | ,, | ૪– ૦–૦ |
| (૧૬) | વ્યાપારી હિસાબ ... | ... | ,, | ૨– ૦–૦ |
| (૧૭) | પ્રેમનું પરીણામ ... | ... | ,, | ૨– ૦–૦ |
| (૧૮) | અભિષેક ... ... | ... | ,, | ૧– ૮–૦ |
| (૧૯) | રાસ રજની [નવી આવૃતિ] | ... | ,, | ૧–૧૨–૦ |
| (૨૦) | અભીનવ સંગીત ... | ... | ,, | ૧– ૪–૦ |
| (૨૧) | દેશની માયા ... | ... | ,, | ૨– ૮–૦ |
| (૨૨) | જાતીય દામ્પત્ય જીવન [નવી આવૃતિ] | | ,, | ૨– ૮–૦ |
| (૨૩) | મધરાતની મહેમાન ... | ... | ,, | ૨– ૮–૦ |
| (૨૪) | ભેદી જાસુસ ... | ... | ,, | ૨– ૦–૦ |
| (૨૫) | ડીટેક્ટીવ દેવેન્દ્રના સાહસો | ... | ,, | ૨– ૮–૦ |

| | | | |
|---|---|---|---|
| (૨૬) | ડીટેક્ટીવ દેવેન્દ્રના અદ્ભુત પરાક્રમો | રૂ. | ૩– ૮–૦ |
| (૨૭) | સુનીતા ઑફ એમ. એ ... | ,, | ૦–૧૨–૦ |
| (૨૮) | ગરીબની ગૃહલક્ષ્મી ભાગ ૧–૨... | ,, | ૩– ૮–૦ |
| (૨૯) | ગાલ મંજરી ... | ,, | ૦– ૬–૦ |
| (૩૦) | ચાલો ગાઈએ .... | ,, | ૦– ૪–૦ |
| (૩૧) | બિમારે કરબલા .... ... | ,, | ૦–૧૨–૦ |
| (૩૨) | ઉમરાવી દરબારના ભેદ ભરમો .... | ,, | ૦– ૮–૦ |
| (૩૩) | રાસ નંદીની ... ... | ,, | ૦– ૮–૦ |
| (૩૪) | લીલાદેવી [મૅરી કૉરેલી]... | ,, | ૨– ૮–૦ |
| (૩૫) | મારી નોંધપોથી [જ્યોતિન્દ્ર દવે] ... | ,, | ૧– ૮–૦ |
| (૩૬) | ચુડેલનો વાંસો યાને એક નટીની આત્મકથા ભાગ ૩ જો | ,, | ૪– ૦–૦ |
| (૩૭) | ઇશ્વર ઇન્સાફ [ટૉલ્સ્ટૉય] ... | ,, | ૧– ૮–૦ |
| (૩૮) | રાસ રંજના ... ... ... | ,, | ૧– ૪–૦ |
| (૩૯) | એકાકી ... ... ... | ,, | ૧– ૦–૦ |
| (૪૦) | વલ્કલ .... ... .... | ,, | ૧– ૦–૦ |
| (૪૧) | દીગંત ... ... ... | ,, | ૧– ૮–૦ |
| (૪૨) | આજકાલ ... ... ... | ,, | ૧– ૪–૦ |
| (૪૩) | આનંદ બત્રીસી ... ... | ,, | ૧– ૮–૦ |
| (૪૪) | અંધકાર વચ્ચે [ઇન્દુલાલ ગાંધી] ... | ,, | ૧– ૦–૦ |
| (૪૫) | જાતક ચંદ્રિકા [જ્યોતિષ ગ્રન્થ] ... | ,, | ૧– ૦–૦ |
| (૪૬) | મોગલ સમયની પ્રેમ કથાઓ ... | ,, | ૩– ૮–૦ |
| (૪૭) | હાસ્ય લહેરી ... .... | ,, | ૩– ૮–૦ |
| (૪૮) | ગુજરાતના જુનાં ગીતો... ... | ,, | ૦– ૮–૦ |
| (૪૯) | મહાત્માજીના અંતરનાદ.... .... | ,, | ૦– ૪–૦ |
| (૫૦) | બાપુજીના સંદેશા ભા. ૧–૨ ના ... | ,, | ૦– ૫–૦ |
| (૫૧) | સ્વતંત્રતાના સંદેશ ... ... | ,, | ૦– ૫–૦ |
| (૫૨) | કરમની કહાણી ... ... | ,, | ૪– ૦–૦ |
| (૫૩) | મારો દેશ ... .... ... | ,, | ૨– ૮–૦ |
| (૫૪) | રાસ રશ્મિ .... ... .... | ,, | ૦– ૮–૦ |
| (૫૫) | મુક્તિ ... ... ... | ,, | ૧– ૮–૦ |
| (૫૬) | સોરઠી ઝવાહીર .... ... | ,, | ૨– ૮–૦ |
| (૫૭) | રાજપુતોનો રણરંગ ... ... | ,, | ૩– ૦–૦ |
| (૫૮) | મુર્ખ મંડળ ... ... | ,, | ૦– ૩–૦ |
| (૫૯) | પોપટના પરાક્રમો .... ... | ,, | ૦– ૬–૦ |
| (૬૦) | સચિત્ર કાવ્ય સરીતા ... ... | ,, | ૪– ૦–૦ |
| (૬૧) | યોગી કોણ? ..... .... | ,, | ૧– ૪–૦ |
| (૬૨) | મૃત્યુ અને પરલોક .... .... | ,, | ૩– ૦–૦ |

# તમારા માનીતા ગાયકો

મા. સાયગલ, કે. સી. ડે, ઉમાશશી, શાન્તા આપ્ટે, કાનનદેવી, સન્યાલ, સુરેન્દ્રનાથ, બીબો, દેવીકારાણી અશોકકુમાર વિગેરે લોકપ્રિય ગાયકોની વખણાયેલી

# ફીલ્મો

દેવદાસ, દુનિયા ન માને, ગોપાલ કૃષ્ણ, ભોલારાજા, નિર્મલા, મુક્તિ, જાગીરદાર, અછુતકન્યા તથા બીજી ફીલ્મોનાં

## ગાયનોનાં નોટેશનોવાળું નવું પુસ્તક

# ટૉકીઝ ગાઇડ

યાને

## ઇઝી હારમોનીયમ ટીચર

મુલ્ય રૂ. ૨-૮-૦

# કામશાસ્ત્રનું સંપૂર્ણ
## પુસ્તક




**[ મૂળ સંસ્કૃત ઉપરથી ગુજરાતીમાં ]**

આ પુસ્તક

કે જેને ફ્રેંચ, અંગ્રેજી વિગેરે દુનીયાની ઘણીખરી ભાષાઓમાં અનુવાદ થઇ ચૂકયો છે. જેની લાખો પ્રતોનો કામશાસ્ત્રના આધારભૂત ગ્રન્થ તરીકે ફ્રેંચ પ્રજાએ સ્વીકાર કર્યો છે. તે પુસ્તક ગુજરાતી ભાષામાં મૂળ સંસ્કૃત ગ્રન્થ ઉપરથી બ્હાર પડયું છે.

